# ડૉ. બાબાસાહેબ

# આંબેડકર

## સંપૂર્ણ અક્ષરદેહ

## ગ્રંથ-૧૪

અસ્પૃશ્યો કોણ હતાં ? અને તેઓ અસ્પૃશ્યો કેવી રીતે બન્યા ?



# ડૉ. બાબાસાહેબ આંબેડકર
# સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ : ૧૪

## અસ્પૃશ્યો કોણ હતા ?
## અને
## તેઓ અસ્પૃશ્ય કેવી રીતે બન્યા ?




*M. K. Parmar*
M.A.M.Phil
Managing Editor
Dr. Ambedkar foundation
Ministry of Social Welfare New Delhi.

1, New Niranjannagar, Behind Bhimraonagar, Near Kalapinagar,
Ahmedabad - 380 016. Ph. : (079) R - 373032



ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, કલ્યાણ મંત્રાલય
ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ
ગુજરાત રાજય : ગાંધીનગર
૧૯૯૮



# ડૉ. બાબાસાહેબ આંબેડકર

એમ.એ. એમ.એસ.સી. પી.એચ.ડી. (કોલંબિયા) ડી.એસસી. (લંડન)
એલએલ.ડી. (કોલંબિયા) ડી.લીટ્. (ઉસ્માનીયા)
બાર.એટ.લૉ. (લંડન)

જન્મ : ૧૪ એપ્રીલ, ૧૮૯૧
પરિનિર્વાણ : ૬ ડીસેમ્બર, ૧૯૫૬

# અર્પણ

મહાત્મા જ્યોતિબા ફૂલેને.

(૧૮૨૭-૧૮૯૦)

હિંદુઓની ઉચ્ચતમ વર્ણોની દાસતાથી નિમ્નતમ વર્ણોને પરિચિત કરાવી અને સાચો ઉપદેશ આપ્યો કે ભારતે વિદેશી શાસનથી મુક્તિ મેળવવા કરતાં પણ, સામાજિક દાસતામાંથી મુક્તિ મેળવવી અધિક મહત્વની છે, એવા આધુનિક ભારતના મહાનતમ્ શૂદ્ર

મહાત્મા જ્યોતિબા ફૂલેને

(૧૮૨૭-૧૮૯૦)

સાદર અર્પણ

પ્રથમ આવૃત્તિ : એપ્રીલ ૧૯૯૮
પ્રત : ૫,૦૦૦ સામાન્ય સંસ્કરણ
૧,૦૦૦ ડીલક્ષ સંસ્કરણ

મૂલ્ય: રૂ. ૨૫/- (સામાન્ય સંસ્કરણ)
રૂ. ૮૫/- (ડીલક્ષ સંસ્કરણ)

પ્રકાશક :
ડૉ. આંબેડકર ફાઉન્ડેશન
કલ્યાણ મંત્રાલય, ન્યુ દિલ્હી અને
રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ,
ગુજરાત રાજ્ય, ગાંધીનગર.

વેચાણ કેન્દ્ર :
૧. સરકારી પુસ્તક ભંડાર, ભદ્ર, અમદાવાદ.
૨. સરકારી પુસ્તક ભંડાર, કોઠી કચેરી, વડોદરા.
૩. સરકારી પુસ્તક ભંડાર, રેસ કોર્સ પાસે, એરોડ્રામ રોડ, રાજકોટ.
૪. સરકારી પુસ્તક ભંડાર, બહુમાળી ભવન પાસે, એનેક્ષી-જી-૧, ભાવનગર.
૫. ડૉ. આંબેડકર ફાઉન્ડેશન, ૨૫, અશોક રોડ, ન્યુ દિલ્હી-૧૧૦ ૦૦૧.

મુદ્રક :
નિયામકશ્રી સરકારી છાપકામ અને લેખન સામગ્રી વિભાગ,
ગાંધીનગર માટે એવ પ્રિન્ટર્સ, અમદાવાદ દ્વારા મુદ્રિત.

સલાહકાર :

માનનીય શ્રી

૧. મેનકા ગાંધી
કલ્યાણ મંત્રી, ભારત સરકાર.

૨. શ્રી કેશુભાઈ પટેલ
મુખ્યમંત્રી, ગુજરાત રાજ્ય

૩. શ્રી મહેન્દ્ર ત્રિવેદી
મંત્રી, રમતગમત, યુવા અને સાંસ્કૃતિક પ્રવૃત્તિ

૪. શ્રી ડી. કે. મનાવલન
સચિવ, કલ્યાણ મંત્રાલય.

૫. એચ. આર. ભીમાશંકર (આઈ.આર.એસ.)
નિયામક, ડૉ. આંબેડકર ફાઉન્ડેશન.

૬. વસંત મૂન
પ્રધાન સંપાદક (અંગ્રેજી)

૭. શ્રી એસ. કે. નંદા
સચિવ, રમતગમત, યુવા અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિ વિભાગ.

૮. એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને
સંકલન

**સંકલન (મૂળ અંગ્રેજી)**
શ્રી વસંત મુન

**અનુવાદક :**
ડૉ. રમેશચંદ્ર પરમાર

**પરામર્શક :**
રતિલાલ સા. નાયક
જોસેફ મેકવાન
ડૉ. રમેશચંદ્ર પરમાર

**મુખ્ય સંપાદક અને સંકલન :**
એમ. કે. પરમાર
એમ.એ.એમ.ફીલ



# સંદેશ

આર્ષદ્રષ્ટા ડો. બાબાસાહેબ આંબેડકર વર્તમાન યુગના કરુણાપૂર્ણ યુગપુરુષ હતા. તેમની દ્રષ્ટિમાં નારી નવચેતનાની પ્રતિક છે. તેમજ સમાજના નવનિર્માણમાં નારી પાયાનો પથ્થર છે. નારી અને સમાજની ઉન્નતિ અંગે ડો. આંબેડકરે કહ્યું હતું કે, "હું કોઈ પણ સમાજની પ્રગતિનું અનુમાન એ વાતથી કરું છું કે એ સમાજની મહિલાઓની સ્થિતિ કેવી છે ? નારીની ઉન્નતિ વિના પરિવાર, સમાજ તેમજ રાષ્ટ્રની પ્રગતિના સ્વપ્ન જોવાં એતો રણમાં વહાણ ચલાવવા સમાન છે" અને આ વિધાનને સાર્થક કરવા તેમણે હિન્દુ કોડ બીલની રચના કરી તેમાં ઉત્તરાધિકાર, છૂટાછેડા, વિધવા વિવાહ, પિતાની સંપત્તિમાં પૂત્રીનો ભાગ, સ્ત્રીધન સંબંધી અધિનિયમો રજૂ કરી નારી મુક્તિનો માર્ગ મોકળો કર્યો."

બાબાસાહેબના સમગ્ર સાહિત્યમાં નારી ઉત્થાન તેમજ રાષ્ટ્રની સામાજિક, આર્થિક સમસ્યાઓના ઉકેલની દિશાના દર્શન થાય છે. અમેરિકા અને યુરોપની વિશ્વવિદ્યાલયોમાં તેમણે અર્થશાસ્ત્ર, કાયદાશાસ્ત્ર, સમાજશાસ્ત્ર અને નૃવંશશાસ્ત્રના શોધકર્તાના રૂપમાં ઉચ્ચશિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. વર્તમાન યુગમાં બાબાસાહેબના આર્થિક વિચારો રાષ્ટ્રની પ્રગતિમાં સીમાચિહ્ન સમાન છે.

ડો. આંબેડકર ફાઉન્ડેશન બાબા સાહેબના સંપૂર્ણ વાડમયને હિંદી, ગુજરાતી તેમજ અન્ય ભારતીય ભાષાઓમાં પ્રકાશિત કરી રહ્યું છે. તેનું ઉમળકાભેર સ્વાગત થયેલ છે. આ શૃંખલામાં ડો. બાબાસાહેબ આંબેડકર : સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૪ "અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્ય કેવી રીતે બન્યા ?" સુજ્ઞ વાંચકોને સમર્પિત કરતાં આનંદની લાગણી વ્યક્ત કરું છું.

આ મહાકાર્યમાં જોડાયેલા વિદ્વાન અનુવાદકો, પરામર્શકો, સંકલનકારોનું હું અભિવાદન કરું છું.

મેનકા ગાંધી
કલ્યાણમંત્રી, ભારત
સરકાર






# સંદેશો

ભારતના બંધારણના ઘડવૈયા અને દલિતોના ઉધ્ધારક ડૉ. બાબાસાહેબ આંબેડકર આ સદીની એક વિરલ વ્યક્તિ હતા. ડૉ. બાબાસાહેબ આંબેડકરની દ્રઢ માન્યતા હતી કે શિક્ષણ દ્વારા વ્યક્તિ વિકાસ અને સામાજિક ક્રાંતિ દ્વારા જ સમાનતા, સ્વતંત્રતા અને બંધુતાના પાયા ઉપર રાષ્ટ્રનું નવનિર્માણ થઈ શકશે.

ડૉ. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશન દ્વારા પ્રસિધ્ધ થયેલ બાબાસાહેબના વિધ્વતાપૂર્ણ લખાણનું હિન્દી, ગુજરાતી અને અન્ય ભાષાઓમાં ભાષાંતર કરી, પ્રજા સુધી પહોંચાડવાનું કાર્ય ખૂબ મહત્વનું છે. ડૉ. બાબાસાહેબ આંબેડકરનો સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં. ૧૪ "અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્ય કેવી રીતે બન્યા ?" ગુજરાતી ભાષામાં પ્રકાશિત થઈ રહ્યું છે ત્યારે હું આનંદની અને ધન્યતાની લાગણી અનુભવું છું. ગુજરાતી ભાષામાં આ પ્રકાશનોનો ઉમેરો થતા સામાજિક સદ્‌ભાવના અને સામાજિક ન્યાયની પ્રક્રિયાને અવશ્ય વેગ મળશે.

આ ભગીરથ કાર્યમાં જે વિદ્વાન અનુવાદકો, પરામર્શકારોએ તેમની વિદ્વતાનો લાભ આપ્યો છે તે સૌની જહેમત અભિનંદનને પાત્ર છે. આ ગ્રંથના મુખ્ય સંપાદક શ્રી એમ.કે. પરમારે જે નિષ્ઠાથી કાર્ય પાર પાડ્યું છે તેને હું બિરદાવું છું.

હું આશા રાખું છું કે આ પ્રકાશનોને વ્યાપક લોક આવકાર મળશે.

કે.સ. પટેલ
(કેશુભાઈ પટેલ)
મુખ્યમંત્રી
ગુજરાત રાજ્ય






## આવકાર

ડૉ. બાબાસાહેબ આંબેડકર બહુમતી પ્રતિભા ધરાવતા હતા, તેઓ વિદ્વાન અર્થશાસ્ત્રી, નૃવંશશાસ્ત્રી, ધારાશાસ્ત્રી, વિદ્વાન લેખક, પ્રખર રાષ્ટ્રભક્ત અને સામાજિક નવચેતનાના પ્રહરી હતા.

બ્રિટીશરોએ તેમના શાસન દરમ્યાન ભારતવર્ષના આર્થિક જીવનને કર્યું હતું તેનો તાદૃશ્ય ચિતાર તેમના શોધ નિબંધોમાં આલેખેલ છે. તેમજ અસ્પૃશ્યતા નિવારણ, સામાજિક ન્યાય, દલિતોધ્ધાર, નારી સન્માન, જાતિપ્રથા વિરોધ, વર્ણ વ્યવસ્થા નાશ, રાષ્ટ્રની આર્થિક, સામાજીક, રાજકીય ઉન્નતિ વગેરે વિષય પર તેમણે ઊંડુ ખેડાણ કરેલ છે.

મૂળ અંગ્રેજી વોલ્યુમમાંથી ગુજરાતી ગ્રંથ નં. ૧૪ "અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્ય કેવી રીતે બન્યા ?" ગુજરાતીમાં ભાષાંતર કરી, ગુજરાતની પ્રજાના કરકમળોમાં મૂકતા હું હર્ષ અને આનંદની લાગણી અનુભવું છું.

વિદ્વાન અનુવાદકો, પરામર્શકો, સંકલનકારોએ ખૂબજ મહેનત કરી આ ગ્રંથોના પ્રકાશનમાં જે ફાળો આપેલ છે તે સરાહનીય છે. તેમજ આ ગ્રંથોના મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ.કે. પરમારે આ ગ્રંથોના પ્રકાશનમાં ખૂબજ મહેનત કરેલ છે તેને આ તબક્કે બિરદાવું છું.

**મહેન્દ્ર ત્રિવેદી**
**મંત્રી,**
રમતગમત યુવા, અને
સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ વિભાગ

# બે બોલ

ડૉ. બાબાસાહેબ આંબેડકર સ્વપ્નદ્રષ્ટા હતા તેમનું સમગ્રજીવન સદીઓથી શોષિત પીડીત અને દલિતોના સામાજિક, આર્થિક અને શૈક્ષણિક ઉત્થાન માટે સમર્પિત હતું. તેમણે સમાજમાં પ્રવર્તમાન રૂઢિગ્રસ્ત માન્યતાઓ અને વિષમતાઓને સમૂળી નષ્ટ કરી, સામાજિક ન્યાય અને દલિતોને અધિકારો અપાવવા માટે આજીવન સંઘર્ષ કર્યો.

બાબાસાહેબના સામાજિક નવચેતના અને આર્થિક વિચારોને સાકાર કરવા માટે ભારત સરકારે ડૉ. બાબાસાહેબ આંબેડકર ફાઉન્ડેશનની સ્થાપના કરી છે. આ ફાઉન્ડેશન નીચે દર્શાવેલ મુખ્ય યોજનાઓને કાર્યાન્વિત કરવા કૃતસંકલ્પ છે.

૧. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુસ્તકાલય

૨. ડૉ. આંબેડકર રાષ્ટ્રીય પુરસ્કાર

૩. ડૉ. આંબેડકર ચેર્સ (યુનિવર્સિટી)ની સ્થાપના.

૪. ડૉ. આંબેડકર વિદેશ સ્કોલરશિપ્સ

૫. ડૉ. આંબેડકર સંપૂર્ણ વાઙ્મયનું ભારતીય ભાષાઓમાં પ્રકાશન

૬. હિંદી અને અંગ્રેજીમાં ત્રિમાસીક **"ડૉ. આંબેડકર ફાઉન્ડેશન પત્રિકા"**નું પ્રકાશન

૭. ડૉ. આંબેડકર આંતરરાષ્ટ્રીય પુરસ્કાર

૮. ડૉ. આંબેડકર રાષ્ટ્રીયસ્મારક (૨૬ અલીપુર રોડ, દિલ્હી)ની સ્થાપના.

ગુજરાતી ભાષામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નંબર ૧૧ થી ૧૭ના પ્રકાશનથી ફાઉન્ડેશન આનંદના સહભાગી બન્યું છે. અને તેના મુખ્ય સંપાદક અને સંકલનકારશ્રી એમ.કે. પરમાર તથા વિદ્વાન અનુવાદકો, પરામર્શકો સન્માનને પાત્ર છે.

ડી.કે. મનાવલન
સચિવ કલ્યાણ મંત્રાલય
ભારત સરકાર

## પ્રકાશકિય

અત્યંત આનંદની વાત છે કે ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ: ગુજરાતી ભાષામાં પ્રકાશિત થયેલ બધાજ ગ્રંથોનું સુજ્ઞ વાંચકોએ સ્વાગત કર્યું છે.

આ શૃંખલામાં ડૉ. બાબાસાહેબ આંબેડકર સંપૂર્ણ અક્ષરદેહ ગ્રંથ નં. ૧૧ થી ૧૭ (અંગ્રેજી વોલ્યુમ ૬,૭,૮,૯,) વાંચકોને સમર્પિત કરતા હું આનંદની લાગણી અનુભવું છું.

આ ગ્રંથોમાં (૧) ઈસ્ટ ઈન્ડીયા કંપનીનો વહીવટ અને આર્થિક વ્યવસ્થા (૨) રૂપિયાની સમસ્યા (૩) શુદ્રો કોણ હતા ? અને ભારતીય આર્યોના સમાજમાં તેઓ ચોથી વર્ણમાં કેવી રીતે ગણાયા ? (૪) અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્ય કેવી રીતે બન્યા ? (૫) પાકિસ્તાન અને હિંદના ભાગલા (૬) કોંગ્રેસ અને ગાંધીજીએ અસ્પૃશ્યો માટે શું કર્યું ? (૭) ગાંધીજી અને અસ્પૃશ્યતા નિવારણ વગેરે વિષયો પર ડૉ. બાબાસાહેબ આંબેડકરે પ્રકાશ પાડ્યો છે.

અંતમાં વિદ્વાન અનુવાદકો, પુનરીક્ષકો તથા અન્ય સહયોગીઓનો આભાર માનું છું.અને તેમાં વિશેષ કરીને મુખ્ય સંપાદક અને સંકલનકાર શ્રી એમ.કે. પરમારે સતત મહેનત કરી આ ગ્રંથોનું પ્રકાશન કરાવેલ છે તે ગણનાપાત્ર છે.

મને સંપૂર્ણ વિશ્વાસ છે કે ઉપરોક્ત ગ્રંથોનું પૂર્વવત્ સ્વાગત થશે.

એચ.આર. ભીમાશંકર
ડાયરેકટર
ડૉ. બાબાસાહેબ ફાઉન્ડેશન







# સંપાદકીય

અસ્પૃશ્યતા ભારતીય સમાજનું કલંક છે. અસ્પૃશ્યતાને કારણે માણસ, માણસથી અભડાય તે વિચાર જ હિન છે. છતાં પણ ભારતમાં આજે પણ અસ્પૃશ્યતાને કારણે માનવ માનવને નીચો ગણે છે, આ કલંક મીટાવવા બાબાસાહેબ આજીવન ઝઝુંમ્યા અને અસ્પૃશ્યોને બંધારણીય હક્કો અપાવ્યા.

પ્રસ્તુત ગ્રંથ ૧૪ અસ્પૃશ્યો કોણ હતા ? અને તેઓ અસ્પૃશ્ય કેવી રીતે બન્યા ? માં ડો. બાબાસાહેબ આંબેડકરે અસ્પૃશ્યતા અંગેનો સરવે કરી તેનું મૂળ ક્યાં છે ! શું અસ્પૃશ્યતા ગંદા ધંધાને કારણે છે ? તેની સમસ્યાઓ શું છે ? શું અસ્પૃશ્યતા જન્મ આધારીત છે ? હિંદુઓમાં માંસ ભક્ષણ, અસ્પૃશ્યો અને માંસ ભક્ષણ વગેરે વિષયોની વિષદ્ ચર્ચા કરી તેને ગ્રંથ રૂપે આપની સમક્ષ મુકેલ છે. અને આ અમાનવીયપ્રથાને જડમૂળથી ઉખેડી નાખવા પ્રત્યેક વ્યક્તિને આહ્‌વાન કર્યું છે.

અનુવાદનું કાર્ય ખૂબજ મુશ્કેલ હોય છે અને તેનું સંપાદન, પુનરિક્ષણ, પરિશ્રમ માંગી લે છે ! તેથી આ મુશ્કેલ કાર્ય કોઈ એક વ્યક્તિનું નહીં પરંતુ એક સમગ્ર સમૂહનું છે. વિદ્વાન અનુવાદકો, પરામર્શકોના પરિશ્રમથી જ આ ગ્રંથો તૈયાર થઈ રહ્યા છે.

સુજ્ઞ વાંચકો આ કૃતિને સ્વીકારશે જ.

એમ. કે. પરમાર
મુખ્ય સંપાદક અને સંકલન

## અનુક્રમણિકા

# ગ્રંથ-૧૪

# અસ્પૃશ્યો કોણ હતા ?
# અને
# તેઓ કેવી રીતે અસ્પૃશ્ય બન્યા ?

લેખક
ડૉ. બી.આર. આંબેડકર

# ભૂમિકા

આ પુસ્તક એક અર્થમાં મારા બીજા પુસ્તક "શૂદ્રો કોણ હતા અને ભારતીય આર્યોના સમાજમાં તેઓ ચોથી વર્ણમાં કેવી રીતે ગણાયા ? (Who were the Shudras and how they became fourth Varna in Indo- Aryan Society ?)નો શેષાંશ છે. શૂદ્રો સિવાય હિંદુ સભ્યતાએ અન્ય ત્રણ સામાજિક વર્ગોને જન્મ આપ્યો છે જેમના પ્રત્યે જેટલું ધ્યાન અપાવું જોઈએ તેટલું આપવામાં આવ્યું નથી. તે ત્રણ સામાજિક વર્ગો નિમ્ન પ્રકારે છે.[૧]

(૧) ભટકતી અને ગુનાહિત કાર્યોમાં પરોવાયેલી જાતિઓ જેની સંખ્યા લગભગ ૨ કરોડ જેટલી છે.

(૨) આદિવાસી જાતિઓ [૨]જેમની જનસંખ્યા લગભગ દોઢ કરોડ જેટલી છે.

(૩) અછૂત જાતિઓ [૩]જેમની જનસંખ્યા લગભગ પાંચ કરોડ જેટલી છે.

આ વર્ગોનું અસ્તિત્વ જ જુગુપ્સાનો વિષય ગણી શકાય છે. જો હિંદુસભ્યતાને આ વર્ગોના જનક તરીકે ગણવામાં આવે તો એને 'સભ્યતા'નું નામ જ આપી શકાય નહીં. મને તો લાગે છે કે માનવતાને દબાવી રાખવાનું અને તેમને ગુલામીમાં જકડી રાખવાનું એક ષડ્યંત્ર છે. એનું ઉચિત નામ આપવું હોય તો એને શૈતાનીયત એવું જ નામાભિધાન કરી શકાય.

એવી સભ્યતાને બીજું નામ આપી જ કેવી રીતે શકાય કે જેમાં એક વિશાળ સંખ્યાને એવું ઠસાવી દેવાયું હોય કે ચોરી, લૂંટફાટ અને ગુનાહિત કાર્યો કરીને જીવીકોપાર્જન કરવું એ જ એમનું સ્વીકૃત કર્મ છે.

બીજી એવી જ વિશાળ સંખ્યા ધરાવતા સમૂહને સભ્યતાની વચ્ચોવચ પોતાની પ્રારંભિક અવસ્થામાં જીવવા માટે મજબૂર કરીને છૂટા મૂકી દીધા હોય અને ત્રીજી એવી જ વિશાળ સંખ્યા જેને તો સામાજિક વ્યવહારોથી અલગ એવી

૧ ૧૯૪૬માં પ્રકાશિત થયેલ આ ગ્રંથમાં આપેલી જાતિઓની સંખ્યા અત્યારે લગભગ ત્રણ ઘણી વધી ગઈ છે.

૨ બંધારણમાં આ જાતિઓને 'અનુસૂચિત જનજાતિઓ' ગણવામાં આવી છે.

૩ અછૂત જાતિઓ માટે બંધારણે 'અનુસૂચિત જાતિઓ' શબ્દ પ્રયોજ્યો છે.

ચીજ માની લેવામાં આવી હોય અને જેના સ્પર્શમાત્રથી આદમી 'અપવિત્ર' બની જતો હોય એવું માની લેવામાં આવ્યું હોય !

જો અન્ય કોઈ દેશમાં આવા વર્ગો અસ્તિત્વ ધરાવતા હોય તો જે તે દેશના લોકો પોતાના દીલ દિમાગને ઢંઢોળીને, એનું મૂળ કારણ જાણવા પ્રયત્ન કરત, પણ હિંદુઓને ન તો હ્રદયોને ઢંઢોળવાનું કે ન તો એનું મૂળ શોધવાનું સુઝ્યું નથી. એનું કારણ પણ સરળ અને સહજ છે કે હિંદુઓને આવા વર્ગોનું અસ્તિત્વ ક્ષમાયાચના કરવા લાયક કે શરમજનક ગણવાનું નિમિત્ત કદાપિ બન્યું નથી. આ ત્રણેય વર્ગો માટે પ્રાયશ્ચિત્તની ભાવના અને જવાબદારી હિંદુઓને લાગી નથી કે એમની ઉત્પત્તિ તથા વિકાસ અંગે શોધખોળ કરવાની જરૂરીયાત મહેસૂસ થઈ છે. સામે પક્ષે હિંદુઓમાં એવો પ્રચાર કરવામાં આવે છે, અને એવો વિશ્વાસ આપવામાં આવે છે કે એમની સભ્યતા તો વિશ્વમાં પ્રાચીન સભ્યતા છે એટલું જ નહીં આ સભ્યતા અનેક અર્થોમાં અનોખી અને અદ્વિતીય છે. હિંદુઓ આ પોપટજાપ જપવામાંથી કદાપિ ઊંચા જ આવતા નથી.

હિંદુ સભ્યતા ઘણી પ્રાચીન છે એ વાત તો સમજાય છે અને માની પણ શકાય છે, પણ એ વાત તો ગળે ઉતરતી જ નથી કે તે અદ્વિતીય અને અનોખી છે. આ સભ્યતાને અનોખી અને અદ્વિતીય કયા કારણોસર માનવામાં આવે છે? એનો આધાર શું છે ? એ વાત સમજમાં ઉતરતી નથી.

હિંદુઓને કદાપિ મારી આ વાત ન રુચે. પણ જ્યાં સુધી અહિંદુઓને લાગે વળગે છે, ત્યાં સુધી આવી માન્યતાનો એક જ આધાર છે, અને તે છે એમનો ધર્મ. ધર્મને કારણે જ આ ત્રણેય વર્ગો અસ્તિત્વમાં આવ્યા છે અને હિંદુઓને આ અંગેની જવાબદારી પોતાને માથે લઈને સ્વીકારવી જોઈએ. કોઈ પણ હિંદુએ હિંદુ સભ્યતા એક અનોખી અને અદ્વિતીય ચીજ છે. એ વાતનું પુનરુચ્ચારણ વારંવાર કરવાની જરૂરત હું જોતો નથી. એ બાબતનો ઈન્કાર કોઈ કરતું નથી. હિંદુઓ આ અંગે અભિમાન લેવાનું છોડી દે કારણ કે આ વાત ગૌરવ લેવાની નહીં પણ લજ્જા અનુભવવાની છે.

હિંદુસભ્યતા, હિંદુ બુધ્ધિમત્તા, શ્રેષ્ઠતા અને પવિત્રતામાં લોકોને જે જૂઠો વિશ્વાસ છે એનું મૂળ હિંદુ વિદ્વાનોના વિચિત્ર સામાજિક માનસમાં રહેલું છે.

આજે તમામ પ્રકારનું પાંડિત્ય બ્રાહ્મણોમાં સીમિત થયેલું છે . દુર્ભાગ્યની વાત તો એ છે કે પાંડિત્ય પ્રચુર બ્રાહ્મણોમાં વોલ્ટેર જેવી એક પણ પ્રતિભા આગળ આવી નથી. વોલ્ટેરમાં માનસિક ઈમાનદારી હતી. વોલ્ટેર કેથોલિક ચર્ચમાં સંસ્કારીત થયો હતો અને છતાંય કેથોલિક સિધ્ધાંતો વિરુધ્ધ એણે અવાજ બુલંદ કર્યો હતો. ભારતમાં તો ભવિષ્યમાં પણ કોઈ વોલ્ટેર પેદા થાય એવી સંભાવના જ નથી. બ્રાહ્મણોના પાંડિત્ય અંગે આ કડવી ટીકા છે અને છતાંય સત્ય તો એ છે જ કે બ્રાહ્મણોમાં કોઈ વોલ્ટેર પેદા થયો નથી.

બ્રાહ્મણોમાં પાંડિત્ય છે, વિદ્વતા છે એ સ્વીકારવું જોઈએ. બ્રાહ્મણ વિદ્વાન હોઈ શકે, મનીષી નહીં. મનીષી અને વિદ્વાન વચ્ચે આકાશ પાતાળ જેવડો ફરક છે. મનીષી મનસ્વી પ્રાણી હોય છે, ચેતનાસભર હોય છે, તે પોતાના વર્ગના સ્વાર્થોની પરવા કે દરકાર કરતો નથી. એનું આચરણ સ્વાતંત્ર્યપૂર્ણ હોય છે. વિદ્વાન કોરો અને સીમિત હોય છે. પોતાના વર્ગોના સ્વાર્થોથી આગળ એ કદમ ઊઠવી શકતો નથી. એને પોતાના વર્ગના સ્વાર્થોની ચિંતા હોય છે. એટલે સ્વાતંત્ર્યપૂર્ણ - નિર્બાધ આચરણ કોરા વિદ્વાનોથી થઈ શકતું નથી. બ્રાહ્મણોમાં કોઈ વોલ્ટેર પેદા થઈ શક્યો એનું કારણ એટલું જ કે બ્રાહ્મણોમાં માત્ર વિદ્વાનો જ પેદા થાય છે મનીષી નહીં.

બ્રાહ્મણોમાં કોઈ વોલ્ટેર શા માટે પેદા ન થયો ? આ પ્રશ્નનો જવાબ એક પ્રતિપ્રશ્ન પૂછીને મેળવી શકાય તેમ છે. જો એવો પ્રશ્ન પૂછવામાં આવે કે;

- તુર્કસ્તાનના કમાલ પાશાએ ઈસ્લામી સંસારમાંથી મજહબને શા માટે નષ્ટ ન કર્યો ?

- અથવા શા માટે કોઈ પોપ કેથોલિક ધર્મની નિંદા કરતો નથી ?

- અથવા બ્રિટિશ પાર્લામેન્ટ માંજરી અને ભૂરી આંખોવાળા સઘળા બાળકોને મારી નાખવાનો ઠરાવ શા માટે કરતી નથી ?

પાશા, પોપ અને બ્રિટિશ પાર્લામેન્ટ જે નિર્ણય જે કારણોકાર લઈ શકે જ નહીં એ જ કારણોસર બ્રાહ્મણ પણ પોતાનામાંથી કોઈને વોલ્ટેર તરીકે પેદા થવાની સવલત કે સગવડ આપે નહીં.

કોઈ પણ વ્યક્તિનું આચરણ એનું અથવા એના વર્ગનું હિત સાધવા આંતરિક રીતે તેને બાંધી રાખે છે અને એના અનુસાર જ એનું આચરણ થાય છે એ વાત આપણે સ્વીકારવી જોઈએ.

બ્રાહ્મણને હિંદુસમાજમાં જે શક્તિ અને પદપ્રતિષ્ઠા પ્રાપ્ત થઈ છે તે સંપૂર્ણરુપે હિંદુસભ્યતાને કારણે જ થઈ છે. બ્રાહ્મણ 'ભૂદેવ'નું સ્થાન પ્રાપ્ત કરી શક્યો છે એ હિંદુસભ્યતાને કારણે જ. હિંદુ આચાર સંહિતાને કારણે તો અન્ય વર્ગના લોકો ઉપર વિવિધ પ્રકારના પ્રતિબંધો ઠોકી બેસાડવામાં આવ્યાં છે અને આ પ્રતિબંધો એવાં છે કે જેથી બ્રાહ્મણની શ્રેષ્ઠતાનો અસ્વીકાર અન્ય વર્ગો કરી જ શકે નહીં.

પ્રત્યેક બ્રાહ્મણ પછી તે રૂઢિવાદી હોય કે પ્રગતિશીલ, તે પુરોહિત હોય કે ગૃહસ્થ, પંડિત હોય કે અપંડિત - એનો સ્વાર્થ એ વાતમાં જ સમાયેલો છે કે બ્રાહ્મણનું સ્થાન સર્વશ્રેષ્ઠ જ રહે. આવી ભાવના બ્રાહ્મણોમાં હોય એ સ્વાભાવિક પણ લાગે છે. બ્રાહ્મણો પોતાનું શ્રેષ્ઠપદ ટકાવી રાખે એ માટે વોલ્ટેર જેવો વિદ્રોહી પેદા કરી શકાય નહીં. એટલે તો બ્રાહ્મણોમાં વોલ્ટેર જેવી પ્રતિભા પેદા થઈ શકી નથી. કારણ કે વોલ્ટેર એમના વર્ગહિતો માટે ખતરો સાબિત થાય છે. હિંદુ આચાર સંહિતા તો બ્રાહ્મણોની શ્રેષ્ઠતાને અખંડ રાખવા જ નિર્માઈ છે.

બ્રાહ્મણોમાં વિદ્વાન પ્રતિભાઓ પેદા થઈ છે પણ આ પ્રતિભાઓ હંમેશાં ભયભીત રહી છે. એમની ઉપર આંતરિક દબાવ અને પ્રતિબંધ લાગેલો રહ્યો છે. એટલે પ્રતિભાનો પૂર્ણ વિકાસ થવાને બદલે તે સીમિત રહે છે. જે સચ્ચાઈ અને ઈમાનદારી લખાણમાં કે વ્યવહાર આચરવી જોઈએ તે આચરી શકતો નથી. બ્રાહ્મણ વિદ્વાનને હંમેશાં એવો ડર રહ્યા કરે છે કે એના લેખન કે આચરણને કારણે એના વર્ગના હિતોને ક્યાંક હાનિ પહોંચે નહીં.

કોઈ પણ માનવીને ગુસ્સો અને ખીજ ચઢે એવી બાબત એ છે કે બ્રાહ્મણી સાહિત્યની પોલ ખોલવાનો પ્રયત્ન કરનાર વ્યક્તિ પ્રત્યે બ્રાહ્મણ પંડિતો અત્યંત અસહનશીલ અને અસહિષ્ણુ બની જાય છે. જ્યાં જરૂરી અને અનિવાર્ય હોય ત્યાં પણ બ્રાહ્મણ પંડિતો આ પ્રકારનું કાર્ય કરતા નથી. બ્રાહ્મણ મૂર્તિભંજક બની

શકતો નથી પણ જેનામાં આવું કરવાનું સામર્થ્ય હોય છે એમને પણ મૂર્તિભંજકનું કાર્ય કરવા દેતો નથી.

જો કોઈ અબ્રાહ્મણ આવું કાર્ય હાથ ધરે તો બ્રાહ્મણ પંડિતો એકદમ મૌન ધારણ કરી લે છે. એના નિષ્કર્ષો ઉપર જરાય ધ્યાન આપતા જ નથી. એક પ્રકારની અવગણનાનું વલણ અખત્યાર કરે છે અને નિષ્કર્ષોને બદલે કોઈ મામૂલી વાતનો તંતુ પકડીને સમગ્ર નિષ્કર્ષોને નિરર્થક સાબિત કરી દેવા એકદમ હોબાળો મચાવી દે છે. બ્રાહ્મણી સાહિત્યના ગર્ભિત ષડ્યંત્રો પરથી પડદો ઊઠાવવાના કાર્યમાં પ્રવૃત્ત એવા લેખકને નાતે આવા નીચતાપૂર્ણ વ્યવહારોનો હું શિકાર બની ચૂક્યો છું.

બ્રાહ્મણ પંડિતોની નારાજગી અને શોરબકોર વચ્ચેય મેં આ જવાબદારી માથે લીધી છે અને એને પરિપૂર્ણ કરવા માટે મથતા રહેવું જોઈએ. એવું મેં જાતે સ્વીકાર્યું છે. આ વર્ગોની ઉત્પત્તિ કેવી રીતે થઈ ? એક એવો વિષય છે જેના અંગે શોધખોળ કરવી જોઈએ. આ પુસ્તકમાં આ બદનસીબ વર્ગોમાંના એક વર્ગ અંગે વિચારણા કરવામાં આવી છે. ત્રણેય વર્ગોમાં અછૂતોની જ સંખ્યા વિશેષ છે અને એમનું અસ્તિત્વ પણ સૌથી વધુ અસ્વાભાવિક અને કુરૂપતાપૂર્ણ છે અને છતાંય એનું 'મૂળ' શોધવાનો પ્રયાસ થયો નથી. હિંદુઓ આવો પ્રયત્ન ન કરે એ વાત તો સમજમાં આવે છે કારણ કે રૂઢિચુસ્ત અને જૂની પરંપરાના હિંદુઓને અસ્પૃશ્યતાનું આચરણ કરવામાં કોઈ દોષ દેખાતો નથી. એમને તો આવું સ્વાભાવિક અને પરંપરાગત ચીલાચાલુ આચરણ લાગે છે. અને એટલે તો આ અમાનવીય આચરણ અંગે પ્રાયશ્ચિત્તની કે અપરાધબોધની ભાવના જાગતી નથી.

આધુનિકતાના નવા વિચારો ધરાવતા હિંદુઓને એમાં દોષ તો દેખાય છે: પણ એની સાર્વજનિક રીતે ચર્ચા કરવામાં એને લાજ આવે છે. આ લોકોને સતત ડર રહ્યા કરે છે કે હિંદુસભ્યતા આ પ્રકારની નિંદાસ્પદ અને વિષાક્ત પધ્ધતિ અથવા સામાજિક વ્યવસ્થા છે જેની ખબર વિદેશીઓને થઈ જાય નહીં. સામાજિક વ્યવસ્થા આટલી બધી અમાનવીયતા અને નૃશંસતાની નજીક હોઈ શકે એની કલ્પના વિદેશીઓને તો આવતી જ નથી. અસ્પૃશ્યતા જેવી અમાનવીય

વ્યવસ્થા અંગે વિદેશી વિદ્યાર્થીઓનું પણ ધ્યાન દોરાયું નથી એ વાત પણ આશ્ચર્યજનક છે. આવું શાથી બન્યું ? એનો ખ્યાલ આવવો મુશ્કેલ છે પણ વિદેશીઓનું ધ્યાન ઊંડાણમાં પહોંચ્યું નથી એ હકીકત છે.

એટલે આ પુસ્તક એક અર્થમાં એવું પુસ્તક છે જેની સૌ કોઈએ ઉપેક્ષા કરી છે એવા વિષયના તમામ આયામોની ચર્ચા કરનારું, અને ભવિષ્ય માટે માર્ગદર્શન આપનારું સાબિત થઈ શકે તેમ છે. આ પુસ્તકમાં 'અસ્પૃશ્યતા' અંગેની તમામ બાજુઓ અંગે વિચાર કરવાનો પ્રયાસ કરવામાં આવ્યો છે. 'અસ્પૃશ્યતાનો ઉદ્‌ભવ' કઈ રીતે થયો તે જાણવાનો પ્રયાસ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે. એટલું જ નહીં આ પ્રશ્નની આજુબાજુ ગુંથાયેલા તમામ સંભવિત પ્રશ્નોનો વિચાર પણ કરવામાં આવ્યો છે. કેટલાક પ્રશ્નો તો એવા છે જેના અંગે અત્યંત અલ્પ એવું જ્ઞાન લોકો ધરાવે છે અને જે લોકોએ થોડાક ઊંડાણથી આ પ્રશ્નોને સમજવા પ્રયાસ કર્યો છે એ વિદ્વાનો પણ બિચારા હેરાન થઈ ગયા છે. એમને ઊભા થતા પ્રશ્નોના શા ઉત્તર આપવા એની જ સમજ પડતી નથી. એવા અનુત્તરિત અને ગૂંચવણભર્યા પ્રશ્નોના જવાબો આપવાનો પ્રયાસ આ પુસ્તકમાં થયો છે. એવા પ્રશ્નો નીચે મુજબના છે.

(૧) અછૂતો ગામની બહાર શા માટે રહે છે ?

(૨) ગૌમાંસાહાર અસ્પૃશ્યતાનું કારણ શાથી બની ગયું ?

(૩) શું હિંદુઓએ કદાપિ ગૌમાંસ ખાધું નથી ?

(૪) અબ્રાહ્મણોએ ગૌમાંસ ખાવાનું કેમ છોડી દીધું ?

(૫) બ્રાહ્મણો શા માટે શાકાહારી બની ગયા ?

આ પ્રશ્નોના ઉત્તરો શોધવાનો પ્રયાસ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

આ પુસ્તકમાં 'અસ્પૃશ્યતા'ની ઉત્પત્તિ અંગે જે વિચારધારા રજુ કરવામાં આવી છે તે તદ્દન નવીન પ્રકારની છે. એની મુખ્ય ધારણાઓ નીચે મુજબ છે..

(૧) હિંદુઓ અને અછૂતોમાં વંશ (પ્રજાતિ) અંગે કોઈ ભિન્નતા નથી.

(૨) 'અસ્પૃશ્યપણું' પેદા થયું એ પહેલાં મૂળ સ્વરૂપે હિંદુઓ અને અછૂતો વચ્ચેનો ભેદ એક દળના માણસો અને અન્ય દળના છિન્ન-ભિન્ન થયેલા

માણસો (Broken men)નો જ ભેદ હતો. આ છિન્ન-ભિન્ન થયેલા- દળથી અલગ પડેલા માણસો જ પાછળથી 'અછૂત' કહેવાયા.

(૩) જેવી રીતે વંશની ભિન્નતા 'અછૂતપણા'નો આધાર નથી એવી જ રીતે વ્યવસાયની ભિન્નતા પણ 'અછૂતપણા'નો આધાર નથી.

(૪) અછૂતપણાની ઉત્પત્તિના મૂળ બે કારણો છે.

(ક) બ્રાહ્મણોની છિન્ન-ભિન્ન થયેલા (Broken man) બૌધ્ધો પ્રત્યેની ધૃણા અને તિરસ્કાર.

(ખ) બીજાઓએ ગૌમાંસ ખાવાનું છોડી દીધું પણ છિન્ન-ભિન્ન થયેલા આદમીઓએ ગૌમાંસ ખાવાનું ચાલુ રાખ્યું.

(૫) 'અછૂતપણા'નું મૂળ શોધવા માટેનો પ્રયત્ન કરતી વખતે આપણે સાવધાની રાખવી જોઈએ કે 'અછૂત' અને 'અપવિત્ર'ને એક સમાન ગણી ન લઈએ. જેટલા રૂઢિવાદી હિંદુ લેખકો છે એમણે 'અછૂત' અને 'અપવિત્ર'ને એક ગણી લેવાની ભૂલ કરી છે. વાસ્તવમાં 'અછૂત' અને 'અપવિત્ર' બન્ને તદ્દન અલગઅલગ બાબતો છે..

(૬) જો કે એક વર્ગની દ્રષ્ટિએ જોઈએ તો ધર્મશાસ્ત્રો-પુરાણોના સમયગાળામાં જ અપવિત્ર લોકોના વર્ગનો જન્મ થઈ ચૂક્યો હતો. પરંતુ ઈ.સ. ૪૦૦ પછીના ઘણાં લાંબા સમયગાળા બાદ અછૂતવર્ણ અસ્તિત્વમાં આવી હતી.

આ તારણો મારી ઐતિહાસિક શોધોનું પરિણામ છે. ઈતિહાસના વિદ્યાર્થીઓ અને જાણકારોએ પોતાની સામે જે આદર્શ રાખવો જોઈએ એને ગોથેએ (Goethe)એ ઉચિત શબ્દોમાં વ્યાખ્યાયિત કરી છે. ગોથે કહે છે કે,

"ઈતિહાસજ્ઞનું કર્તવ્ય છે કે તે સત્યને અસત્યથી, નિશ્ચિતને અનિશ્ચિતથી અને સંદિગ્ધને અસ્વીકાર્યથી અલગ કરે. પ્રત્યેક શોધકર્તાએ સૌથી પ્રથમ તો ન્યાયાધીશ કોઈ કેસ અંગે નિર્ણય લેવા બેઠો હોય એવી રીતે પોતાની જાતને પ્રવૃત્ત કરવો જોઈએ. એણે કેવળ એ જ વાતનો વિચાર કરવાનો છે; જે આવેલી સાક્ષીઓને નજર સમક્ષ રાખીને કેસ અંગેનું સંપૂર્ણ અને સ્પષ્ટ રૂપ શું છે એનો અંદાજ કાઢે અને પછી પોતાના નિષ્કર્ષો તારવે અને પોતાનો નિર્ણય આપે.

નિર્ણય આપતી વખતે આગળના માણસોએ જે ચૂકાદાઓ આપ્યા હોય એની સાથે મેળ ખાય છે કે નથી ખાતો એનોય વિચાર કરવાનો નથી."

ગોથેએ ઈતિહાસકાર માટે જે આદર્શ અને ઉપદેશ આપ્યો છે એના અનુસાર આચરણ કરવામાં કોઈ મુશ્કેલી લાગવી જોઈએ નહીં. જે વિષયનો નિર્ણય કરવાનો છે એના અંગેની આવશ્યક ઘટનાઓનું જ્ઞાન હોય તો નિર્ણય લેવામાં કોઈ અડચણ ઉભી થવી જોઈએ નહીં. ગોથેનો ઉપદેશ ઘણો મૂલ્યવાન છે અને આવશ્યક પણ છે. પણ ગોથેના કથનમાં એ વસ્તુનો ઉલ્લેખ નથી કે નિર્ણય કરવામાં કોઈ કડી ખૂટતી હોય ત્યારે ઈતિહાસના સંશોધકે શું કરવું જોઈએ ? વિશેષ કરીને મહત્ત્વપૂર્ણ ઘટનાઓ વચ્ચે પરસ્પરને સાંકળતું કોઈ સીધું પ્રમાણ ન હોય તો શું કરવું ?

હું આ બાબતનો ઉલ્લેખ એટલા માટે કરું છું કે 'અછૂતપણા'નું મૂળ શોધતી વખતે અને એના સબંધમાં અન્ય પેદા થતા પ્રશ્નોના ઉકેલ શોધતી વખતે મને અનેક અદ્રશ્ય કડીઓનો સામનો કરવો પડયો છે. નિ:સંદેહ આવો અનુભવ મને એકલાને જ માત્ર થયો નથી અન્ય લોકોને પણ આવો અનુભવ થયો છે અને થયો હશે !

પ્રાચીન ભારતીય ઈતિહાસની ચર્ચા કરતી વખતે માઉન્ટ સ્ટુઅર્ટ એરીફ્સ્ટને (Mount Stuart Elphinstone) લખ્યું છે કે;

સિકંદર (Alexander)ના આગમન પૂર્વેની કોઈ પણ સાર્વજનિક ઘટનાની તિથિ બતાવવી અને મુકરર કરવી મુશ્કેલ છે અને ઈસ્લામના વિજયપૂર્વેના કુદરતી પરિવર્તનોમાં કોઈ પણ પ્રકારનો કાર્યકારણ સંબંધ શોધી કાઢવાનો પ્રયત્ન કરવો પણ મુશ્કેલ છે."

આ ખેદયુક્ત સ્વીકૃતિ છે પણ એ સ્વીકૃતિથી આપણને નિર્ણય પર પહોંચવામાં મદદ મળતી નથી. પ્રશ્ન એટલો જ છે કે, 'આવા સમયે ઈતિહાસનો શોધકર્તા વિદ્યાર્થી કેવું વલણ અખત્યાર કરે ? જ્યાં સુધી એને અજ્ઞાત કડી ઉપલબ્ધ થાય નહીં ત્યાં સુધી પોતાનું કાર્ય આગળ વધારવાનું માંડી વાળે ? હું કામ રોકી દેવામાં માનતો નથી. મારી માન્યતા એવી છે કે આ સ્થિતિ હોય ત્યારે સંશોધનકર્તાને એવી છૂટછાટ લેવી જોઈએ જેથી તે અંર્તદ્રષ્ટિ અને

અનુમાન-કલ્પના દ્વારા ખૂટતી કડીઓનો સળંગસૂત્ર સાંકળ બનાવવામાં ઉપયોગ કરે. જે અજ્ઞાત કડીઓ છે તે અનુમાનો, સાંયોગિક પુરાવાઓને આધારે પેદા કરવી જોઈએ. શોધકર્તા કોઈ એક સિધ્ધાંતનું પ્રતિપાદન કરે અને એ સિધ્ધાંતને ઉચિત માનીને આગળ વધે અને એવું દર્શાવે કે જે જ્ઞાત ઘટનાઓ છે એમાં ખૂટતી કડીઓ ઉમેરીને સળંગસૂત્ર ઘટના ઉપસાવી શકાય છે અને જેની વ્યાખ્યા થઈ શકતી નથી એમાં કાર્યકારણનો સંબંધ રહ્યો હશે એવું સાબિત કરે. મારે એ વાતનો સ્વીકાર કરવો જોઈએ કે અગમ્ય અને અદ્રશ્ય કડીઓ ઉપલબ્ધ ન થઈ હોય ત્યારે કામ અધુરું મૂકી દેવાને બદલે ખૂટતી કડીઓનું અનુમાન કરીને મેં સળંગસૂત્ર સાંકળ ઉભી કરવાની પધ્ધતિનું અનુસરણ કર્યું છે. એટલું જ નહીં આવેલી મુશ્કેલીઓને પાર પાડવાનું કાર્ય મેં સંશોધનમાં કર્યું છે.

સંભવ છે કે આલોચકો મારી આ 'ઉણપ'નો ઉપયોગ કરી મારી સમગ્ર વિચારસરણીને કચરા પેટીમાં નાખી દેવાનો પ્રયાસ કરે અને ટીકાટીપ્પણ કરે કે ઐતિહાસિક શોધખોળના સિધ્ધાંતોથી તદ્દન વિપરીત એવી પધ્ધતિમેં અપનાવી છે. જો સમીક્ષકોનો આવો જ મત હોય તો હું એ બાબત અંગે ધ્યાન દોરવા માગું છું કે; ઈતિહાસના સમયગાળામાં એવો પણ એક સમય આવે છે જ્યારે ઐતિહાસિક તારણો તારવવા મુશ્કેલ બની જાય છે. એવા સમય માટે કોઈ એમ કહે છે; કોઈ એક મત (Thesis)નો એટલા માટે અસ્વીકાર કરવો જોઈએ કારણ કે એના માટે સીધા પુરાવાઓ ઉપલબ્ધ નથી અને તેથી તે ધારણા જ ખોટી છે તો મારે કહેવું જોઈએ કે આવી ટીકા અને આવો નિયમ ખરાબ છે.

(૧) સીધા પુરાવાઓ વિરુધ્ધ સાંયોગિક અને અનુમાન આધારિત તારણો અથવા (૨) અનુમાન પ્રમાણ વિરુધ્ધ કલ્પના અંગેના વિવાદમાં ફસાયા વિના સમીક્ષકોએ એ જોવું જોઈએ કે કોઈ મત કેવળ અટકળ ઉપર તો આધારિત નથી ને ? અથવા તો (૩) આવી ધારણા (Thesis) સંભવ છે કે કેમ ? અને જો હોય તો મેં જે રજુઆત કરી છે એનાથી વધારે ઉપયોગી અને ઉચિત બીજી ધારણા (Thesis) છે કે કેમ ? મારા અનુમાનો જે જ્ઞાત ઘટનાઓ છે એની સાથે વધારે મળતા આવે છે કે કેમ ?

પ્રથમ વાત અંગે તો મારે એટલું જ કહેવાનું છે કે ક્યાંક કલ્પનાનો આધાર

લેવામાં આવ્યો છે એટલા માત્રથી જ કોઈ એક મત (Thesis)ને નિરાધાર માની શકાય નહીં. મારે મારા આલોચકોને એટલું કહેવાનું છે કે આપણે એક એવી સંસ્થાનો વિચાર કરી રહ્યા છીએ જેનું મૂળ અતીતના ગર્ભમાં વિલીન થઈ ચૂક્યું છે. 'અછૂતપણા'ની ઉત્પત્તિની વ્યાખ્યા કરતી વખતે કોઈ ગ્રંથોમાંથી નિશ્ચિયાત્મક ભાષામાં ઈતિહાસ લખવા જેવું સરળ કાર્ય નથી. અહીં તો જ્યાં ઈતિહાસના આધારો અવિદ્યમાન છે ત્યાં ઈતિહાસનું નિર્માણ કરવાનો પ્રશ્ન છે. એમાં પણ ઉપલબ્ધ ગ્રંથોમાં ડૂબકી લગાવીને એ જોવાનો પ્રયાસ કરવો પડશે કે ગ્રંથોમાં જે જે વાતનો ઉલ્લેખ કર્યો છે અને જે હકીકતો લખી છે, એમાં કઈ કઈ વાતો છુપાવી છે અને કઈ વાતો રજુ કરી છે-એની સત્યતા અને અસત્યતા પણ ચકાસવી પડે.

આ કાર્યની તુલના તો પુરાતત્વજ્ઞના કાર્યની સાથે જ કરી શકાય જે અતીતના અવશેષોનો સંગ્રહ કરે છે એમને એકબીજાની પાસે ગોઠવે છે અને એની ઉત્પત્તિની કહાની શોધી કાઢે છે. પુરાતત્વજ્ઞો કોઈક ખંડેરના આધારે સમગ્ર શહેરનું નિર્માણ કરવાનો પ્રયાસ કરે છે અથવા પ્રાણીશાસ્ત્રનો અભ્યાસુ કોઈ એક પ્રાણીના વિખરાયેલાં હાડકાં કે દાંતોના આધારે આખા શરીરની કલ્પના કરી બતાવે છે. અથવા એવા ચિત્રકારની સાથે કરી શકાય જે કોઈ એક દ્રશ્યના નિર્માણને માટે ક્ષિતિજની રેખાઓ અને પહાડો પરનાં નાનાંનાનાં પદ્ચિહ્નોનું અધ્યયન કરતો હોય છે. આ દ્રષ્ટિએ જોઈએ તો આ પુસ્તક એક ઈતિહાસ પુસ્તક કરતાંય વિશેષ તો કલાકૃતિ છે. અછૂતપણાનું મૂળ તો મૃત અતીતના ગર્ભમાં વિલીન થયેલું છે. જેની જાણકારી કોઈનેય નથી. આ પ્રયત્ન તો કોઈ લુપ્તપ્રાય અથવા અપ્રાપ્ય શહેરનો પુનરુધ્ધાર થોડાક અવશેષો ઉપરથી સાકાર કરવાના પ્રયત્નો બરાબર છે. જેમાં કલ્પના માટે અને અનુમાનો માટે મોટો અવકાશ છે. કલ્પના કે અનુમાનો સિવાય આવું કાર્ય સંપન્ન થઈ જ શકે નહીં. એટલે પુનરુધ્ધારના આવા કાર્યને માત્ર અનુમાનો અને કલ્પનાનો આધાર લઈને કરવામાં આવેલ છે એમ માનીને કચરાપેટીમાં પધરાવી શકાય નહીં. એ વાત તો સ્વીકારવી જ પડે કે 'પ્રશિક્ષિત કલ્પના' (Trained Imagination) વિના તો કોઈ પણ વૈજ્ઞાનિક પોતાની શોધખોળમાં સફળ થતો નથી અને એ પણ

સ્વીકારવું પડે કે 'અનુમાન' વિજ્ઞાનનો આત્મા છે. મેક્સિમ ગોર્કીનું એક કથન છે કે;

"વિજ્ઞાન અને સાહિત્યમાં ઘણી વાતો સમાન છે. બન્નેમાં નિરીક્ષણ, તુલના અને તારણ-અધ્યયનનું વિશેષ મહત્ત્વ છે. કલાકાર માટે પણ વૈજ્ઞાનિક જેવી જ અંર્તદ્રષ્ટિની આવશ્યકતા રહે છે . હજુ સુધી અલભ્ય રહેલી અજ્ઞાત કડીઓ દ્વારા સળંગસૂત્ર સાંકળનું નિર્માણ કરવા અને ઘટનાઓને સમજવા કલાકાર અને વૈજ્ઞાનિક અનુમાનો અને કલ્પનાઓનો આધાર લે છે. વૈજ્ઞાનિકને એવી છૂટ હોય છે જે અનુમાનો કરીને એવા પ્રકારના મતનું પ્રતિપાદન કરે જે પ્રકૃતિના રૂપો અને પ્રક્રિયાઓનું અધ્યયન કરવામાં ઉપકારક નીવડે. આ અર્થમાં વૈજ્ઞાનિકનું કાર્ય કલાકારની પ્રવૃત્તિ જેવું જ છે. સાહિત્યકાર પણ નિર્માણ કે રચના કરતી વખતે પાત્રોને એવા નમૂનાઓનો આધાર લઈને કલ્પના અને અંર્તદ્રષ્ટિથી એવી ઘટનાનું નિર્માણ કરે જેની અપેક્ષા રાખવામાં આવે છે.

એટલે જ્યાં સળંગચિત્ર ઉપસાવવા માટે ખોવાયેલી કડીઓને ઉમેરવા માટે મને ક્ષમાયાચના કરવાની જરૂરત લાગતી નથી અને એવું કરવા માટે મારો મત દૂષિત પણ બની જતો નથી. કારણ કે મેં કેવળ અટકળોનો જ આસરો લઈને ચિત્રને પૂર્ણ કર્યું નથી અધિકાંશ રીતે મારી સમગ્ર બાંધણી અને ગૂંથણીનો આધાર યથાર્થ ઘટનાઓ અને એના અનુસંધાનમાં કરવામાં આવેલા અનુમાનો પર છે. જ્યાં યથાર્થ ઘટનાઓ અને એના દ્વારા પ્રાપ્ત થયેલ તારણો સાથે જે અનુમાનો કર્યા છે તેનો આધાર સંભાવનાઓની પર્યાપ્ત માત્રાઓ પર આશ્રિત છે. એમાં પરિસ્થિતિજન્ય પુરાવાઓ સાંકળ્યા છે. મેં મારા વાચકો પાસે એવા એક પણ વિધાનને માત્ર વિશ્વાસ રાખીને સ્વીકારી લેવા પ્રેર્યા નથી. હકીકતમાં તે પ્રત્યેક વિધાનને માટે મેં ઉચિત સમર્થનના મુદ્દાઓ પણ પ્રસ્તુત કર્યા છે.

ઓછામાં ઓછું મેં એટલું તો સાબિત કરી જ દીધું છે કે; મેં જે કોઈ વિધાન કર્યું છે એના પક્ષમાં અને સમર્થનમાં સંભાવનાઓની વિપુલમાત્રા રજુ કરી છે. પણ કોઈ એવું માને છે કે કોઈ એક નિર્ણયને માટે ઘણીમાત્રામાં પ્રમાણ રજુ કરવા એ પણ સત્યનો આધાર બની શકે નહીં તો આવી ટીકા એ

પાણીમાંથી પોરા કાઢવાનો પ્રયાસ કે વેદિયાપણું છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

એક બીજી વાત તરફ મારા સમીક્ષકોનું ધ્યાન હું દોરવા માગું છું કે મેં કરેલા વિધાનોને અંતિમ માની લેવા જેવો દુરાગ્રહી પુરુષ હું છું નહીં. એટલે જ મારી માંડણીને 'અંતિમસત્ય' માની લેવાની પ્રાર્થના હું કરતો નથી. મારા નિર્ણયો અંગે હું સમીક્ષકોને પ્રભાવિત કરવા પણ માંગતો નથી. સમીક્ષકો પોતાની રૂએ સ્વતંત્ર નિર્ણય બાંધવા મુક્ત છે. મારી ઈચ્છા તો માત્ર એટલી જ છે કે મારા વિચારો પ્રમાણે ભવિષ્યમાં વધુ સંશોધન કરવા માટે આગળ વધી શકાય તેમ છે કે કેમ ? જો કોઈ એક મત-આજુબાજુની તમામ વાતો સાથે મેળ ખાતો હોય, પ્રશ્નોની ઉચિત વ્યાખ્યા કરતો હોય, વિચારને એક અર્થપૂર્ણ સ્થિતિમાં મૂકી શકતો હોય - એવો અર્થ જે કરેલા વિચારના અભાવમાં કરી જ શકાય નહીં, એવી માંડણી આ મત દ્વારા કરવામાં આવી છે; એવું લાગે તો મારી ઈચ્છા એટલી જ છે કે મારા આલોચકો આ માંડણીનું નિષ્પક્ષ મૂલ્યાંકન કરે. એનાથી વિશેષ કંઈ હું ઈચ્છતો નથી.

૧, જાન્યુઆરી ૧૯૪૮

૧. હાર્ડીંગ એવેન્યુ, નવી દિલ્હી. બી. આર. આંબેડકર

પ્રકરણ ૧

# બિન-હિંદુઓમાં અસ્પૃશ્યતા

અછૂતો કોણ છે ? અને અછૂતપણું કેવી રીતે પેદા થયું ? આ મુખ્ય પ્રશ્નોને તપાસવાનો અને ઉત્તરો આપવાનો પ્રયાસ આગામી પૃષ્ઠોમાં કરવામાં આવ્યો છે.

વિષયના ઊંડાણમાં ઊતરતાં પહેલાં કેટલાક આરંભિક પ્રશ્નોના ઉત્તરો દેવા આવશ્યક લાગે છે.

- પહેલો પ્રશ્ન તો એ છે કે શું સંસારમાં કેવળ હિંદુઓ જ છે જે અસ્પૃશ્યતામાં માને છે ?

- જો બિન-હિંદુઓમાં પણ અછૂતપણું હોય તો બિન હિંદુઓના અછૂતપણામાં અને હિંદુઓના અછૂતપણામાં ભિન્નતા કઈ બાબતની છે ?

કમનસીબે આ અંગે કોઈ પણ વિદ્વાને તુલનાત્મક અભ્યાસ કર્યો નથી. એટલે જ અનેક લોકો જાણે છે કે હિંદુઓમાં અછૂતપણું છે, પણ એનું અનોખાપણું અને એની વિશેષતા કઈ છે ? એના અંગે વિશદ જાણકારી લોકોમાં નથી. હિંદુઓના અછૂતપણાની વિશેષતા જાણ્યા વિના, એના યથાર્થ રૂપને સમજ્યા વિના, અછૂતોની યથાર્થ સ્થિતિ પણ સમજી શકાય તેમ નથી. એટલે અછૂતપણાની ઉત્પત્તિ સમજીએ તો જ અછૂતોની યથાર્થસ્થિતિનું આકલન થઈ શકે.

આરંભિક અને પ્રાચીન સમાજમાં કેવી સ્થિતિ પ્રવર્તતી હતી [૧]એ વાતની જાંચપડતાલ કરીએ તો વધારે ઉચિત ગણાશે અને અસ્પૃશ્યતાને શા માટે સ્વીકારતા હતા ? એની પણ તપાસ કરવી યોગ્ય ગણાશે.

સૌથી પહેલાં તો એ વાત સ્પષ્ટ થઈ જવી જોઈએ કે 'અછૂતપણું' શબ્દથી પ્રાચીન અને આરંભિક સમાજ (Primitive and Ancient Society) શું સમજતો હતો ? આ અંગે તો સૌ કોઈનો એક જ મત હોવાનો કે; અછૂતપણાનો

૧ બિન હિંદુઓમાં અસ્પૃશ્યતા અંગેની વિગતો હેસ્ટીંગ્સ એનસાઈક્લોપીડિયા ઓફ રિલિજીયન એન્ડ એથિક્સ વોલ્યુમ ૧૦ લેખ પવિત્રતા (પ્યુરીફિકેશન) પૃ. ૪૫૫-૫૦૪માંથી લીધી છે.

આધાર - ગંદકી, અપવિત્રતા અને સ્પર્શ થઈ જવાની કલ્પના અને એનાથી મુક્ત થવાની રીતો અને સાધનો સાથે છે.

જ્યારે આરંભિક (Primitive) સમાજના સામાજિક જીવનની પરીક્ષા આ ઉદ્દેશોથી કરવામાં આવે છે ત્યારે જ આપણને જાણવા મળે કે; તત્કાલિન લોકો ઉપરોક્ત અર્થમાં અછૂતપણાની માન્યતાથી પરિચિત હતા કે નહીં ?

આરંભિક સમાજમાં 'અપવિત્રતા'ની કલ્પનાથી તત્કાલિન લોકો પરિચિત હતા એટલુ જ નહીં આ અંગેના વિશ્વાસને કારણે ધાર્મિક વિધિવિધાનોની એક જીવન પધ્ધતિ એમની નિર્માણ થઈ ગઈ હતી એ વાતમાં સંદેહ કરવાનો પ્રશ્ન જ પેદા થતો નથી.

આરંભિક મનુષ્ય વિશ્વાસ કરતો હતો કે;

(૧) કેટલીક વિશેષ ઘટનાઓ ઘટિત થવાને કારણે
(૨) કેટલીક વિશેષ વસ્તુઓનો સ્પર્શ થવાને કારણે
(૩) કેટલીક વ્યક્તિવિશેષનો સ્પર્શ થવાને કારણે

અપવિત્રતા પેદા થાય છે.

આરંભિક મનુષ્યમાં એવો પણ વિશ્વાસ હતો કે 'અપવિત્રતા' એક મનુષ્યમાંથી બીજા મનુષ્યમાં પણ પ્રવેશી શકે છે. આરંભિક મનુષ્યોની એવી માન્યતા હતી કે વિશેષ અવસ્થાઓમાં અને વિશેષ સમયે જેમકે ખાવુ પીવું વગેરે પ્રાકૃતિક કૃત્યો કરતી વખતે અપવિત્રતાનું સંક્રમણ થાય છે.

જે ઘટનાઓને આરંભિક મનુષ્ય સમાજ અપવિત્રતાનું કારણ માનતો હતો તેમાં નીચેની ઘટનાઓ ગણાવી શકાય.

(૧) જન્મ, (૨) દિક્ષા, (૩) પુખ્તવયની પ્રાપ્તિ, (૪) વિવાહ, (૫) સંભોગ, (૬) મૃત્યુ.

જે મહિલાઓ ગર્ભવતી હોય તેને અપવિત્ર ગણવામાં આવતી અને તેના દ્વારા બીજાઓ પણ અપવિત્ર બને છે એવી માન્યતા હતી. માતાની 'અપવિત્રતા' બાળકો સુધી ફેલાતી હતી.

સંસ્કાર (દિક્ષા) અને પુખ્તવય પ્રાપ્ત કરવી એ બન્ને જીવનની વિશિષ્ટ

અવસ્થાઓ છે. જ્યારે સ્ત્રીપુરુષનો સંપૂર્ણ ઐન્દ્રીય વિકાસ અને સામાજિક જીવનમાં પ્રવેશનો પરિચાયક ગણાય છે. શારીરિક અંગો પુખ્તતા પ્રાપ્ત કરે છે; આવા સમયે તેમને એકાંતમાં રહેવું પડતું. શરીર ઉપર વિશેષ પ્રકારના લેપ લગાવવામાં આવતો અને સુન્નતની જેમ અંગછેદન પણ કરવામાં આવતું.

અમેરિકાની જાતિઓમાં જે લોકોના સંસ્કાર (Initiation) થતા હતા એમને અલગ પ્રકારનો ખોરાક આપવામાં આવતો. એટલું જ નહીં સમયાંતરે એવી ઔષધી પણ આપવામાં આવતી જેથી વમન થઈ જાય.

વિવાહ સાથે જે રીત-રિવાજો થતા હતા એનાથી તો એવું માલુમ પડે છે કે; પ્રારંભિક મનુષ્ય વિવાહને પવિત્ર માનતો હતો. ઓસ્ટ્રેલિયામાં તો ક્યારેક ક્યારેક નવવિવાહિતા સ્ત્રીએ પોતાની જાતિના આદમીઓ સાથેનો સંભોગ પણ સહન કરવો પડતો હતો. આવી જ રીતે અમેરિકામાં જાતિના મુખી કે વૈદ્ય સાથે વિવાહિતા સ્ત્રીએ સંભોગ કરવો પડતો હતો. પૂર્વ આફ્રિકાની જાતિઓમાં પતિના મિત્રો સાથે આવું કરવું પડતું. મુંડા જાતિના લોકો તો લગ્ન થતાં પહેલાં સ્ત્રીનો વિવાહ વૃક્ષ સાથે કરતા. પતિ તલવારથી પત્નીના શરીરમાં ઉઝરડો કરીને લોહી કાઢતો હતો. આ જેટલા રીત-રિવાજો જોવા મળે છે એનો ઉદ્દેશ એટલો જ હતો કે સ્ત્રીને વિવાહની 'અપવિત્રતા'થી બચાવી રાખે.

પ્રારંભિક મનુષ્યમાં 'મૃત્યુ' સૌથી વિશેષ અપવિત્રતાનું કારણ ગણવામાં આવતું. મૃત્યુ પામેલ દેહને જ અપવિત્ર માનવામાં નહોતો આવતો પણ એના ઉપયોગમાં આવતી ચીજવસ્તુઓને પણ અપવિત્ર માનવામાં આવતી. મૃત વ્યક્તિની વસ્તુઓ કોઈ લેતું નહીં કારણ કે એ લેવાથી અપવિત્ર થઈ જવાય છે એવી માન્યતા હતી. મૃત વ્યક્તિના ઓજારો અને શસ્ત્રો એના દેહની સાથે જ કબરમાં દફન કરવાનો રિવાજ હતો. આ બધાનું તાત્પર્ય એટલુ જ હતું કે, લોકો મૃત વ્યક્તિનાં ચીજવસ્તુઓનો વપરાશ કરવાનું ખતરનાક અને દુર્ભાગ્યપૂર્ણ માનતા હતા.

વસ્તુઓના સ્પર્શથી જે અપવિત્રતા પેદા થતી હતી એની જો ચર્ચા કરીએ તો એ જાણવા મળે છે કે પ્રારંભિક મનુષ્યે એવું શીખી લીધું હતું કે કેટલીક વસ્તુઓ પવિત્ર છે અને કેટલીક અપવિત્ર છે. જો કોઈ વ્યક્તિ પવિત્ર વસ્તુનો

સ્પર્શ કરી દે તો વ્યક્તિની અપવિત્રતાને કારણે પવિત્ર વસ્તુ પણ અપવિત્ર બની જાય છે.

પવિત્ર વસ્તુઓ અને લૌકિક વસ્તુઓને એક બીજાથી અલગ રાખવાનું ઉદાહરણ ટોડ જાતિના લોકોના રીતરિવાજોમાંથી જોવા મળે છે જે વિશેષ ધ્યાન આકર્ષિત કરે છે. ટોડ જાતિના લોકોના રીતરિવાજો અને સામાજિક સંસ્કારનો સંપૂર્ણ આદર પવિત્ર અને અપવિત્ર ચીજવસ્તુઓને અલગ રાખવામાં જ થતો એવું જોઈ શકાય છે. પવિત્ર ઢોરો, પવિત્ર ડેરી ફાર્મો અને પવિત્ર વાસણો હંમેશાં અલગ જગ્યાએ કે અલગ ઓરડામાં રાખવામાં આવતા. આ વાસણો પહેલા અને બીજા ઓરડા વચ્ચે રાખવામાં આવેલા મધ્યના વાસણમાં જ દુધ રેડવામાં આવતું અને મધ્યના વાસણમાં દુધ રેડયા વિના અન્ય વાસણમાં દૂધ રેડવાનું નિષિધ્ધ હતું. મધ્યમાં મૂકેલા વાસણમાં જ દુધ ઠલવ્યા પછી જ અન્ય વાસણોમાં એને લેવાનો રિવાજ હતો. ગોવાળ જે પુરોહિતનું પણ કાર્ય કરતો તે એક પ્રકારનો વિસ્તૃત સંસ્કાર કરતો અને પછી પવિત્ર બન્યા પછી દુધનું કામ કરતો. આ રીતે સામાન્ય માણસ કરતાં ગોવાળ જે પુજારી ગણાતો એનો દરજજો ઊંચો ગણવામાં આવતો, કારણ કે તે વિધિવિધાન મુજબના સંસ્કાર કરીને કાર્ય કરતો અને તેથી જ પવિત્ર કાર્ય કરવાનો એને જ અધિકાર મળ્યો હતો. પુજારીને વિશેષ અવસરો વખતે જ ગામમાં સૂઈ રહેવાને યોગ્ય માનવામાં આવતો. આ પુજારીને કેટલાક અન્ય નિયમો પણ પાળવા પડતા અને નિયમો અનુસાર જ એણે પોતાનું જીવન ચલાવવું પડતું. જો આ પવિત્ર "ગોવાળ" કોઈકની શબયાત્રામાં જોડાય તો એજ ક્ષણે એની પવિત્રતા ગુમાવી દે છે એવું માનવામાં આવતું અને તેથી પવિત્રકાર્ય કરવાનો દરજજો તે સમયે તે ગુમાવી દેતો. એણે પુન: પવિત્ર બનવા માટે કેટલીક વિધિઓ કરવી પડતી. ટૂંકમા આ બધા ઉપરથી એવું અનુમાન લગાવી શકાય છે કે, આમાંના અધિકાંશ રીતરિવાજોનો એક જ ઉદ્દેશ્ય હતો કે સંસારના ખતરાઓથી રક્ષા કરવા માટે પવિત્ર વસ્તુઓ એવા લોકો માટે ઉપભોગ્ય બનાવે જે સ્વયં પવિત્ર હોય !

આ 'પવિત્રતા'ની ભાવનાનો સંબંધ કેવળ વસ્તુઓના સંદર્ભમાં જ નહોતો. લોકોના કેટલાક વિશિષ્ટ વર્ગો હતા જેમને પણ પવિત્ર માનવામાં આવતા હતા.

કોઈ વ્યક્તિ આવી પવિત્ર વ્યક્તિઓનો સ્પર્શ કરી બેસે તો એને કારણે પવિત્ર વ્યક્તિ અપવિત્ર બની જતી

પોલિનેશિયન લોકોમાં હિન વ્યક્તિ ગામના મુખીનો સ્પર્શ કરી બેસે તો એની પવિત્રતા નષ્ટ થઈ જતી હતી. આવું બનવું હીનવ્યક્તિ માટે જ હાનિકર છે એવું માનવામાં આવતું. પણ જો મુખી કરતાં ઉચ્ચ હોદ્દો ધરાવનારના જોડાના તળિયાને સ્પર્શ કરતો તો હાનીમાંથી મુક્તિ મળતી. બીજી બાજુ 'ઈફાતે' (Efate) માં 'પવિત્ર આદમી' જો વિધિ અને સંસ્કારસંબંધી અપવિત્રતા (Namin) સાથે સંબંધ રાખે તો એની પવિત્રતા નષ્ટ થઈ જાય છે એવું માનવામાં આવતું.

યુગાંડાના એક મંદિરનું નિર્માણ કરતાં પહેલાં નિર્માણ કરનાર કારીગરોને ચાર દિવસ માટે અલગ રાખવામાં આવેલા જેથી તે બધા પોતાની જાતને પવિત્ર બનાવી લે. બીજી બાજુ યુગાંડામાં જ જાતિનો મુખ્ય માણસ અને એની ચીજવસ્તુઓને એટલી અધિક પવિત્ર માનવામાં આવતી કે કોઈ હીન દરજજાનો માણસ એનો ઉપયોગ કરે તો તે અનિચ્છનીય ગણવામાં આવતું.

'ટોંગા' દ્વિપમાં (Tonga Island) એવી પ્રથા અને માન્યતા હતી કે જો કોઈ વ્યક્તિ કોઈ મુખીનો સ્પર્શ કરી બેસે તો તેને નિષિધ્ધ ગણવામાં આવતો. આ દોષમાંથી મુક્તિ મેળવવા માટે એણે કોઈ મોટા અધિકારીના પગના તળિયાનો સ્પર્શ કરવો પડતો.

મલાયાના દ્વિપસમુહોમાં મુખીની 'પવિત્રતા' રાજચિહ્નમાં સમાહિત થયેલી માનવામાં આવતી અને જો કોઈ એનો સ્પર્શ કરે તો તે ગંભીર સજાને પાત્ર થતો અથવા મૃત્યુદંડને નિમંત્રણ આપતો. અજ્ઞાત કે વિદેશી લોકોને મળવાથી આરંભિક મનુષ્ય 'અપવિત્ર' બની જતો હતો એવી માન્યતા હતી. દક્ષિણ આફ્રિકાની બાથોંગા (Bathonga) લોકોની એવી માન્યતા હતી કે જે લોકો દેશની બંહાર જાય છે એમની ઉપર બહારના ભૂતાત્માનો પ્રભાવ પડે છે. વિદેશીઓ અવાંચ્છિત ગણવામાં આવતા, કારણ કે વિદેશીઓના દેવતાઓની પૂજા કરવાથી એનો ખરાબ પ્રભાવ પડે છે એટલે એમને કાંતો ધૂપ આપવામાં આવેતો અથવા અન્ય કોઈ ઉપાયથી પવિત્ર બનાવવામાં આવતા. દેઈરી (Dieri) અને એની પડોશની જાતિઓમાં સ્વજાતિની વ્યક્તિ જ્યારે બહારથી પાછી ફરતી ત્યારે એની

સાથે વિદેશી જેવો વ્યવહાર કરવામાં આવતો અને જ્યાં સુધી તે નીચે બેસી જાય નહીં ત્યાં સુધી એના તરફ ધ્યાન આપવામાં આવતું નહીં.

અપરિચિત દેશથી આવનારા લોકોને માટે જેટલો ખતરો હતો એટલો જ ખતરો અપરિચિત દેશમાં જવાનો પણ ગણવામાં આવતો. ઓસ્ટ્રેલિયામાં જ્યારે એક જાતિની વ્યક્તિનું બીજી જાતિની વ્યક્તિ સાથે મિલન થતું ત્યારે આજુબાજુનું વાતાવરણ શુધ્ધ કરવા માટે એક માણસ સળગતી મશાલ લઈને આગળ ચાલતો. સ્પાર્ટનનો રાજા જ્યારે યુધ્ધમાં જતો ત્યારે આ જ પ્રકારે યજ્ઞવેદીનો પવિત્ર અગ્નિ લઈ ચાલવામાં આવતું.

એવી જ રીતે બહારથી કોઈ અજાણ્યો જણ ઘરમાં પ્રવેશ તો કોઈને કોઈ રીતે વિધિ નીભાવવી પડતી. એ રીતે છેવટે બહાર જોડા ઉતારવા જેવી મામૂલી રીતનો પણ વ્યવહારમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ કરવા પાછળની માન્યતા એવી હતી કે બહારની વસ્તુઓનો સ્પર્શ ઘરને 'અપવિત્ર' બનાવી દે છે. એવી જ રીતે ઘરનો કોઈ વ્યક્તિ કોઈકના સ્પર્શથી અપવિત્ર બની જવાની સ્થિતિનું નિર્માણ થયું હોય તો ઘરના આંગણે કે ઘરના ટોડલે બાહ્ય સંસારના સાધનો સાથેનો સંપર્ક તોડવા સાધનો ઉપર લોહી લગાવી દેવામાં આવતું અથવા પાણીની છાટણાં કરાવામાં આવતા. ક્યારેક ક્યારેક ઘરના દરવાજે ઘોડાની નાળ લટકાવવામાં આવતી એની પાછળની માન્યતા એવી હતી કે એના કારણે બુરા પ્રભાવથી ઘરની રક્ષા થાય છે અને ઘરમાં સુભાગ્ય પ્રવર્તે છે.

જન્મ, મૃત્યુ અને વિવાહ સાથે જેટલા પણ રીતરિવાજો સંકળાયેલા છે એ સૌનો મતલબ એટલો જ નથી કે તે બધા જન્મ વગેરેની અપવિત્રતાનો સ્ત્રોત જ છે, પણ જ્યાં અને જ્યારે એનું પૃથ્થકરણ થતું એનાથી એટલું તો સમજી શકાય છે કે અન્ય બાબતો સાથે આ સંસ્કારો અપવિત્રતાના દ્યોતક ગણવામાં આવતા હતા. જન્મ, સંસ્કાર (દિક્ષા) વિવાહ તથા મૃત્યુ થતાં જે 'અપવિત્ર' છે અથવા 'બાહ્ય'છે એની સાથે કોઈ પણ પ્રકારનો વ્યવહાર કરવામાં 'અપવિત્રતા' વળગે છે એવી માન્યતા હતી જેમાં શંકાને સ્થાન નથી.

જન્મ આપતી માતાને પૃથક રાખવામાં આવતી. પુખ્તતા પ્રાપ્ત થતાં અને સંસ્કારિત થતી વખતે પણ વ્યક્તિને થોડોક સમય અલગ રાખવામાં આવતી.

વિવાહમાં સગાઈથી માંડીને વિવાહ સંસ્કાર થઈ જાય ત્યાં સુધી પતિ-પત્નીને એકબીજાથી અલગ રાખવામાં આવતા. સ્ત્રી જ્યારે માસિક ધર્મમાં આવે છે ત્યારે તેને અલગ રાખવામાં આવે છે. એના વાળ, વધેલા નખ અને જુના કપડાં પહેરવાને કારણે એની પૃથકતા સ્પષ્ટપણે સમજી શકાય છે. એનો વિસ્તૃત અર્થ તો એટલો જ કે સમાજના હજામ-ધોબી વગેરે વર્ગોએ આ સ્થિતિમાં મુકાયેલાઓનો બહિષ્કાર કર્યો છે. અલગ રહેવા અંગેની માત્રા વધતી ઓછી હોઈ શકે પણ 'અલગતા' તો હોય છે જ એ સ્વીકારવું પડે. જો કોઈ 'પવિત્ર' ગણાનારને સામાન્ય લૌકિક વ્યક્તિએ અપવિત્ર કરી દીધી હોય અથવા 'સ્વજાતિ' દ્વારા જો અપવિત્ર થઈ હોય તો પૃથકતા આચરવામાં આવે છે. સામાન્ય અને લૌકિક માણસે 'પવિત્ર' આદમીથી દૂર રહેવું જોઈએ એવી માન્યતા સૌ કોઈમાં જોવા મળે છે. એનો સ્પષ્ટ અર્થ એટલો જ કે આરંભિક સમાજમાં અપવિત્રતાને કારણે 'અલગતા' આચરવાનો અને રાખવાનો રિવાજ હતો.

પાણી અને રક્ત અપવિત્રતાને દૂર કરવાના સાધનો માનવામાં આવતા. જે વ્યક્તિ 'અપવિત્ર' થઈ ગો હોય એની ઉપર પાણીનો કે લોહીના છાંટણાં કરવામાં આવે તો તે પવિત્ર બની જતો. 'પવિત્ર' બની જવાના સાધનોમાં અને રિવાજોમાં વસ્ત્ર બદલી નાખવા, વાળ કપાવી નાખવા, નખ કાપી નાખવા, પરસેવો કાઢવો, આગથી તાપવું, સુંગધિત પદાર્થો સળગાવવા, કોઈ પવિત્ર વૃક્ષની ડાળીઓથી ઝાડ-ફૂંક કરવી વગેરેને માનવામાં આવતું.

આ બધા અપવિત્રતાને દૂર કરવાના સાધનો અને ઉપાયો ગણાતા. પણ આરંભિક સમાજ અપવિત્રતાથી બચવાનો એક અન્ય ઉપાય પણ પ્રયોજતા હતા. એ ઉપાય હતો એકની અપવિત્રતા બીજાને માથે ઓઢાડી દેવી. જે વ્યક્તિ સમાજમાં પહેલેથી બહિષ્કૃત હોય કે વર્જિત હોય એની ઉપર અપવિત્રતા ઠોકી બેસાડી દેવામાં આવતી.

ન્યુઝીલેન્ડમાં જો એક આદમી બીજાના માથાનો સ્પર્શ કરી દે તો માથું શરીરનો પવિત્ર ભાગ હોવાને લીધે તે આદમી વર્જિત અને ત્યાજ્ય બની જતો. આવે વખતે એણે પોતાના બન્ને હાથોને એક પ્રકારના વૃક્ષના મૂળિયાંથી હાથને મસળવા પડતા અને તે પવિત્ર બની શકતો. તે જડ-વિશેષથી માતૃપક્ષના

પરિવારના મુખીનું ભોજન બનાવવામાં આવતું. ટોંગા જાતિમાં જો કોઈ આદમી વર્જિત ભોજન ગ્રહણ કરે તો એના બુરા પ્રભાવથી બચવાનો માત્ર એક જ ઉપાય હતો અને તે ઉપાય એટલે પરિવારના મુખ્ય માણસનો પગ એના પેટ ઉપર મૂકવામાં આવતો.

એકની અપવિત્રતા બીજામાં સંક્રમણ કરવાની કલ્પના "બલિ ચઢાવવાના વાછરડા"ની રીતથી પ્રગટ થાય છે. ફિઝી દ્વિપમાં જો કોઈ વર્જિત આદમી સુવ્વર ઉપર પોતાના હાથ ધોઈ નાખતો, તો તે મુખી માટે 'પવિત્ર' બની જતો એની અપવિત્રતા સુવ્વર પર જતી રહેતી. યુગાંડામાં મૃત રાજા અંગે શોક મનાવવાનો સમય પૂરો થઈ જતો તો બલિ ચઢાવવાના વાછરડાની સાથે એક ગાય, એક બકરી, એક કૂતરો, એક કૂકડો અને રાજાના ઘરની થોડીક માટી અને રાજાના ઘરની આગ નગરની સીમા ઉપર પહોંચાડી દેવામાં આવતી ત્યાં આ તમામ પશુઓને લંગડા લૂલા બનાવીને છોડી દેવામાં આવતા . આ રિવાજથી રાજા અને રાણીની તમામ અપવિત્રતા દૂર થઈ જાય છે એવી માન્યતા હતી.

આ સઘળી વાતો આરંભિક સમાજમાં 'અપવિત્રતા' અંગેની માન્યતા અને કલ્પનાનું અસ્તિત્વ હતું એટલું જ સિધ્ધ કરે છે.

II

જો 'આરંભિક સમાજ' (Primitive Society) પછી 'પ્રાચીન સમાજ' (Ancient Society)નો આપણે વિચાર કરીએ તો પ્રાચીન સમાજની 'અપવિત્રતા'ની કલ્પના આરંભિક સમાજની કલ્પનાથી વિશેષ ભિન્ન નહોતી. અપવિત્રતાના સ્ત્રોત, અથવા એનાં કારણોમાં ક્યાંક થોડોક ભેદ હશે, અપવિત્ર બનવાના રીતરિવાજોમાં પણ ક્યાંક ભિન્નતા હશે એવી જ રીતે પવિત્ર બનવાની રીતો અને પધ્ધતિઓ પણ અલગઅલગ પ્રકારની હોઈ શકે પરંતુ આ ભિન્નતા અને ભેદ હોવા છતાંય 'આરંભિક સમાજ' અને 'પ્રાચીન સમાજ'માં 'અપવિત્રતા' અને 'પવિત્રતા' અંગે જે પ્રકારની માન્યતા પ્રવર્તતી હતી એમાં વિશેષ અંતર નથી.

ઈજિપ્ત દેશના પ્રાચીન સમાજની અપવિત્રતા અંગેની માન્યતા અંગે આરંભિક સમાજની અપવિત્રતાની માન્યતા સાથે તુલના કરવામાં આવે તો બન્ને વચ્ચે ફરક કેવળ એટલો જ છે કે આરંભિક સમાજ કરતાં પ્રાચીન સમાજમાં આ માન્યતા વ્યાપક અને શ્રેણીબધ્ધ બની ગઈ હતી. માન્યતામાં તો ફેર પડયો જ નહોતો.

ગ્રીસ દેશમાં અપવિત્ર બનવાના કારણોમાં ખૂની કાર્ય, ભૂત પ્રવેશ, મૃત્યુ, સંભોગ, બાળકનો જન્મ, શૌચક્રિયા, નિષિધ્ધ ભોજનનો સ્વીકાર, જેમ કે પીઆસુપનું (Pea-Soup) ખાવું, માખણ અને લસણનો ભોજનમાં ઉપયોગ, અનધિકૃત માણસોનું વચ્ચે આવવું, વિશેષ સંજોગોમાં ગાળો ભાંડવી અને ઝઘડો કરવો તે પણ અપવિત્રતાનું કારણ માનવામાં આવતું અને પવિત્રતાનાં સાધનો - જેને ગ્રીક લોકો કાપોઈયા (Kaopoia) શબ્દથી ઓળખે છે જેમકે મંત્રેલું પાણી, ગંધક, ડુંગળી, ધૂપ આપવો, આગની શેક, કેટલાક વૃક્ષોની શાખાઓ, બીજી વનસ્પતિ, ઉન, કેટલાક પથ્થર અને તાવીજ, સૂર્યના કિરણો સોના જેવી ચમકદાર ધાતુનો સ્પર્શ, બલિ માટેનું પશું અને એમાં પણ વિશેષ કરીને સુવરનો વધ અને એના રક્ત અને માંસનો ઉપયોગ, ઉત્સવો અને એમાં કરવામાં આવતા રીતરિવાજોમાં શ્રાપ આપવો કે બલિનો વાછરડો ચઢાવવો વગેરે દ્વારા અપવિત્રતામાંથી મુક્તિ મળે છે. એવી માન્યતા પ્રવર્તતી હતી. 'પવિત્રતા' માટેનો

સર્વસામાન્ય ઉપાય એ વખતે પ્રચલિત હતો તે અપવિત્ર બનેલા વ્યક્તિના માથાના વાળ કાપવા અને દેવતા સાથે એનો પુર્ન સંપર્ક સ્થાપિત કરવો.

રોમવાસીઓની 'અપવિત્રતા' અને 'પવિત્રતા'ની કલ્પનાની વિશેષતા એ વાતમાં હતી કે અપવિત્રતા પ્રાદેશિક અને જાતિગત પણ હોય છે. જેવી રીતે ઘરની પવિત્રતા હોય છે એવી જ રીતે જે રાજ્યમાં તે રહેતા હોય એને પવિત્ર બનાવી રાખવા માટે સમૂહમાં પવિત્રતાના સંસ્કાર કરીને કરી શકાય. પ્રાદેશિક પવિત્રતાના સંસ્કાર માટે રાજ્યની સીમાની પ્રદક્ષિણા કરવી અને ત્યાર બાદ દેવતાને બલિ ચઢાવવો. એટલે રાજ્યની પવિત્રતા અખંડ રહેતી. પ્રાચીન સમાજના નગરરાજ્યોમાં શહેરની ચારે બાજુ દિવાલ ઊભી કરવામાં આવતી અને દિવાલની ચોતરફ પ્રદક્ષિણા કરવામાં આવતી. ઔતિહાસિક યુગમાં નગરનું પવિત્રીકરણ કોઈ મહાન આપત્તિ પછી કરવામાં આવતું, જેમ કે બીજા ટયુનિર્ક વિગ્રહ પછી થયેલા મહાન વિનાશ બાદ કરવામાં આવ્યું હતું. આ પ્રકારના તમામ પ્રાયશ્ચિત્તોનો મુખ્ય ઉદ્દેશ એટલો જ હતો કે; દેવતાઓની રહેમનજર નગરજનો ઉપર ઉતરે. કોઈ પણ ઉપનિવેશના આરંભટાણે શુધ્ધિ સંસ્કાર કરવામાં આવતા હતા. સીમાઓ અને બજારોની રક્ષા પણ પવિત્રીકરણ પાછળ રહેલી છે. હમણાં સુધી પાદરીઓનો વર્ગ-વિશેષ પ્રાચીન રોમની સીમાઓ પર પેલેરિનેટની વસ્તીઓની પ્રદક્ષિણા કરતો હતો. પ્રાચીન સમયમાં આરંભિક નગરોની પ્રાચીનતમ સીમાઓની વાર્ષિક પ્રદક્ષિણા કરાવાનો રિવાજ હતો. આ પ્રદક્ષિણાનું નેતૃત્વ કરવામાં આવતું. આ પ્રદક્ષિણાને (Ambravalia) અંબરાવલિયા કહેવામાં આવતી. એનો ઉદ્દેશ દેવતાઓને સંતુષ્ઠ કરવાનો હતો. એમ નિશ્ચયાત્મક રૂપે કહી શકાય. જ્યારે રોમન રાજ્યનો વિસ્તાર થયો ત્યારે અને એની સીમામાં વૃધ્ધિ થઈ ત્યારે પૂર્વ રીત પ્રમાણે એટલી જ માત્રામાં 'પવિત્રીકરણ'ના સંસ્કારમાં વૃધ્ધિ થતી ગઈ હોય એમ લાગતું નથી. આવી પ્રદક્ષિણાઓ ઈટાલિ અને અન્ય સ્થળોએ બહાર અને અંદર કરવામાં આવતો એવો જ રિવાજ ગ્રીસના નગર રાજ્યોમાં પણ પ્રવર્તતો હતો. મંત્રોનું ઉચ્ચારણ અને પ્રાર્થનાઓ વિશુધ્ધ ઉચ્ચારણથી કરાય તો એનો જાદુ જેવો પ્રભાવ પડે છે એવી માન્યતા હતી. જો ઉચ્ચારણમાં અશુધ્ધિ રહી ગઈ હોય તો એનું પ્રાયશ્ચિત કરવું પડતું હતું. રોમન

નગર રાજ્યોની ન્યાયપધ્ધતિમાં તો કોઈ પણ ધાતુરૂપ (Verbal Forms)ના ઉચ્ચારણમાં કોઈ અશુધ્ધિ રહી ગઇ હોય તો વાદી પોતાનો મુકદ્દમો જ હારી જતો હતો.

આ અનોખા પ્રાચીન રીતરિવાજો અંગેના કેટલાક બીજાં સ્વરૂપો દેવતાઓને પ્રસન્ન કરવાની કલ્પના સાથે સંકળાયેલા જોવા મળે છે. 'સાલી' (Salii) નામના પ્રાચીન પાદરીઓ વિશેષ અવસરો વખતે નગરના ભિન્નભિન્ન સ્થાનોની પરિક્રમા કરતા હતા. તે પોતાના હથિયારો અને સાધન સરંજામોને - વાજિંત્રોને પણ પવિત્ર કરતો હતો. આમ એટલું તો સાબિત થઈ શકે છે કે આરંભિક સમાજમાં લોકોની એવી માન્યતા હતી કે સેનાના શસ્ત્રો પવિત્ર હોય તે આવશ્યક છે. સરકારી ગણતરીની અંતિમપૂર્તિ પવિત્રીકરણની સાથે જ થતી હતી. જો કે તે પણ વાસ્તવમાં સૈનિક પ્રક્રિયા જ હતી કારણ કે તે કેન્દ્રીય સમિતિ (Comita Centuriata) સાથે સંબંધિત હતી; જે સામાન્ય વસ્ત્રધારી સેના જ ગણાતી. જ્યારે સેના યુધ્ધના મેદાનમાં પ્રવેશતી ત્યારે સેનાનું પવિત્રીકરણ કરવામાં આવતું અને લશ્કરમાં ક્યારેક ક્યારેક મિથ્યા ભય અને આશંકા વ્યાપી જતી ત્યારે તેનું નિવારણ આ વિધિથી કરવામાં આવતું. અન્ય અવસરો વખતે આ વિધિ રોગ ઈત્યાદિથી બચાવ કરવા માટે પણ કરવામાં આવતી. દરિયાઈ સેનાઓનું પણ પવિત્રીકરણ કરવાનો રિવાજ હતો.

તમામ આરંભિક સમાજોની જેમ જ હિબ્રુજાતિ પણ 'અપવિત્ર'ની કલ્પનામાં માન્યતા ધરાવતો હતો. એમની એવી માન્યતા હતી કે મરેલા ઢોરોના અસ્થિઓનો સ્પર્શ કરવાથી અપવિત્ર બની જવાય છે અથવા મરેલા ઢોરોનું માંસ ખાવાથી, ઢસડાઈને ચાલતા જાનવરોના સ્પર્શથી અથવા હંમેશાં ગંદા રહેનારા પશુઓના સ્પર્શથી અથવા જેની ખરીઓ ચિરાયેલી છે એવા પશુઓના સ્પર્શથી, અથવા જે પંજાઓના આધારે ચાલે છે એવા પશુઓના સ્પર્શથી અથવા ચારે પગેથી ચાલે છે કે વાગોળે છે એવા પશુઓના સ્પર્શથી અપવિત્રતા પેદા થાય છે. કોઈક ગંદી વ્યકિતના સ્પર્શને પણ હિબ્રુલોકો અપવિત્રતાનું કારણ માનતા હતા. હિબ્રુ લોકોની અપવિત્રતાની માન્યતાની બે વિશેષતાઓ ગણાવી શકાય તેમ છે. એમની એવી માન્યતા હતી કે મૂર્તિપૂજાને કારણે પણ અપવિત્રતા પેદા થાય

છે અને લૈંગિક અશુધ્ધતાવાળા વ્યક્તિના પ્રવેશને કારણે પણ 'અપવિત્રતા' પેદા થાય છે.

આ વિસ્તૃત વર્ણન અને આધારોને જાણ્યા પછી આપણે ટૂંકમાં સારરૂપે એટલું તો કહી જ શકીએ કે આરંભિક સમાજ અથવા પ્રાચીન સમાજના લોકોમાં એવા લોકો ક્યાંય નહોતા; જે અપવિત્રતાની કલ્પનામાં માનતા ન હોય.

પ્રકરણ ૨

# હિંદુઓમાં અસ્પૃશ્યતા

જ્યાં સુધી અવિત્રતાની કલ્પનાને લાગે વળગે છે કે ત્યાં સુધી હિંદુઓમાં પણ આરંભિક સમાજમાં કે પ્રાચીન સમાજમાં અન્ય લોકોની જેમ જ અપવિત્રતાની કલ્પના અને માન્યતામાં ભેદ જોવા મળતો નથી. હિંદુઓ પણ અપવિત્રતાની માન્યતાને સ્વીકારતા હતા. મનુસ્મૃતિને આધારે તે બાબતો સુસ્પષ્ટ થઈ શકે તેમ છે. મનુએ શારીરિક 'અપવિત્રતા'ની સાથે માનસિક 'અપવિત્રતા' એમ બન્નેનો સ્વીકાર કર્યો છે.

મનુએ જન્મ [૧]મૃત્યુ અને માસિકધર્મ [૨]ને અપવિત્રતા પેદા કરનાર માન્યા છે. 'મૃત્યુ' દ્વારા પેદા થતી અપવિત્રતાનો વ્યાપ ઘણો મોટો હતો. મૃત્યુને કારણે મૃતકના પરિવારના તમામ લોકો જેમને સપિંડક અને સમાનોદક [૩]કહેવામાં આવે છે તે બધા 'અપવિત્ર' બની જાય છે. એવું માનવામાં આવતું. આમાં કેવળ માતૃપક્ષના સંબંધીઓ જ સામેલ નહોતા ગણાતા જેમ કે મામા-માસી [૪]ઈત્યાદિ પરંતુ એમના દૂરના સંબંધીઓને [૫]પણ ગણવામાં આવતા હતા. મૃત્યુ રક્ત સંબંધ અનુસાર અપવિત્રતા પેદા કરતી હતી એટલું જ નહીં અસંબંધીઓ સુધી એનો વ્યાપ વિસ્તરતો હતો. જેમકે (૧) આચાર્ય [૬](૨) આચાર્ય પુત્ર [૭](૩) આચાર્યની પત્ની [૮](૪) શિષ્ય [૯](૫) સહપાઠી [૧૦](૭) શ્રોત્રિય [૧૧](૮) રાજા [૧૨]

૧ પ્રકરણ ૫ - ૫૮, ૬૧-૬૩, ૭૧, ૭૭, ૭૯
૨ પ્રકરણ ૩, ૪૫-૪૬, પ્રકરણ ૪. ૪૦-૪૧, ૫૭, ૨૦૮ પ્રકરણ ૫, ૬૬, ૮૫, ૧૦૮
૩ પ્રકરણ ૫ - ૫૮, ૬૦, ૭૫-૭૭, ૮૩-૯૪
૪ પ્રકરણ ૫ - ૮૧
૫ પ્રકરણ ૫ - ૭૮
૬ પ્રકરણ ૫ - ૬૫, ૮૦, ૮૨
૭ પ્રકરણ ૫ - ૮૦
૮ પ્રકરણ ૮ - ૮૦
૯ પ્રકરણ ૫ - ૮૧
૧૦ પ્રકરણ ૫ - ૭૧
૧૧ પ્રકરણ ૫ - ૮૧
૧૨ પ્રકરણ ૫ - ૮૨

(૯) મિત્ર [૧](૧૦) પરિવારના લોકો[૨] (૧૧) મૃત દેહને લઈ જનારા ડાઘુઓ [૩](૧૨) મૃત દેહને સ્પર્શ કરનારા અન્ય લોકો.[૪]

જે કોઈ વ્યક્તિ 'અપવિત્રતા'ના ઘેરાવામાં આવતો તે એનાથી બચી શકતો નહીં. કેવળ થોડાક જ માણસો એમાં અપવાદરૂપ હતા. નિમ્નલિખિત શ્લોકોમાં મનુએ આ અપવાદોનાં નામ આપ્યાં છે અને અપવાદ ગણવાના કારણો પણ ગણાવ્યા છે.

૯૩ - 'રાજા અપવિત્રતાથી મુક્ત રહે છે. અને જે કોઈ પણ વ્રતનું પાલન કરવામાં પ્રવૃત્ત હોય અથવા કોઈ યજ્ઞ કરી રહ્યો હોય તે પણ અપવિત્રતાથી મુક્ત રહે છે કારણ કે રાજા ઈન્દ્રના આસને બિરાજેલ હોય છે અને બાકીના બે બ્રાહ્મણો સમાન સદૈવ પવિત્ર હોય છે.' પ્રકરણ પ. ૯૩ [૫]

૯૪ - વિશાળ સિંહાસન ઉપર બેઠેલા નરેશને તુરંત પવિત્રતા પ્રાપ્ત કરવાની વ્યવસ્થા કરવામાં આવી છે એનું કારણ એ છે કે રાજા પ્રજાની રક્ષા કરવા માટે સિંહાસીનાસિત બનેલો છે.[૬]

૯૫ - જે, કોઈ યુધ્ધમાં કે સંગ્રામમાં માર્યા ગયા છે અથવા વિજળી પડવાથી અથવા રાજા દ્વારા મારી નાખવામાં આવ્યા છે અથવા ગૌ-બ્રાહ્મણની રક્ષા કરતાં કરતાં મૃત્યુ પામ્યા છે એમના સંબંધીઓ ઉપર આ નિયમ લાગુ પડે છે જેમને 'અપવિત્રતા' છતાંય રાજા એમને પવિત્ર જોવાની ઈચ્છા રાખે છે.[૭]

---

૧ પ્રકરણ પ - ૮૨
૨ પ્રકરણ પ - ૮૧
૩ પ્રકરણ પ - ૬૪, ૬૫, ૮૫
૪ પ્રકરણ પ - ૬૫, ૮૫
૫ ન રાજ્ઞામય દોષો સ્તિબ્રતિનાં ન ચ સત્રિળામ્એમ્ એન્દ્ર સ્થાનમુપાસીના બ્રહ્મમૂતા હિ તે સદા (પ - ૯૩)
૬ રાજ્ઞો મહાત્મિકે સ્થાને, સદ્ય: શૌચં વિધયતે પ્રજાનાં પરિરક્ષાર્થમાસનં પાત્ર કારણમ્ (પ - ૯૪)પ્રકરણ પ - ૯૪)
૭ ડિંમાએવહતાનાં ચ વિદ્યુતા પાર્થિવેન ચ ગૌ બ્રાહ્મણસ્ય ચૈવાર્થે યચ્છતિ પાર્થિવ: (પ - ૯૫)
(નોંધ : ૩,૪,૫,૬ શ્લોકો શ્રી ભદંત આનંદ કૌશલ્યાયને ટાંક્યાં છે.)

૯૬ - રાજા સંસારના આઠ સંરક્ષક દેવતાઓનો અવતાર છે - ચંદ્ર, અગ્નિ, સૂર્ય, વાયુ, ઈન્દ્ર, કુબેર, વરુણ અને યમ. પ્રકરણ ૫ - ૯૬[1]

૯૭ - કારણ કે રાજા સંસારના સંરક્ષક દેવતાઓ સાથે ઓતપ્રોત છે એટલે એના પર કોઈ પણ પ્રકારની 'અપવિત્રતા' લાગુ પડતી નથી. કારણ કે સંસારનો સ્વામી જ 'પવિત્રતા' કે 'અપવિત્રતા'નું કારણ હોય છે. (પ્રકરણ ૫ - ૯૭[2]

આ ઉદાહરણો દ્વારા સ્પષ્ટ થાય છે કે 'રાજા' અને 'ધર્મયુધ્ધ' માં હણાયેલા લોકોના સંબંધીઓ તથા જે લોકોને, રાજા અપવિત્રતાનો અપવાદ ગણે તે લોકો 'અપવિત્રતા'ના સામાન્ય નિયમોને આધિન ગણવામાં આવતા નહોતા. મનુનું એવું કથન છે કે બ્રાહ્મણ સદૈવ પવિત્ર જ હોય છે એ વાતને પણ સામાન્ય અર્થોમાં જ ગ્રહણ કરવી જોઈએ એટલે કે બ્રાહ્મણને સર્વોપરી ગણવો જોઈએ અને માનવો જોઈએ. એનો એવો અર્થ ન કાઢવો જોઈએ કે બ્રાહ્મણ 'અપવિત્રતા'થી મુક્ત હતો. જન્મ અને મૃત્યુ સિવાય પણ બ્રાહ્મણ ઉપરનો અપવિત્રતાનાં અનેક કારણો લાગુ પાડવામાં આવ્યાં હતાં, જે અબ્રાહ્મણો ઉપર લાગુ પડાયા નહોતા. મનુસ્મૃતિ આ પ્રકારના નિષિધ્ધોથી ભરી પડેલી છે. જે માત્ર બ્રાહ્મણો ઉપર જ નિર્ધારિત કરવામાં આવી છે. જેનું બ્રાહ્મણે પાલન કરવું જ જોઈએ એવું નક્કી કરવામાં આવ્યું છે. એટલે બ્રાહ્મણ અપવિત્રતાથી પર હતો એવું માનવું ન જોઈએ. જો નિર્ધારિત બાબતોનું તે પાલન ન કરે તો તે પણ અપવિત્ર બનતો હતો.

મનુની અપવિત્રતાની જે કલ્પના છે તે વાસ્તવિક છે - કાલ્પનિક નથી, કારણ કે અપવિત્ર મનુષ્ય દ્વારા આપવામાં આવેલા ભોજનને તે અગ્રાહ્ય ઠરાવે છે.

મનુએ અપવિત્રતાની અવધિ પણ ઠરાવી છે આ સમયગાળો ભિન્નભિન્ન લોકો માટે ભિન્નભિન્ન છે. જો સપિંડ હોય તો અપવિત્રતા ૧૦ દિવસ હોય છે. બાળકોને માટે ત્રણ દિવસ, સહપાઠીઓ માટે એક દિન નિશ્ચિત કરવામાં

૧ સોમાગન્યર્કા નિલેન્દ્રાળાં કિત્તાપ્યોર્યમસ્ય ચ અષ્ટાનાં લોકપાલાનાં વપુર્ધારિયતે નૃપ: (પ્રકરણ ૫ - ૯૬)

૨ લકેશાધિષ્ઠિતો રાજા નાસ્યાશોચં બિધીયતે । શૌચાશોચ હિ મર્ત્યાનાં લોકેશપ્રમાવ્યયમ્ ॥ (૫ - ૯૭)

આવ્યો છે. નિશ્ચિત દિવસો પૂરા થઈ જાય એટલા માત્રથી અપવિત્રતા નષ્ટ થતી નથી. પણ અવધિ પૂરી થયા પછી પણ અવસરને ઉચિત પ્રાયશ્ચિત્ત તો મનુષ્યે કરવાનું જ હોય છે.

પવિત્રતાના ઉદ્દેશથી મનુએ અપવિત્રતાના વિષયને ત્રણ વિભાગોમાં વિભાજિત કર્યા છે. (૧) શારીરિક અપવિત્રતા, (૨) માનસિક અપવિત્રતા, (૩) નૈતિક અપવિત્રતા. નૈતિક અવિત્રતા [૧]મનમાં બુરા સંકલ્પો કરવાથી પેદા થાય છે. એની શુધ્ધિ તો કેવળ ઉપદેશ કે આદેશથી જ થઈ જાય છે પરંતુ માનસિક અને શારીરિક અપવિત્રતા દૂર કરવા માટેના જે સંસ્કાર છે તો એક જ પ્રકારના છે. એમાં પાણી,[૨] માટી, [૩] ગોમૂત્ર, [૪] કુશ, [૫] અને ભસ્મ [૬]નો ઉપયોગ કરવામાં આવે છે. માટી, ગૌમૂત્ર અને ભસ્મનો ઉપયોગ નિર્જીવ વસ્તુઓના સંપર્કમાં આવવાથી પેદા થયેલી શારીરિક અપવિત્રતાને દૂર કરવામાં આવે છે. માનસિક અપવિત્રતાને દૂર કરવામાં પાણીનો સૌથી અધિક ઉપયોગ કરવામાં આવે છે. પાણીનો ઉપયોગ ત્રણ પ્રકારે કરવામાં આવતો. (૧) આચમન, (૨) સ્નાન (૩) અભિષેક. [૭] સમય જતાં માનસિક અપવિત્રતા દૂર કરવા માટે પંચગવ્ય ને સૌથી મહત્ત્વનું સ્થાન આપવામાં આવ્યું. ગાય દ્વારા પ્રાપ્ત થતી પાંચ ચીજો દુંધ, ગૌમુત્ર, છાણ, દહીં અને ઘીના મિશ્રણથી પંચગવ્યનું નિર્માણ થાય છે.

મનુએ એવી વ્યવસ્થાનું નિર્માણ પણ કર્યું છે જેના દ્વારા પોતાની પવિત્રતા કોઈ બીજા ઉપર હડસેલી દઈને અપવિત્રતાથી છુટકારો પ્રાપ્ત થાય જેમકે ગાયના સ્પર્શથી [૮]અથવા આચમન કરીને સૂર્ય સામે જોઈ લેવાથી મુક્તિ પ્રાપ્ત થાય છે.

---

૧ પ્રકરણ ૫ - ૧૦૫-૧૦૯, ૧૨૭, ૧૨૮

૨ પ્રકરણ ૫ - ૧૨૭

૩ પ્રકરણ ૫ - ૧૩૪, ૧૩૬

૪ પ્રકરણ ૫ - ૧૨૧, ૧૨૪

૫ પ્રકરણ ૫ - ૧૧૫

૬ પ્રકરણ ૫ - ૧૧૧

૭ પ્રકરણ ૫ - ૧૪૩

૮ પ્રકરણ ૫ - ૮૭

જેવી રીતે પ્રાચીન રોમવાસીઓ માનતા હતા તેવી જ રીતે વ્યક્તિગત અપવિત્રતાની સાથોસાથ હિંદુઓ પ્રદેશગત અને જાતિગત અપવિત્રતામાં પણ વિશ્વાસ રાખતા હતા.

પ્રત્યેક ગામમાં એક વાર્ષિક જાત્રા થતી હતી. ગામ લોકો એક પશુ જે મોટે ભાગે એક આખલો ખરીદતા અને ગામની પ્રદક્ષિણા કર્યા પછી પશુની બલિ ચઢાવવામાં આવતી. ગામની ચારે દિશામાં એનું રક્ત છાંટી દેવામાં આવતું અને અંતમાં ગામવાસીઓને મરેલા આખલાનું માંસ વહેંચી દેવામાં આવતું. પ્રત્યેક હિંદુ-પ્રત્યેક બ્રાહ્મણ; ભલે પછી તે ગૌમાંસ ભક્ષી હોય કે ન હોય પોતાના ભાગનું માંસ તેને લેવું પડતું. આ વાત કોઈ સ્મૃતિમાં લખી નથી પણ રિવાજ એને અનુમતિ આપે છે. હિંદુઓમાં તો રિવાજ કાનૂન કરતાંય બળવત્તર છે. કાનૂનનેય રિવાજ દબાવી દે છે.

## II

જો આટલે સુધી જ વાત અટકી જતી હોય તો; કોઈ પણ માણસ આસાનીથી વિધાન કરી શકત કે આરંભિક સમાજ અને પ્રાચીન સમાજ કરતાં વિદ્યમાન અપવિત્રતાની કલ્પનામાં હિંદુઓ અન્ય કરતાં જુદા પડતાં નથી. પણ વાત આટલેથી અટકતી નથી. જે વાતનો હજુ સુધી ઉલ્લેખ કરવામાં આવ્યો નથી એવી એક અસ્પૃશ્યતા હિંદુઓ આચરતા હતા. જેનો હું ઉલ્લેખ કરવા માગું છું અને તે છે કેટલીક જાતિઓનું "વંશાનુગત અછૂતપણું." આ જાતિઓની સંખ્યા એટલી વિપુલ છે કે સામાન્ય માણસ ધારે તો પણ સરળતાથી એની યાદી બનાવી શકે નહીં . એ કામ માટે તો વિશેષ સજ્જતા આવશ્યક છે. સદ્‌નસીબે ૧૯૩૫માં ભારત સરકારે આ પ્રકારની એક સુચિ તૈયાર કરી છે અને જેને ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા એક્ટ હેઠળ કાઢવામાં આવેલા ઑર્ડર્સ ઈન કાઉન્સિલ (આજ્ઞાપત્રો)ની સાથે સાંકળવામાં આવી છે. આ લાંબી સુચી ૯ ભાગોમાં વિભક્ત છે. એક ભાગ એક પ્રાંત સાથે સંબંધિત છે જેમાં જે તે પ્રાંતની જાતિઓ, અથવા નસલો અથવા સમૂહોને જે સમગ્ર પ્રાંતમાં કે પ્રાંતના કેટલાક ભાગમાં અછૂત માનવામાં આવે છે. આ સુચિને વિસ્તૃત અને

પ્રમાણિક માની શકાય તેમ છે. હિંદુઓએ કેટલી બધી જાતિઓની વિશાળ સંખ્યાને વંશાનુગત અછૂત (Hereditary Untouchables) માની છે.

હું 'ઓર્ડર્સ ઈન કાઉન્સીલ'ની સુચિ અહીં પ્રસ્તુત કરું છું.

## સુચિ

### ભાગ ૧ મદ્રાસ પ્રાંત

(૧) સમગ્ર પ્રાંતમાં વિદ્યમાન પરિગણિત જાતિઓની સુચિ.

| | | |
|---|---|---|
| આદિ-આંધ્ર | આદિ-કર્ણાટક | અરુંધતીયાર |
| આદિ દ્રવિડ | અજિલા | |
| બૈરા | કુરવન | સપરિ |
| બાકુડ | મદારિ | સોમાન |
| બંડી | મદીગા | થોટી |
| બરિકિ | મઈલા | થિરુવલ્લુવર |
| બત્તડ | માલા | વલ્લુવન |
| બૌવરી | માલાદાસુ | વાલ્મિકી |
| બલ્લાર | માતંગી | વેત્તુવન |
| બ્યાગરિ | મોગાર | |
| ચાચટિ | મોચી | |
| ચક્કીલિયન | માંડલ | |
| ચલવાડી | નલકેયવ | |
| ચમાર | | |
| ચંડાલ | નાયાડિ | |
| ચેરુમન | પગદાઈ | |
| ડંડાસિ | પિંડી | |
| દેવેન્દ્ર કુલાથન | પાકિ | |
| ઘાસી | પલ્લન | |

| | |
|---|---|
| ગૌડગિલ | પમ્બડ્ |
| ગૌડારિ | પમિડિ |
| ગોડ્ડા | પંચમ |
| ગોસંગી | પનિયન |
| હાડ્ડી | પનિયાન્નડિ |
| હસલ | પરયમ |
| હોલેયા | પરવન |
| જગ્ગલિ | પુલયન |
| જામ્બુવુલુ | પુતિરયવન્નન્ |
| કલ્લાડિ | રનેયર |
| કન્નકન | રેલ્લી |
| કોડાલો | સમાગરા |
| કૂસા | સંબન |
| કોરગા | |
| કુડુમ્બન | |
| કુરાવન | |

૨. પ્રાંતની ધારાસભામાં પછાત ક્ષેત્રોમાં તથા અનુસૂચિત જાતિઓના પ્રતિનિધિઓને ચૂંટણી માટે તમામ પ્રાંતોમાં પરિગણિત જાતિઓની સુચિ. ૧૯૩૫ના ગવર્નમેન્ટ ઑફ ઈંડિયા એક્ટ અનુસાર જો કોઈ વિશેષ ચૂંટણી ક્ષેત્ર હોય તો આ નિયમ અપવાદ ગણાશે.

| | | |
|---|---|---|
| અરનાદન | કટ્ટુનાયકન્ | કુરુમન |
| ડોમ્બો | કુડિયા | માલાસર |
| મદન | કુડુવિ | મવિલન |
| કરિમ્પાલન્ | કુરિચ્છન્ | પાનો |

## ભાગ-૨ મુંબઈ - અનુસુચિત જાતિઓ :

(૧) સમગ્ર પ્રાંતની અનુસુચિત જાતિઓની સુચિ.

| | | |
|---|---|---|
| ઓસોડિ | ગરોડા | મેઘવાળ કે મેઘવાર |
| બકકડ | હલ્લીર | મિનિમાદિગ |
| ભાંભી | હલસર અથવા | મુકરિ |
| ભંગી | હલસાવર | નાડિયા |
| ચદ્રવડ અથવા દાસદ | હુલસવર | શેનવા કે સિંધવા |
| ચલવાડી | હોલાયા | શિંધદાવ કે શિંગધ્યા |
| ચામ્ભાર કે મોચી | ખાલપા | સોંચી |
| સમગર | કોલચા અથવા | તિમાલી |
| ચેન-દાસારુ | કાલધા | તૂરી |
| ચૂહડ અથવા ચૂહડા | કોલીઢોર | વણકર |
| દકલેરુ | લિંગાડેર | વિઠોલિયા |
| ઢેડ | માદિગ કે માંગ | |
| ધેગુ-મેગુ | મહાર | |
| ઢોર | માંગ | |
| | માંગ-ગારુડિ | |

૨. મોચી : અમદાવાદ, ખેડા, પંચમહાલ અને સુરતના જિલ્લાઓ છોડીને શેષ સમગ્ર પ્રાંતમાં.

## ભાગ-૩ બંગાળ - સમગ્ર પ્રાંતની અનુસૂચિત જાતિઓની સુચિ.

| | | |
|---|---|---|
| અગરિયા | બેલદાર | બિંદ |
| બાગાડી | બરુવા | ઔરાઓ |
| બાઇટી | ભાટિયા | બિંઝીયા |
| બહેલિયા | ભુંઈમાલી | બહેલિયા |
| બાઉરી | ભુંઈયા | બૈતી |
| બેદિયા | ભૂમિજ | કાદર |

| | | |
|---|---|---|
| કાલપહાડિયા | તિયાર | મુંડા |
| કાન | તૂરી | મુસહર |
| કાન્ધ | કપૂરિયા | હાડી |
| કન્દરા | ચમાર | હજંગ |
| કાબરા | ધેનુવાર | હલાલખોર |
| નાગેસિયા | ધોબી | હરિ |
| નામશૂદ્ર | દોઆઈ | હો |
| નટ | ડોમ | જાલિયાકૈવત |
| નૂનિયા | દુસાધ | ઝાલો-માલો અને |
| પાલિયા | ગરો | માલો |
| પાન | ઘાસી | કાસવા |
| પાસી | ગોહનરી | કાઉર |
| પટની | લાલબેગી | ખૈરા |
| પૌંદ | લોધા | ખટિક |
| રાભા | લાહોર | કોચ |
| રાજવંશી | માહલિ | કોનાઈ |
| રજવાર | માલ | કોનાવાર |
| સન્યાસ | મહાર | કોરા |
| સુનરી | મહેતર | કોતલ |

## (૧) ભાગ-૪ સંયુક્ત પ્રાંત

અનુસૂચિત જાતિ : સમગ્ર પ્રાંતમાં :

| | | |
|---|---|---|
| અગરિયા | બહેલિયા | બલ્હાર |
| અહેરિયા | બજાણિયા | વાલ્મિકી |
| બડી | બાજીગર | વનમાનુષ |
| બધિક | બાજગી | વાંસફોડ |

બરવાર
બસોર
બાવરિયા
બેલદાર
બેંગાલી
બેરયા
ભાન્તુ
ભુઈયા ભુઈયાર
બોરીયા
ચમાર
ચેરો
ડબગર
ધનગર
ધાનુક (ભંગી)
ધારકર
ધોબી
ડોમ

ડોમર
ધરામિ
ધાસિયા
ગઉલ
હબુરા
હારી
હેલા
ખૈરહા
કલાબાજ
કન્ઝાર
કટ્રીયા
કરવલ
ખારોટ
ખારવાર (ભાંભી સિવાય)
ખટિક
કોલ

કોરવા
લાલબેંગી
મઝાવર
નટ
પંખા
પરહિયા
પાસી
પટારિ
રાવત
સાહર્ય
સનૌરિયા
સાંસિયા
શિલ્પકાર
થારુ
તુરૈયાહા

(૨) કોરી : સમગ્ર પ્રાંતમાં સિવાય કે આગ્રા, મેરઠ અને રોહિલખંડ ડીવીઝનમાં.

## ભાગ-૫ પંજાબ

## સમગ્ર પંજાબ પ્રાંતની અનુસૂચિત જાતિઓ.

| | | |
|---|---|---|
| આદિધર્મી | ડાગી અથવા કોબી | સરોડ |
| બાવરિયા | ધુનવા | મરિજા અથવા મારેચા |
| ચમાર | ઓડ | બંગાલી |
| ચૂહડા યા વાલ્મિકી | સાંસી | બરાર |

| | | |
|---|---|---|
| બાજીગર | ગંધીલ | પેરલા |
| ભાંજરા | ખટિક | સંપેલા |
| ચાનલ | કોરી | સિરકીબંધ |
| ધાનક | નટ | મેઘા |
| ગગડ | પાસી | રામદાસી |

## ભાગ-૬ બિહાર : અનુસૂચિત જાતિ :

(૧) સમગ્ર પ્રાંતમાં :

| | | |
|---|---|---|
| ચમાર | હલાલખોર | મોચી |
| ચૌપાલ | હરિ | મુસહર |
| ધોબી | કન્ઝાર | નટ |
| દુસાધ | કુરારિયર | પાસી |
| ડોમ | લાલબેંગી | |

(૨) પટણા અને તિરહુટ કમિશ્નરી અને ભાગલપુર, મુંગેર પલામુ તથા પટણા જિલ્લામાં નીચેની જાતિઓ

| | | |
|---|---|---|
| બાઉરી | ભુમિજ | રાજવર |
| ભોગતા | ઘાસી | તુરી |
| ભુઈયા | પાન | |

(૩) ધનબાદ સબ-ડિવિઝનના માનભૂમ જિલ્લા અને મધ્ય માનભૂમ સામાન્ય ગ્રામ્ય ચૂંટણીક્ષેત્ર અને પુરલિયા તથા રઘુનાથપુર મ્યુનિસિપાલીટીના વિસ્તાર વચ્ચે આવેલી જાતિઓ.

| | | |
|---|---|---|
| ઉરી . | ઘાસી | તુરી |
| ભોગતા | પાન | |
| ભુંઈયા | રજવાર | |

## ભાગ-૭ મધ્યપ્રાંત - વરાડ

### (૧) પ્રાંતભરમાં અનુસૂચિત જાતિઓ

| | | |
|---|---|---|
| બસોર અથવા બુરુડ | ગંડા | અધેલિયા |
| ચમાર | મેહતર અથવા ભંગી | બાહના |
| માંગ | મોચી | |
| ડોમ | સતનામી | |

### સ્થાન - વિશેષમાં અનુસૂચિત જાતિઓ

| | |
|---|---|
| ઔધેલિયા | : બિલાસપુર જિલ્લામાં. |
| બહના | : અમરાવતી જિલ્લામાં. |
| બલાહિ અથવા બલાઈ | : વરાડ કમિશ્નરીમાં અને બાલાઘાટ ભંડારા, બેતુલ, ચાંદા, છિંદવાડા, હોશંગાબાદ, જબલપુર, માંડલા, નાગપુર, નિભાડ, સાગર તથા વર્ધા જિલ્લામાં. |
| બેદાર | : અકોલા, અમરાવતી અને બુલઢાણા જિલ્લામાં. |
| ચદર | : ભંડારા અને સાગર જિલ્લામાં. |
| ચૌહાણ | : દુર્ગ જિલ્લામાં. |
| દેહયાત | : સાગર જિલ્લાના તાલુકા દમોહમાં. |
| દેવાડ | : બિલાસપુર, દુર્ગ અને રાયપુર જિલ્લામાં. |
| ધાનુક | : દમોહ તાલુકો છોડીને શેષ સાગર જિલ્લામાં. |
| ધોબી | : ભંડારા, બિલાસપુર, રાયપુર અને સાગર જિલ્લામાં તથા હોશંગાબાદ જિલ્લાને સિવની-માલવા તાલુકામાં. |
| દોહર | : વરાડ કમિશ્નરી અને બાલાઘાટ, ભંડારા, બિલાસપુર, ચાંદા, દુર્ગ, નાગપુર, રાયપુર તથા વર્ધા જિલ્લામાં. |
| ઘાસિયા | : વરાડ કમિશ્નરી અને બાલાઘાટ, ભંડારા, બિલાસપુર, ચાંદા, દુર્ગ, નાગપુર, રાયપુર અને વર્ધા જિલ્લામાં. |

| | | |
|---|---|---|
| હોલિયા | : | બાલાઘાટ અને ભંડારા જિલ્લામાં. |
| જંગમ | : | ભંડારા જિલ્લામાં. |
| કૈકરી | : | બરાર કમિશ્નરી વિસ્તારમાં અને ભંડારા, ચાંદા, બરાર તથા વર્ધા જિલ્લામાં. |
| કટિયા | : | બરાર કમિશ્નરીમાં, બાલાઘાટ, બૈતુલ, ભંડારા, બિલાસપુર, ચાંદા, દુર્ગ, નાગપુર, નિભાડ, રાયપુર અને વર્ધા જિલ્લામાં તથા હોશંગાબાદ જિલ્લાના હોશંગાબાદ અને શિવની માલવા તાલુકામાં શિવની તાલુકાને છોડીને શેષ છિંદવાડા, જિલ્લામાં તથા દમોહ તાલુકાને છોડીને સાગર જિલ્લામાં. |
| ખાનગ | : | ભંડારા, બુલઢાણા, સાગર જિલ્લામાં અને હોશંગાબાદ જિલ્લાના હોશંગાબાદ તથા સિવની માલવા તાલુકામાં. |
| ખટિક | : | બરાર કમિશ્નરીમાં બાલાઘાટ, ભંડારા, ચાંદા, નાગપુર અને વર્ધા જિલ્લામાં હોશંગાબાદ જિલ્લાના હોશંગાબાદ તાલુકામાં, સિવની તાલુકાને છોડીને છિંદવાડા જિલ્લામાં તથા દમોહ તાલુકાને છોડીને સાગર જિલ્લામાં. |
| કોળી | : | ભંડારા અને ચાંદા જિલ્લામાં. |
| કોરી | : | અમરાવતી, બાલાઘાટ, બૈતુલ, ભંડારા, બુલઢાણા, છિંદવાડા, જબલપુર, માંડલા, નિમાડ, રાયપુર અને સાગર જિલ્લામાં તથા હરદા અને સોહાગપુર તાલુકાને છોડીને શેષ હોશંગાબાદ જિલ્લામાં. |
| કુંહાર | : | ભંડારા અને સાગર જિલ્લામાં તથા હોશંગાબાદ જિલ્લાના સિવની-માલવા તાલુકામાં. |
| મદગી | : | બરાર કમિશ્નરીમાં બાલાઘાટ, ભંડારા, ચાંદા, નાગપુર અને વર્ધા જિલ્લામાં. |

માલા : બાલાઘાટ, બૈતુલ, છિંદવાડ, હોશંગાબાદ, જબલપુર, માંડલા, નિમાડ અને સાગર જિલ્લામાં.

મેહરા અને મહાર : હોશંગાબાદ જિલ્લાના હરદા અને સોહાગપુર તાલુકાઓને છોડીને શેષ સમગ્ર પ્રાંતમાં.

નગારચી : બાલાઘાટ, ભંડારા, છિંદવાડા, માંડલા, નાગપુર અને રાયપુર જિલ્લામાં.

ઓઝા : બાલાઘાટ, ભંડારા, માંડલા, જિલ્લામાં તથા હોશંગાબાદ જિલ્લાનો હોશંગાબાદ તાલુકો.

પનકા : બરાર કમિશ્નરીમાં બાલાઘાટ, ભંડારા, વિલાસપુર, ચાંદા, દુર્ગ, નાગપુર, રાયપુર, સાગર અને વર્ધા જિલ્લામાં સિવની તાલુકોને છોડીને શેષ છિંદવાડા જિલ્લામાં.

પારધી : હોશંગાબાદ જિલ્લાના નરસિંહપુર તાલુકામાં.

પ્રધાન : બરાર કમિશ્નરીમાં ભંડારા, ચાંદા, નાગપુર, નિમાંડ, રાયપુર, વર્ધા જિલ્લામાં તથા સિવની તાલુકો છોડીને શેષ છિંદવાડા જિલ્લામાં.

રુઝર : હોશંગાબાદ જિલ્લાના સોહારપુર તાલુકામાં.

## ભાગ-૮ આસામ - અનુસૂચિત જાતિઓની સૂચિ

(૧) આસામના ખાણ પ્રદેશમાં.

| | | |
|---|---|---|
| નામશુદ્ર | કૈવર્ત | |
| બાનિયા અથવા વૃત્તિયલ બાનિયા | | હીરા |
| મેહતર અથવા ભંગી | લાલબેગી | બાંસફોડ |

(૨) સુરમા ખીણ પ્રદેશમાં.

| | | |
|---|---|---|
| માળી અથવા ભુંઈમાલી | | ધુપી અથવા ધોબી |
| ડગલા અથવા ધોલી | | ઝાલો અથવા માલો |
| મહરા | સૂત્રધાર | મૂચી |

| | | |
|---|---|---|
| પટણી | નામશુદ્ર | પટણી |
| કૈવર્ત અથવા જલિયા | લાલબેંગી | મહેતર અથવા ભંગી |
| બાંસફોડ | નામશૂદ્ર | |

## ભાગ-૯ ઓરીસ્સા

(૧) સમગ્ર પ્રાંતમાં અનુસૂચિત જાતિઓ :

| | | |
|---|---|---|
| આદિ આંધ્ર | ઓવેલિયા | હડ્ડી |
| બારિકી | બસૌર-બુરુડ | બાઉરી |
| ચાચટી | ચમાર | ચંડાલ |
| દંડાસી | દેવર | ધોબા અથવા ધોબી |
| ગંડા | ઘુસુરિયા | ગૌંડાગલી |
| ગોદારિ | ગોદરા | ગોખ્ખા |
| હાડી અથવા હારિ | ઈરિકા | જગ્ગાલિ |
| કાન્દ્રા | કેલા | કોડાલો |
| મદારિ | મદિગા | કટિયા |
| મુહુરિયા | માલા | માંગ |
| મંગન | મેહરા અથવા મહાર | મેહતર અથવા ભંગી |
| મોચી અથવા મુંચી | પાઈડી | પામિડિ |
| પંચમા | પંકા | રેલ્લી |
| સપારી | સતનામી | સિયાલ |
| વાલ્મિકી | | |

(૨) ખોડમલ જિલ્લાને છોડીને શેષ સારા પ્રાંતમાં, સંભલપુર જિલ્લામાં મદ્રાસ પ્રેસિડેન્સીના વિઝાગાપટ્ટનમ્ અને ગંજામ એજન્સીઓએ ગવર્નમેન્ટ ઑફ ઈન્ડિયા (ઓરિસ્સાનું બંધારણ)ના હુકમ ૧૯૩૬ મુજબ. મદ્રાસ પ્રાંતનો ભાગ.

પાન અથવા પાનો

(૩) ખોદમલ જિલ્લાને છોડીને અને ઓરિસ્સાને આપવામાં આવેલા ભૂમિભાગ સિવાયનો સમગ્ર પ્રાંતનો પ્રદેશ.

ડોમ અથવા ડામ્બો

(૪) સંબલપુર જિલ્લા સિવાયનો સમગ્ર પ્રાંતનો પ્રદેશ.

| | | |
|---|---|---|
| બઉરી | ભુઈયા | ભુમિજ |
| ઘાસી અથવા ઘાસિયા | તુરી | |

(૫) સંબલપુર જિલ્લાના નવાપરા તાલુકાના ક્ષેત્રમાં.

| | | |
|---|---|---|
| કોરી | નગારચી | પ્રધાન |

××× આ એક ભયાનક સૂચી છે. એમાં ૪૨૯ (ચારસો ઓગણત્રીસ જાતિઓને સમાવવામાં આવી છે. જો આ બધાની સંખ્યાનો સરવાળો કરવામાં આવે તો એનો મતલબ એટલો જ થાય કે, દેશમાં આજે ૧૫-૧૬ કરોડ લોકોને હિંદુઓએ એવી સ્થિતિમાં મૂક્યા છે કે, એમના સ્પર્શમાત્રથી અપવિત્ર બની જવાય છે; એવું માન્યું છે. એ વાત તો સ્પષ્ટ છે કે આરંભિક અને પ્રાચીન સમાજમાં જે 'અછૂતપણું' અસ્તિત્વ ધરાવતું હતું એની તુલના ભારતવ્યાપી કરોડો લોકોને માથે ઠોકી બેસાડેલી 'વંશપરંપરાગતની અસ્પૃશ્યતા' સાથે કરવામાં આવે તો ઉપરોક્ત સમાજોની અસ્પૃશ્યતા નગણ્ય બની જાય છે. હિંદુઓનું આ અછૂતપણું અદ્વિતીય છે. સંસારના ઈતિહાસમાં એનો મુકાબલો કરી શકાય તેમ નથી. એશિયા અને યુરોપની ઘણી જાતિઓની સંખ્યા કરતાંય વિશાળ સંખ્યા આ અસ્પૃશ્યોની છે. અસ્પૃશ્યોની સંખ્યાને કારણે જે એની અદ્વિતીયતા નથી. બીજાં પણ અનેક કારણો છે જેને કારણે હિંદુઓની અસ્પૃશ્યતાને અદ્વિતીય ગણવી જ પડે.

આ ૪૨૯ જાતિઓને 'અછૂત' બનાવી દેનારી હિંદુઓની અછૂતપણાની પધ્ધતિમાં અનેક એવી વિશેષતાઓ છે જે અ-હિંદુજાતિઓના અછૂતપણામાં ભલે તે આરંભિક સમાજ હોય કે પ્રાચીન સમાજ હોય એમાં જોઈ શકાતી નથી.

બિન-હિન્દુ સમાજમાં 'અપવિત્રતા'થી બચીને રહેવા અલગ રાખવાના જે

નિયમો અસ્તિત્વ ધરાવે છે. તેને કંઈક અંશે તર્કસંગત પણ જો માનવામાં આવે તો પણ ગળે ઉતરે એવા છે. આ 'અલગતા' જન્મ, વિવાહ, મૃત્યુ આદિ વિશેષ અવસરોને કારણે થાય છે. પણ હિંદુ સમાજે આચરેલી 'અલગતા' માટે તો તર્કસંગતતા છે જ નહીં. તે સ્પષ્ટ પણે આધાર વિનાની જ છે.

આરંભિક સમાજમાં જે 'અપવિત્રતા'ની માન્યતા હતી અને માનવામાં આવતી હતી તે સમય પૂરતી જ હતી. ખાવું પીવું વગેરે પ્રાકૃતિક કૃત્યો અથવા જીવનમાં જન્મ, મૃત્યુ, માસિક ધર્મ વગેરે અસાધારણ પ્રસંગોમાં જ અપવિત્રતા પેદા થતી હતી. અપવિત્રતાનો સમયગાળો પૂરો થતાં કે પવિત્ર બનાવવાના ઉપચારોનો પ્રયોગ કરવાથી અપવિત્રતા સમાપ્ત થઈ જતી હતી અને પછી તે વ્યક્તિ સમાજમાં હળવા ભળવા યોગ્ય બની જતી હતી. પરંતુ વિશાળ સંખ્યામાં અછૂતપણું જન્મ, મૃત્યુ વગેરેના અછૂતપણાથી સર્વથા ભિન્ન છે. તે અસ્થાયી નથી પણ સ્થાઈ છે. જે હિંદુઓ આ જાતિના અસ્પૃશ્યોનો સ્પર્શ કરે છે તે સ્નાનાદિ વિધિઓથી પવિત્ર બની જાય છે. પરંતુ એવી કોઈ ચીજની શોધ કરવામાં આવી નથી જે 'અછૂત'ને પવિત્ર બનાવી દે. તે લોકો તો અપવિત્ર જ પેદા થાય છે અને અપવિત્ર જ જન્મભર રહે છે અને એમનું મૃત્યુ પણ અપવિત્રતામાં જ થાય છે અને તેઓ જે બાળકોને જન્મ આપે છે તે બાળકો પણ અપવિત્ર જ પેદા થાય છે આમ હિંદુઓનું અછૂતપણું સ્થાઈ અને વંશાનુગત કલંક છે જેને કોઈ પણ પ્રકારે ધોઈ શકાતું નથી.

એક ત્રીજી વાત પણ નોંધવા જેવી છે કે બિન-હિંદુઓ જેમને અપવિત્રતા પેદા થવાથી અલગ રાખે છે તે અલગતા માત્ર જે તે વ્યક્તિ પૂરતી સીમિત અથવા એના નિકટના સંપર્કમાં આવતા લોકોને જ અલગ રાખતા હોય છે પણ હિંદુઓનું આ અછૂતપણું તો એક વિશાળ વર્ગને જ અસ્પૃશ્ય ગણી કાઢે છે. એક એવો માર્ગ જેની સંખ્યા ચૌદ પંદર કરોડ જેટલી છે.

ચોથી વાત એ છે કે; બિન-હિંદુઓ 'અપવિત્રતા'થી પ્રભાવિત થયેલી વ્યક્તિને થોડાક સમય માટે જ અલગ કરી દેતા હતા. એ લોકો એમને એકદમ અલગ વસવાની ફરજ પાડતા નહોતા. હિંદુ સમાજનો તો આગ્રહ છે કે (૧) તમામ અછૂતો એમની વસ્તીથી અલગ વસ્તી વસાવીને રહે. (૨) હિંદુઓ

અછૂતોના મહોલ્લાઓમાં રહેશે નહીં અને (૩) અછૂતોને પોતાના મહોલ્લામાં પ્રવેશવા દેશે નહીં. હિંદુઓ જે અછૂતપણાને માને છે એનું સૌથી મહત્ત્વનું પાસું આ જ છે. આ માત્ર સામાજિક બહિષ્કાર જ નથી, થોડાક સમયગાળા માટે સામાજિક વ્યવહાર બંધ કરવાની ગોઠવણ પણ નથી આ તો પ્રદેશ પૃથ્થકરણ કે ભૂમિવિભાજન ગણી શકાય એવી પ્રથા છે. અછૂતોને જાણે કાંટાઘર ઘેરામાં એક પાંજરામાં પૂરી દીધા જેવી આ સ્થિતિ છે. જેમ યહુદીઓને માટે અલગ વસાહતો છે; એવી જ રીતે પ્રત્યેક હિંદુના ગામડાથી બહાર અછૂતોનું ગામડું વસેલું હોય છે.

આવી છે હિંદુઓની અછૂતપણાંની પધ્ધતિ. જે પ્રથા હિંદુઓમાં જોવા મળે છે. એવી પ્રથા તો અન્ય કોઈ પણ સ્થળે જોવા જ મળતી નથી એનો ઈન્કાર કોણ કરી શકે ? હિંદુઓનું અછૂતપણું એક અનોખી અને અદ્વિતિય વસ્તુ છે એ વાત નિર્વિવાદ છે. બિન-હિંદુ સમાજમાં પણ લોકોને 'અપવિત્ર' માનવામાં આવતા પરંતુ તે કેવળ વ્યકિતઓને જ. આખીને આખી જાતિને ક્યારેક અપવિત્ર માનવામાં આવી નથી. બિન હિંદુઓમાં 'અપવિત્રતા' અલ્પકાલીન ગણાતી જે કોઈને કોઈ ક્રિયા કે ઉપચારથી દૂર કરી શકાતી "એકવાર અપવિત્ર સદાને માટે અપવિત્ર" એવો સિધ્ધાંત ઉપર આધારિત આ પ્રકારની ન મટી શકે તેવી સ્થાઈ અપવિત્રતા જોવા મળથી નથી. બિન હિંદુઓમાં લોકોમાં અપવિત્રતા જોવા મળતી નથી. બિન હિંદુઓમાં લોકોને અપવિત્ર માનવામાં આવતા અને એમની સાથેનો સામાજિક વ્યવહાર પણ બંધ કરવામાં આવતો; પણ એવું ક્યારેય બન્યું નથી કે માણસોને સદાને માથે પૃથ્થક કરી દેવામાં આવ્યા હોય. બિન-હિંદુઓએ એક જમાતની જમાતને અપવિત્ર માની એમની સાથે અછૂત તરીકેનો વ્યવહાર કર્યો છે, પણ તે જમાત બિલકુલ બહારની રહેતી. રકતસીમાના વર્તુળની બહારની પ્રજા સાથે આવો વ્યવહાર થયો છે. પણ એવું તો ક્યારેય થયું નથી કે પોતાના જ આદમીઓને પેઢી દર પેઢી અને સ્થાઈરૂપથી અપવિત્ર બનાવીને અલગ રાખવામાં આવ્યા હોય !

આ રીતે હિંદુઓનું અછૂતપણું. એક અનહોની ઘટના છે. સંસારના કોઈ અન્ય હિસ્સામાં માનવતાએ આ જ સુધી આ પ્રકારનો અનુભવ કર્યો નથી.

હિંદુઓનું અછૂતપણું વિશ્વના અન્ય કોઈ સમાજમાં ક્યારેય જોવા મળતું નથી, નતો આરંભિક સમાજમાં, કે નતો પ્રાચીન સમાજમાં કે નતો વર્તમાન સમાજમાં.

અછૂતપણાં અંગેનો અભ્યાસ હાથ ધરતી વખતે જે અનેક સમસ્યાઓ પેદા થાય છે અને જેનો ઉકેલ શોધવાની આવશ્યકતા છે. એમાં નીચેની બે વાતોમાં એનો સમાવેશ થઈ જાય છે.

(૧) અછૂતો ગામની બહાર શા માટે વસે છે ?

(૨) એમની અપવિત્રતા સ્થાઈ અને અમિટ શાથી બની ગઈ ?

આગળના પૃષ્ઠોમાં આ બન્ને પ્રશ્નોને ઉત્તર આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

# ભાગ-૨
# રહેઠાણનો પ્રશ્ન

પ્રકરણ ૩

# અસ્પૃશ્યો શા માટે ગામની બહાર વસે છે ?

જે લોકો અસ્પૃશ્યતા અંગે કંઈ વિશેષ જાણતા નથી તે લોકો પણ એટલું તો જાણે છે કે અસ્પૃશ્યો ગામની બહાર રહે છે. અછૂતો ગામની બહાર શા માટે રહે છે ? તે પ્રશ્ન એટલો વિચિત્ર અને બદનામ છે કે આ અંગે કોઈએ આ પ્રશ્ન ઉપર ક્યારેય વિચાર્યું નથી. ખરેખર આ એક ગંભીર પ્રશ્ન છે અને તેનો સંતોષપ્રદ ઉત્તર શોધી કાઢવો જોઈએ. અછૂતો ગામની બહાર રહે છે ? એ કેવી રીતે બન્યું ? શું પહેલાં એમને અછૂત જાહેર કરવામાં આવ્યા અને પછીથી એમને ગામની બહાર તગેડી મૂકવામાં આવ્યા ? અથવા તેઓને ગામ બહાર કાઢયા અને પછીથી અછૂત ઘોષિત કરવામાં આવ્યા ? જો આ પ્રશ્નનો ઉત્તર એવો હોય કે તેઓ પહેલેથી જ ગામની બહાર જ રહેતા હતા તો પણ એક બીજો પેટા પ્રશ્ન પણ ઉદ્‌ભવે છે કે; એનું કારણ શું હશે ?

અછૂતો ગામની બહાર રહે છે એ પ્રશ્ન પર આ પહેલાં કોઈએ ક્યારેય વિચાર કર્યો નથી. એટલે સ્વાભાવિક રીતે જ આ અંગે કોઈ પણ પ્રકારનો સિધ્ધાંત પ્રવર્તતો નથી.

હાં. હિંદુ ધર્મશાસ્ત્રોની એક દ્રષ્ટી આ અંગે અવશ્ય છે. જો કોઈ એને જ સિધ્ધાંતનો દરજ્જો આપવા ઈચ્છે તો ભલે આપે. શાસ્ત્ર કહે છે કે અંત્યજોએ ગામની બહાર રહેવું જોઈએ અને એમની વસ્તી ગામની બહાર જ હોવી જોઈએ. ઉદાહરણ રૂપે મનુ મહારાજનું કથન છે :

"ચાંડાલો અને શ્વપાકોનું નિવાસ ગામની બહાર હશે એમને અપાત્ર બનાવી દેવાં જોઈએ. એમની સંપત્તિ કૂતરાં અને ગધેડા હશે." (૧૦-૫૧[1])

"એમણે મુડદાંઓના ઉતરણ પહેરવાં પડશે. એમણે ફૂટેલા વાસણોમાં ભોજન કરવું પડશે. એમના ઘરેણાં કાળા લોખંડના હશે. એમણે સદૈવ એક જગ્યાથી બીજી જગ્યા ફરવું પડશે." (૧૦-૫૨[2])

---

૧ ચાંડાલ ચ શ્વપચાનાંતુ બહિગ્રામાત્પ્રશ્રય: અપપાત્ર શ્ચ કર્તવ્યા ધનમેષાં શ્વકાર્દમામ્ ॥૧૦-૫૧॥

૨ વાંસાસિ મૃતચેલાની ભિન્ન માન્ડલુ ભોજનમ્
કાર્ણાય સમમલંકાર: પરિવ્રજ્યા ચ નિત્ય શ: ॥૧૦-૫૨॥

૧૦.૫૩ "જે કોઈ આદમી, કોઈ ધાર્મિક કાર્યમાં પ્રવૃત્ત હશે, તે એમની સાથે કોઈ કોઈ પણ પ્રકારનો વ્યવહાર નહીં રાખે. તેઓ પરસ્પર જ બધો વ્યવહાર રાખશે અને પોતાનો લગ્ન સંબંધ પણ પોતાની બરોબરી કરનારાઓ સાથે જ રાખશે." (૧૦-૫૩[1])

"એમનું ભોજન એમને કોઈ નોકર વગેરે દ્વારા તૂટેલા વાસણોમાં આપવામાં આવશે. રાત્રે તે નગર કે ગામમાં ફરી શકશે નહીં." (૧૦-૫૪[2])

"દિવસમાં તેઓને કામે લઈ શકાશે પરંતુ રાજાજ્ઞા પ્રમાણેનું ઓળખાય એવું ચિહ્ન તેમણે ધારણ કરવું. હાં, એ નિયમ નિશ્ચિત છે કે જે કોઈ વ્યક્તિનો કોઈ સંબંધ નહીં હોય એમની લાશ એમણે ઊંચકીને લઈ જવી પડશે." (૧૦-૫૫[3])

'રાજાજ્ઞાથી એમણે દંડનીતિ અનુસાર સદૈવ અપરાધીઓની હત્યા કરવી પડશે. અને તે અપરાધીઓના વસ્ત્ર, બિસ્તરા અને ઘરેણાં લઈ શકશે." (૧૦-૫૬[4])

પણ શાસ્ત્રોના આ કથનનો કયો અર્થ સમજવો જોઈએ ? એના બે અર્થ થઈ શકે છે. જયારે શાસ્ત્રો એમ કહે છે કે; અછૂતોએ ગામની બહાર રહેવું જોઈએ, ત્યારે એનો અર્થ એટલો જ નીકળે છે કે

અછૂતો એ ગામની બહાર જયાં તે લોકો વસે છે ત્યાં જ રહેવું જોઈએ. આ એક અર્થ છે.

બીજો અર્થ એવો પણ થઈ શકે કે જેમને અછૂત ઘોષિત કરવામાં આવ્યા

૧ ન તૈ: સમયમન્વિચ્છેત્ પુરુષો ધર્મમાચરન્ ।
વ્યવહારી મિથરતેષાં વિવાહ: સદૃશૈ: સહ ॥૧૦-૫૩॥

૨ અન્ન મેષાં પરાધીનં દેયં સ્યાભ્દિન્ન ભાજને ।
રાત્રો ન વિચરેયુસ્તે ગ્રામેષુ, નગરેષુ ચ ॥૧૦-૫૪॥

૩ દીવા ચરેયું: કાર્યાર્થ ચિહ્નિના રાજશાસનૈ: ।
અબાંધવં શવં ચૈવ નિર્બરેયુરિતિ સ્થિતિ: ॥૧૦-૫૫॥

૪ બધ્યાં હન્યુ સતતં યથા શાસ્ત્ર નૃપાજ્ઞયા
બધ્યવાસાં સિ ગૃહણીયુ: શય્યાશ્ચાં મરણાનિ ચ ॥ ૧૦-૫૬॥

છે એમને ગામની અંદર રહેવાની આજ્ઞા નથી બલ્કે એમને ગામની બહાર જઈને ગામની બહાર જ રહેવા મજબૂર કરવા જોઈએ.

શાસ્ત્રોની આ બન્ને વ્યાખ્યાઓથી બે સંભાવનાઓ પેદા થાય છે.

એક તો એ કે; અછૂતોને ગામની બહાર જઈને રહેવાને અને 'અછૂતપણા'ને કોઈ સંબંધ નથી. એકદમ આરંભથી જ તેઓ ગામની બહાર રહેતા આવ્યા હશે; અને જયારે એમના માથે અછૂતપણાનું કલંક ઠોકી બેસાડવામાં આવ્યું હશે; ત્યારે એમનો ગામમાં પ્રવેશ નિષિધ્ધ ગણી લેવામાં આવ્યો હશે.

બીજી સંભાવના એ છે કે, 'અછૂતપણાં'ને અછૂતો ગામની બહાર જઈને વસ્યા એ બાબતને પૂરેપૂરો સંબંધ છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો કહી શકાય કે અછૂતો પહેલાં ગામની અંદર રહેતા હતા અને ત્યાર પછી જયારે એમના માથા ઉપર અછૂતપણાનું કલંક લાગી ગયું ત્યારે તેમણે ગામ છોડીને ગામની બહાર જઈને રહેવા મજબૂર થવું પડયું.

આ બન્ને વાતોમાં કઈ વાત અધિક માન્ય બની શકે ?

બીજી સંભાવના તો સ્પષ્ટ રીતે જ નિરર્થક અને હાથ મોં કે માથા વિનાની કલ્પના લાગે છે. એની નિરર્થકતા સાબિત કરવા માટે તો એક જ તર્ક પર્યાપ્ત છે. આપણે જે વાત અંગે વિચાર કરી રહ્યા છીએ તે કોઈ એક ગામ અથવા કોઈએક ક્ષેત્રની વાત નથી. આ તો સમસ્ત ભારતવર્ષમાં વ્યાપ્ત છે. અછૂતોને ગામમાંથી બહાર કાઢીને અલગ વસાવવા એ મોટી વાત છે. કોણે અને કેવી રીતે આટલી મોટી ઘટનાનો અમલ કર્યો હશે ? આવું મોટું કૃત્ય કોઈ એક ચક્રવર્તી રાજાની આજ્ઞા વિના તો થઈ જ શકે નહીં અને ચક્રવર્તી રાજા માટે પણ આટલી વિશાળ સંખ્યાને એક જગ્યાએથી હટાવીને બીજી જગ્યાએ વસાવવાનું કાર્ય અસંભવ લાગે છે. સંભવ હોય કે અસંભવ હોય પણ આવી મોટી ઘટના ચક્રવર્તી રાજાનું જ કાર્ય હોઈ શકે. તો પછી એ ચક્રવર્તી રાજા કોણ હશે ? જેને આ કાર્યનો યશ કે અપયશ આપી શકાય ? એનો ઉત્તર તો સ્પષ્ટ છે કે ભારતમાં કોઈ એવો ચક્રવર્તી રાજા પેદા થયો નથી જેનું સમગ્ર ભારતમાં રાજય હોય અને જેણે આ કૃત્ય કર્યું હોય ! જો ભારતમાં આવો કોઈ

સમ્રાટ પેદા થયો હોય નહીં તો પછી બીજી સંભાવના અંગે વાત કરવાનું જ માંડી વાળવું જોઈએ.

હવે જે વાત અંગે વિચાર કરી શકીએ તે વાત એ છે કે, જે લોકોને અછૂત કહેવામાં આવે છે તેઓ 'અછૂત' કહેવાયા એ પહેલાંથી જ- એકદમ આરંભથી જ ગામની બહાર રહેતા આવેલા છે અને ત્યારબાદ જ એમને 'અછૂત' બનાવી દેવાયા છે અને પછી તો એમણે ગામની બહાર જ રહેવાનું ચાલુ રાખ્યું. પણ આવું તારણ કાઢવાથી એક જટિલ પ્રશ્ન પેદા થઈ જાય છે કે તેઓ ગામની બહાર જ શા માટે રહેતા આવ્યા હતા ? એમને ગામની બહાર રહેવા કોણે મજબૂર કર્યા? આ પ્રશ્નનો ઉત્તર તો એટલો જ છે કે; સમાજશાસ્ત્રના વિદ્યાર્થીઓને સંસારભરમાં આરંભિક સમાજે વર્તમાન રૂપ ધારણ કર્યું એ અંગે જે વાતોની જાણકારી છે એના આધારે એવું માનવું સ્વાભાવિક લાગે છે કે 'અછૂતો' આરંભથી જ ગામની બહાર રહેતા આવ્યા છે.

જોકે મોટાભાગના લોકોને આ અંગેની સ્પષ્ટ વ્યાખ્યા કરી બતાવવામાં ન આવે કે જેને કારણે આરંભિક સમાજે જે પ્રક્રિયામાંથી પસાર થઈ વર્તમાન સ્વરૂપ ધારણ કર્યું તે સમજી શકશે નહીં. જો આરંભિક સમાજનું વર્તમાન સ્વરૂપમાં પરિવર્તન સમજાય તો જ ઉપરોક્ત મત સ્વાભાવિક લાગશે. આ વાતને સારી રીતે સમજવા માટે વર્તમાન સમાજ આરંભિક સમાજ કરતાં બે વાતોમાં ભિન્ન છે તે બાબત પર ધ્યાન કેન્દ્રિત કરવું જોઈએ.

પ્રારંભિક સમાજ ભટકતી જાતિઓનો બનેલો હતો. અને વર્તમાન સમાજ સ્થિરતાપૂર્વક એક જગ્યાએ વસેલી જાતિઓનો સમૂહ છે.

બીજી બાબત એ છે કે પ્રારંભિક સમાજ રક્તસંબંધ આધારિત પરિવારો કે જાતિઓનો સમૂહ હતો જ્યારે વર્તમાનસમાજ ક્ષેત્રગત સ્થાનીય જાતિઓનો સમૂહ છે. બીજા શબ્દોમાં કહીએ તો પ્રારંભિક સમાજે વર્તમાન સમાજ સુધીનું સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે બે બાજુએ પોતાનો વિકાસ કર્યો છે. વિકાસની એક ધારાએ પ્રારંભિક સમાજને રક્ત આધારિત પરિવાર જાતિની અવસ્થાથી માંડીને ક્ષેત્રગત જાતિ અવસ્થા સુધી પહોંચાડયો છે. આ અંગે તો કોઈ સંદેહ કરી શકાય તેમ

નથી. આ પ્રકારનાં પરિવર્તનના સ્પષ્ટ સંકેતો અને ચિહ્નો રાજાઓએ ધારણ કરેલી સરકારી પદવીઓમાં સ્પષ્ટ જોઈ શકાય છે.

અંગ્રેજ રાજાઓની પદવીઓને જ ધ્યાનમાં લઈએ તો જૉન એ પહેલો સમ્રાટ છે, જેણે પોતાને **ઈંગ્લેન્ડનો સમ્રાટ** ઘોષિત કર્યો હતો. એના પૂર્વજો સામાન્યતયા પોતાને **અંગ્રેજોના રાજા** તરીકે ઓળખાવતા હતા. પહેલું કથન એક ક્ષેત્રગત જાતિનું પ્રતિનિધિત્વ કરે છે જયારે બીજું કથન પરિવાર-જાતિનું પ્રતિનિધિત્વ કરે છે. ઈંગ્લેન્ડ એક એવો દેશ છે જયાં અંગ્રેજોનું નિવાસસ્થાન હતું. હવે અંગ્રેજો તેવા લોકો છે જે ઈંગ્લેન્ડમાં વસે છે.

આવા જ પ્રકારનું પરિવર્તન ફ્રાંસના નરેશોમાં જોવા મળે છે. કયારેક આ રાજાઓ ફ્રેન્ચ લોકોના રાજા ગણાતા હતા પણ આગળ જતાં તે ફ્રાન્સના રાજા કહેવાયા.

વિકાસની બીજી ધારાએ પ્રારંભિક સમાજને ભટકતો સમાજ ન રહેવા દઈને એક સ્થિર નિવાસ કરતો સમાજ બનાવ્યો. આ પરિવર્તન પણ એટલું નિશ્ચિત અને પ્રભાવોત્પાદક છે કે એની વાસ્તવિકતા ઉપર વિશ્વાસ કરવા માટે કોઈ પણ ઉદાહરણની આવશ્યકતા જ નથી.

અત્યારે આપણાં મૂળ મુદ્દાં અંગે વિચાર કરવા માટે વિકાસની બીજી ધારા ઉપર છણાવટ કરીએ એ જરૂરી છે. પ્રારંભિક સમાજ કેવી રીતે ભટકતા સમાજમાંથી સ્થિર-નિવાસસ્થાન ધરાવતો સમાજ બન્યો એ કથા એટલી લાંબી છે કે થોડાક ફકરાઓમાં તેને સમાવી શકાય નહીં. આ અંગે કેવળ બે વાતો ઉપર ધ્યાન આપવું જોઈએ. ભટકતા સમાજને ભટકતું જીવન સમાપ્ત કરવા કઈ બાબતોએ મજબૂર કર્યા ? બીજી બાબત એ છે કે સ્થિર-નિવાસસ્થાનવાળા જીવન સુધી પહોંચવામાં વચ્ચે એમને કઈ કઈ અવસ્થાઓમાંથી પસાર થવું પડયું ?

એક વાત તો નિર્વિવાદ છે કે પ્રારંભિક સમાજ ખાનાબદોશ ભટકતો સમાજ હતો. પરંતુ આમ ભટકતા રહેવાનો એમનો વિશેષ સ્વભાવ તો નહોતો જ. એનું કારણ એટલું જ હતું કે પ્રારંભિકસમાજનું મુખ્ય ધન પશુઓ હતા. પશુઓ માટે ઘાસચારો મળી રહે એવાં સ્થાનોની એમને આવશ્યકતા રહેતી એટલે નવાં-નવાં

સ્થાનોની શોધખોળ એમની ચાલુ રહેતી અને જ્યાં ઘાસચારો ઉપલબ્ધ થતો ત્યાં પ્રારંભિક સમાજ પહોંચી જતો. પ્રારંભિક સમાજ પોતાના પશુપ્રેમને કારણે જ જ્યાં પશુઓ જતા ત્યાં પાછળ પાછળ દોરવાતા જતા. પ્રારંભિક સમાજને આ સમયગાળામાં એક નવાજ પ્રકારના ધનની ખબર પડી. એ ધન હતું ધરતી. પ્રારંભિક સમાજે ખેતી કરવાની અને ખેતરો ખેડવાની કળા હસ્તગત કરી લીધી ત્યારે ભટકતા જીવનને બદલે સ્થિરનિવાસ કરવાની શરૂઆત કરી. પશુધન સાથે જ ભૂમિ પર એક જ સ્થળે સ્થિર જીવનની શરૂઆત થઈ. અને આ પરિવર્તનને કારણે સમાજ સ્થિર જીવન જીવવા માંડયો.

આટલી વાતથી સ્પષ્ટ થઈ જાય છે કે પ્રારંભિક સમાજ કોઈક સમયે ભટકતો સમાજ કેમ હતો અને પછી એક જ જગ્યાએ સ્થિર રહીને જીવન જીવવાનું એણે કેવી રીતે શીખી લીધું.

બીજી બાબત અંગે પણ વિચાર કરી લઈએ કે પ્રારંભિક સમાજ ભટકતું જીવન છોડીને સ્થિરનિવાસી બન્યો ત્યારે કેવી કેવી ઘટનાઓ ઘટિત થઈ ? ભટકતું જીવન છોડીને સ્થિરતાભર્યું જીવન ગ્રહણ કરવાને લીધે પ્રારંભિક સમાજની સામે મુખ્યત: બે સમસ્યાઓ ઉપસ્થિત થઈ. એક સમસ્યા તો એ હતી કે જે લોકો એક જ સ્થળે વસીને સ્થિર જીવન ગાળવા માંડયા એમણે ઊભા થતા પ્રશ્નોને હલ કરવાના હતા જયારે બીજી બાજુ જે લોકો યુધ્ધમાં પરાસ્ત થયા હતા અને છિન્નભિન્ન થયેલા હતા. એ લોકોએ પોતાના પ્રશ્નો હલ કરવાના હતા. સ્થિર-નિવાસી બનેલી જાતિઓ સામે પ્રશ્ન એ હતો કે, બીજી ભટકતી જાતિઓથી પોતાનું રક્ષણ કેવી રીતે કરવું ? અને જે લોકો છિન્નભિન્ન અને પરાસ્ત લોકો હતા એમની સમસ્યા એ હતી કે એમને શરણસ્થાન કયાં પ્રાપ્ત કરવું ? એમને નિવાસસ્થાન અને રક્ષણની જરૂરિયાત હતી. આ બન્ને પ્રશ્નોને વધારે સ્પષ્ટ રીતે કહેવું આવશ્યક બની જાય છે કે આ બન્ને પક્ષોમાં આ પ્રશ્નો શાથી પેદા થયા ?

એક જ જગ્યાએ સ્થિર વસી જનારી જાતિઓની સામે જે પ્રશ્નો ઊભા થયા એને સમજવા માટે કેટલીક વાતો ધ્યાનમાં રાખવી જરૂરી બની જાય છે.

તમામ ભટકતા દળો કે જાતિઓ એકી સાથે સ્થિર-નિવાસ કરનારી બની

નહોતી. કેટલીક કાયમી સ્થાન પસંદ કરી સ્થિર નિવાસ સ્થાપીને વસી ગઈ જ્યારે કેટલીક ભટકતી ટોળીઓમાં ચાલુ રહી. બીજી બાબત જે યાદ રાખવાની છે કે આ દળો અથવા જાતિઓ ક્યારેય અંદરોઅંદર શાંતિથી રહેતી નહોતી. મોટે ભાગે એમનામાં પરસ્પર યુધ્ધો અને લડાઈઓ થતી રહેતી. જ્યારે બધા જ દળો કે જાતિઓ ભટકતી અવસ્થામાં હતા ત્યારે એમની પારસ્પરિક લડાઈઓનાં કારણો હતાં (૧) પશુઓની ચોરી (૨) સ્ત્રીઓની ચોરી (૩) અન્યના ઘાસચારાવાળા સ્થળોએ જબરદસ્તીથી ઢોરોને ઘુસાડી દેવાની દાદાગીરી જ્યારે કેટલાકે દળ અથવા જાતિઓ હજુ પણ ભટકતું જીવન ગાળતા હતા ત્યારે એક સ્થળે સ્થિર વસેલી જાતિઓ સાથે એમની લડાઈઓ વધારે સરળ અને સ્વાભાવિક બની ગઈ. બીજી ભટકતી જાતિઓ સાથેની લડાઈઓ કરતાં સ્થાઇ નિવાસ કરતી જાતિઓ સાથેની લડાઈ વધારે ઉપયોગી અને ઉપકારક બની ગઈ. સ્થિરનિવાસ કરતી જાતિઓ પાસે બેવડું ધન છે એ વાત ભટકતી જાતિઓના ધ્યાનમાં આવી ગઈ હતી, કારણ કે સ્થિર નિવાસ કરનારી જાતિઓ પાસે પશુનું ધન ને ધરતીનું ધન એમ બન્ને ધન હતાં. અને આ કારણે જ ભટકતી જાતિઓ સ્થિર થયેલ જાતિઓ ઉપર હુમલા કરતી રહેતી. અને લૂંટફાટ ચલાવતી રહેતી. અને ધન લૂંટી લેતી.

એક ત્રીજી વાત પણ નોંધવા જેવી છે કે સ્થિર નિવાસી જાતિઓ ભટકતી જાતિઓથી પોતાનું રક્ષણ કરવામાં મોળી પડતી હતી કારણ કે એમનું ધ્યાન વિશેષ કરીને ખેતી અને પશુપાલનમાં પરોવાયેલું અને થોડુંક સુવાળું પણ બન્યું હતું. એટલે પ્રત્યેક સમયે હળ છોડીને તલવાર લઈ શકવાની સ્થિતિમાં તેઓ રહ્યા નહોતા. અને પોતાનાં ઘરો છોડીને આ ભટકતી ટોળીઓનો પીછો પકડવાની સ્થિતિમાં પણ નહોતા. આ સ્થિતિ અંગે કોઈ નવાઈ લાગે એવી વાત નથી. ઈતિહાસમાં એવાં તો અનેક પુરાવાઓ ઉપલબ્ધ છે કે, જે લોકો પાસે પોતાનું રક્ષણ કરવાના સાધનો નહોતા એ લોકો સભ્ય હોવા છતાંય અસભ્ય અને ઝનુની લોકોનો મુકાબલો કરવામાં નિષ્ફળ નીવડયા છે. આટલા વિવરણથી એ વાત તો સાબિત થઈ જાય છે કે ભટકતી જાતિઓ જ્યારે સ્થિરનિવાસી બની ગઈ ત્યારે

એમની સામે આત્મરક્ષણની સમસ્યા શા માટે અને કેવી રીતે પેદા થઈ તથા પરાસ્ત થયેલા છિન્નભિન્ન લોકોની સમસ્યા કેવી રીતે ઉદ્દભવી.

આ જાતિઓ પરસ્પર લડાઈ લડ્યા કરતી. આરંભિક સમાજમાં આ જ માત્ર અવસ્થા હતી. યુધ્ધમાં કેટલાક મરાતા કેટલાક ઘાયલ થતા અને કેટલાક પોતાની ટોળીઓથી અલગ પડી જતા. આ દળગત લડાઈઓમાં પ્રાયઃ એવું બનતું કે, એક દળનો સંપૂર્ણ પણે ખાતમો બોલી જતો નહીં. પરંતુ હારી જઈને કેટલાક લોકો દળથી અલગ પડી જતા. મોટેભાગે તો એવું બનતું કે જે દળ હારી જતું એના સભ્યો અલગ પડી જતા. દળના ટુકડા થઈ જતા. આને પરિણામે સમાજ વિકાસની પ્રારંભિક અવસ્થામાં એક મોટી જનસંખ્યા જે આ પ્રકારના પરાજિત થયેલા - અલગ પડી ગયેલા લોકોની હતી. અને તેઓ આમતેમ ઘુમતા રહેતા.

પરાજિત વેરવિખેર અને છિન્નભિન્ન થયેલા લોકોની સમસ્યા કેવી રીતે પેદા થઈ એ સમજવા માટે એ વાતને બરોબર સમજી લેવી પડશે કે: પ્રારંભિક સમાજનું સંગઠન દલગત કે જાતિગત હતું. સંગઠન દલગત હોવાના બે અર્થ થાય છે. પહેલો અર્થ એ કે પ્રારંભિક સમાજમાં પ્રત્યેક વ્યકિતનો કોઈને કોઈ દળ સાથે સંબંધ હતો. એટલું જ નહીં એણે કોઈને કોઈ દળ સાથે રહેવું જ પડતું હતું. દળની બહાર કોઈ પણ વ્યકિતનું કોઈ અસ્તિત્વ જ નહોતું અને બની પણ શકતું નહીં.

દળગત સંગઠનનો બીજો અર્થ રક્તસંબંધ સાથે છે. એક દળ એક પરિવાર કે જાતિ હતી એટલે એક દળમાં પેદા થયેલી વ્યકિત બીજા કોઈ પણ દળની સભ્ય બની શકતી નહીં. એટલે દળથી વિખુટા પડી ગયેલા લોકોને વ્યકિતગત હેસિયતથી જ રહેવું પડતું હતું. પ્રારંભિક સમાજમાં જ્યાં એક દળનો અન્ય દળનો સાથે સંગ્રામ થતો રહેતો હોય ત્યારે દળથી વિખુટી પડી ગયેલી વ્યકિતઓને પણ સદૈવ ડર લાગ્યો રહેતો કે એમના ઉપર પણ આક્રમણ તો નહીં થાય ? એમને એ વાતની ખબર જ નહોતી પડતી કે દળોની લડાઈ વખતે એમને ક્યાં શરણસ્થાન શોધવું ? એટલે (૧) આશ્રયસ્થાન મેળવવું અને

(૨) આત્મરક્ષણ કરવું એ દળથી વિખુટા પડેલા છિન્નભિન્ન લોકોની (Broken men)ની સમસ્યા હતી.

પ્રારંભિક સમાજના વિકાસ અંગે ઉપર જે સારરૂપે કહેવામાં આવ્યું છે એનાથી એકવાત તો સ્પષ્ટ થઈ જાય છે કે પ્રારંભિક સમયમાં સમાજજીવનનો એક એવો તબક્કો આવ્યો જયારે સમાજ બે અલગ ભાગોમાં વિભક્ત થઈ ગયો. એક સમૂહ એક જગ્યાએ સ્થિરનિવાસી બની ગયો હતો ત્યારે બીજો સમૂહ વિખુટા પડેલા લોકોનો હતો. સ્થિરનિવાસી સમૂહને એવા માણસોની જરૂર હતી જે ભટકતી ટોળીઓ કે જાતિઓના આક્રમણની જાણ કરે અને ગામની પહેરેદારી કરે.. જે સમૂહ દળથી વિખુટો પડી ગયેલો તે પરાસ્ત લોકોનો હતો. એમનો પ્રશ્ન એ હતો કે એમને એવા સંરક્ષકો ઉપલબ્ધ થાય જે એમને ભોજનની સાથે શરણસ્થળ પણ આપે.

બીજો પ્રશ્ન એ છે કે આ બન્ને સમૂહોએ પોતાની સમસ્યાઓનો ઉકેલ કેવી રીતે મેળવ્યો ? જો કે આપણી પાસે પ્રાચીનકાળનો કોઈ પણ એવો દસ્તાવેજ કે પુરાવો નથી જેના આધારે આપણે એમ કહી શકીએ કે, સ્થિરનિવાસી લોકો અને દળથી વિખુટા પડી ગયેલા લોકો વચ્ચે એક પ્રકારનો સમાધાનકારી કરાર થયો હતો. જેના આધારે છિન્નભિન્ન પરાસ્ત થયેલા લોકોને એક જગ્યાએ સ્થિર રૂપથી વસેલી જાતિઓની ચોકીદારી અથવા પહેરેદારી કરવાનો અને સ્થિરનિવાસી લોકો તરફથી અન્ન અને આશ્રય સ્થાન આપવાનું સ્વીકારાયું હશે. જો આવું ન થયું હોય તો તે ઘણું જ અસ્વાભાવિક લાગે છે કારણ કે બન્નેને પોતપોતાના હિતો હતાં અને એને સાચવવા માટે આ પ્રકારની પારસ્પરિક વ્યવસ્થાની જરૂરિયાત તો હતી જ. એટલે પારસ્પરિક સહયોગ અતિ આવશ્યક બની ગયો હતો.

આ સુમેળ અને સમજુતિ સાધવામાં એક મોટી આડખીલી જરૂર ઉત્પન્ન થઈ હશે ! આ દળથી વિખુટા પડેલા પરાસ્ત લોકોને રહેવાનું ક્યાં આપવું ? સ્થિરનિવાસી લોકોની વચ્ચે કે એમનાથી અલગ ? આ પ્રશ્નનો ઉકેલ કરવામાં એમણે બે બાબતો અંગે ગંભીર વિચાર કર્યો હશે. એક બાબત હતી રક્તસંબંધ અને બીજી બાબત હતી યુધ્ધનીતિની. પ્રારંભિક લોકોની માન્યતા અનુસાર

રક્તસંબંધથી જોડાયેલા લોકો જ એક સાથે સમૂહમાં રહી શકતા હતા. કોઈ પણ બહારનો માણસ આ સમૂહમાં પ્રવેશ મેળવી શકતો નહોતો. કારણ કે તે સ્થળ-દળ-વિશેષના અધિકાર હેઠળ આવેલું હતું. અને દળથી વિખુટા પડેલા પરાસ્ત લોકો તો બહારના માણસો હતા. સ્થિરનિવાસીઓ જોડે રક્તસંબંધ ધરાવતા નહોતા. એટલે સ્થિરનિવાસી બનેલા લોકો વચ્ચે તો એમને રહેવા દઈ શકાય જ નહીં. યુધ્ધ રીતિ અને નીતિ અનુસાર પણ આવું બનવું વધારે ઉચિત હતું. કારણ કે આક્રમણનો સામનો કરવા માટે અને માહિતીથી વાકેફ કરવા માટે આ દળ વિછિન્ન લોકો ગામની સીમા બહાર રહે અને એકાએક થતા હુમલાનો સામનો કરે એવો નિર્ણય લેવાયો હશે; એટલે આપણે કહી શકીએ દળવિછિન્ન લોકોને ગામની બહાર સીમા ઉપર વસવા દેવામાં આવ્યા હશે !

હવે આપણે આપણા મૂળ પ્રશ્ન તરફ ફરીથી પાછા ફરીએ. અછૂતો ગામની બહાર શા માટે રહે છે ? એ પ્રશ્નનો ઉત્તર ઉપર પ્રમાણે મળી રહે છે. અન્ય સ્થળોએ જે બન્યું હશે એવું જ ભારતમાં પણ બન્યું હશે. જ્યારે ભટકતી જાતિઓ ભટકતું જીવન છોડીને હિંદુસમાજમાં સ્થિરજીવન જીવવાને પ્રવૃત્ત બની હશે.

પ્રારંભિક સમાજમાં બન્ને પ્રકારના લોકો રહેતા હશે, સ્થિરનિવાસી લોકો અને દળવિછિન્ન લોકો. જે સ્થિરનિવાસી બન્યા એમણે ગ્રામ્યસંસ્થાનું સર્જન કર્યું. જે પરાસ્ત અને દળથી વિખુટા પડેલા લોકો હતા, તે રક્તસંબંધથી જોડાયેલા નહીં હોવાને લીધે ગામની બહાર જઈને વસ્યા. જો આ વિધાનને સ્વીકારીએ તો આપણે એ વાતનો પણ સ્વીકાર કરવો પડે કે આજના અછૂતો મૂળે દળ વિછિન્ન લોકો છે. અને યુધ્ધમાં પરાસ્ત થવાથી એકલા પડેલા લોકો છે. અને એમને ગામની બહાર નિવાસ બનાવીને રહેવું પડ્યું.

આ ઉપરથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે આરંભકાળથી જ અછૂતો ગામની બહાર વસતા આવ્યા છે એટલું જ નહીં ગામની બહાર રહેવાને અને એમના અછૂતપણાને કોઈ લેવા દેવા નહોતી.

આ વિધાન અને વિચાર એકદમ નવીન છે એટલે આલોચકો અન્ય પ્રશ્નો ઊભા કર્યા પછી જ સંતુષ્ટ થઈ શકે.

(૧) અછૂતો દળથી વિખૂટા પડેલા, પરાસ્ત અને છિન્નભિન્ન લોકો હતા એવું કોઈ પ્રમાણ છે ?

(૨) શું એ વાતનો કોઈ પુરાવો છે કે સ્થિરનિવાસી લોકો અંગે જે ક્રમની ઉપર ચર્ચા કરવા આવી છે એવું કોઈ દેશમાં બન્યું છે ખરું ?

(૩) જો છિન્નભિન્ન લોકોએ ગામની બહાર રહેવાનું સ્વીકાર્યું એ વૈશ્વિક ઘટના છે તો પછી એ કેવી રીતે બન્યું કે અન્ય દેશોમાં ગામની બહાર વસેલી વસ્તીઓ લુપ્ત થઈ ગઈ અને કેવળ ભારતમાં જ રહી ગઈ ?

પ્રકરણ ૪

# અસ્પૃશ્યો દળવિછિન્ન લોકો છે ?

આજના અછૂતો પરાસ્ત દળના વિખૂટા પહેલા લોકો છે ? એવો પ્રશ્ન મને પૂછવામાં આવે તો મારો ઉત્તર હકારાત્મક છે. જયારે હા પાડવામાં આવે ત્યારે પોતાના કથનને પ્રમાણિત કરવાની જવાબદારી સ્વીકારવી પડે છે. આ બાબત અંગે ઉચિત પુરાવાઓ કે પ્રમાણો ઉપલબ્ધ થઈ શકે તેમ છે. જો કોઈએ હિંદુ ગામડાઓના સ્પૃશ્ય અને અસ્પૃશ્ય લોકોના પરંપરાગત જાતિય ચિહ્નોનો અભ્યાસ કર્યો હોય! દુર્ભાગ્ય છે કે હિંદુઓ અને અછૂતોના જાતિય ચિહ્નોનું અધ્યયન નૃવંશશાસ્ત્રના વિદ્યાર્થીઓ કે નિષ્ણાતોએ આરંભ જ કર્યું નથી. જયારે આ પ્રકારની સામગ્રી એકઠી કરી લેવામાં આવશે ત્યારે આ પ્રકરણમાં ઊઠાવેલા પ્રશ્નોના યથોચિત જવાબો આપણે આપી શકીશું. અત્યારે તો મેં જે થોડી ઘણી શોધ આ અંગે કરી છે એટલાથી જ હું સંતુષ્ઠ છું કે ગ્રામવિશેષના અછૂતોના પારસ્પરિક જાતિય ચિહ્નો એજ ગામના હિંદુઓના પારસ્પરિક જાતિય ચિહ્નો કરતાં નોખાં અને ભિન્ન છે.

હિંદુઓ અને અછૂતોના પારસ્પરિક જાતિય ચિહ્નોની ભિન્નતા જ સૌથી મોટું પ્રમાણ છે, જેના દ્વારા ગ્રામનિવાસી દળની જાતિ અને ગામની બહાર વસેલી દળવિછિન્ન પરાસ્ત જાતિ અંગે આપણે નિર્ણય કરી શકીએ. પણ ધ્યાનમાં રાખવું જોઈએ કે આ અંગેની પૂર્ણ સામગ્રી તો હજુ સુધી ભેગી થઈ નથી તે કરવાની છે. હકીકતમાં કેટલીક સામગ્રી એવી છે જે હજુ નષ્ટ થવામાંથી બચી ગઈ છે અને આ સામગ્રી જ કંઈક દિશા નિર્દેશ કરી શકે તેમ છે અને તેના દ્વારા જ આપણે નિષ્કર્ષ કાઢી શકીએ તેમ છીએ કે આજના અછૂતો દળવિછિન્ન પરાસ્ત જાતિ હતી. આ અંગેના બે પ્રમાણોની આપણે વાત કરવા માગીએ છીએ.

એક તો 'અંત્ય' 'અંત્યજ' અને 'અંત્યવાસીન' નામ જે હિંદુશાસ્ત્રોમાં કેટલીક જાતિઓ માટે વાપરવામાં આવ્યા છે; અને તે ઘણાં પ્રાચીન સમયથી ઉપયોગમાં લેવાઈ રહ્યાં છે.

પ્રશ્ન એ છે કે કેટલાક ખાસ લોકો માટે આ નામોનો ઉપયોગ શાથી કરવામાં આવ્યો ? આ શબ્દોમાં કંઈક અર્થ છુપાયેલો છે. આ શબ્દો જ નિશ્ચયાત્મકરૂપે 'સિધ્ધ' કરે તેવા છે. આ શબ્દો 'અંત્ય' શબ્દોથી બનેલા છે. 'અંત્ય' શબ્દનો અર્થ શું છે ? પંડિતોનું એવું કહેવું છે કે 'અંત્ય' શબ્દનો અર્થ 'અંતમાં ઉત્પન્ન થયેલા' એવો છે. કારણ કે હિંદુઓના દૈવી ઉત્પત્તિના સિધ્ધાંત અનુસાર અછૂતોની ઉત્પત્તિ અંતમાં થયેલી છે, એટલે 'અંત્ય' શબ્દનો અર્થ થયો એક 'અછૂત'. એ તર્ક બેમતલબ અને નિરર્થક છે. અને હિંદુઓની ઉત્પત્તિના સિધ્ધાંત સાથે પણ એનો મેળ બેસતો નથી. કારણ કે આ સિધ્ધાંત અનુસાર 'શૂદ્ર અંતમાં પેદા થયા. અછૂતો તો બ્રહ્માની સૃષ્ટી રચનાથી બહારના પ્રાણીઓ છે.

શૂદ્રો 'સવર્ણ' છે જ્યારે અછૂતો તો 'અવર્ણ' છે. એટલે વર્ણવ્યવસ્થાના બ્રહ્માની સૃષ્ટીરચનાનો નિયમ - હિંદુઓનો પહેલાંના અને પછીના સિધ્ધાંત સાથે અછૂતોનો મેળ ખાતો નથી કારણ કે અછૂતો તો વર્ણબાહ્ય પ્રજા છે.

મારું એવું માનવું છે કે 'અંત્ય' શબ્દનો અર્થ સૃષ્ટીના અંતે એવો લેવાનો નથી; પણ 'ગામના અંતે' એવો લેવાનો છે. ગામની સીમાની બહાર રહેનારા લોકો માટે આ 'અંત્ય' નામ વપરાતું હતું. આ 'અંત્ય' શબ્દનું ઐતિહાસિક મહત્ત્વ છે આ શબ્દ સૂચિત કરે છે કે એક એવો સમય હતો જ્યારે કેટલાક લોકો ગામમાં રહેતા હતા અને કેટલાક લોકો ગામની બહાર અંતમાં રહેતા હતા. અને એટલે જ એમને અંત્યજ અથવા અંત્યવાસીન શબ્દોથી ઓળખવામાં આવતા.

કેટલાક લોકો ગામની ભાગોળે શાથી રહેતા હતા ? શું ઉપર જણાવ્યું એ સિવાયનું બીજું કોઈ કારણ હોઈ શકે કે તે બધા દળથી વિખુટા પડેલા પરાસ્ત જનો હતા ? અને ગ્રામવાસી દળના સભ્યો કરતાં તે અન્ય દળના લોકો હતા?

ગામની અંદર રહેનાર લોકો કરતાં આ લોકો ભિન્ન હતા એ દર્શાવવા માટે જ 'અંત્ય' શબ્દનો પ્રયોગ કરવામાં આવ્યો છે, આ રીતે 'અંત્ય' 'અંત્યજ' કે 'અંત્યવાસીન' શબ્દોના બેવડા અર્થ છે.

પહેલાં તો આ શબ્દોથી એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે, ગામની બહાર

અલગ વસાહત એક એવી અનોખી ઘટના હતી જેને માટે એક નવાજ શબ્દની રચના કરવી પડી.

બીજી વિગત એ છે કે જે નવા શબ્દોને ચલણમાં મૂકવામાં આવ્યા તે એવા શબ્દો છે જેનાથી તત્કાલિન અવસ્થાનું યર્થાર્થ રૂપ છતું થાય છે એટલે કે આ લોકો દળના લોકો નથી પણ પરાયા અને પારકા લોકો છે.

બીજી બાબત જે એવું સુચિત કરે છે કે અછૂતો દળથી વિખુટા પડેલા - પરાસ્ત જનો છે. મહારાષ્ટ્રમાં વસતી મહારજાતિનું ઉદાહરણ સમજવા જેવું છે. મહાર એ મહારાષ્ટ્રના અછૂતોમાં સૌથી મોટી જાતિ છે મહારો અને અન્ય હિંદુઓ વચ્ચેના સંબંધો સ્પષ્ટ કરવા માટે નિમ્નલિખિત વાતો તરફ ધ્યાન દોરવું જરૂરી છે.

(૧) મહારાષ્ટ્રના પ્રત્યેક ગામમાં મહારોની વસ્તી જોવા મળે છે.

(૨) મહારાષ્ટ્રના પ્રત્યેક ગામમાં એક દિવાલ હોય છે અને મહારો ગામની દિવાલથી બહાર વસેલા છે.

(૩) મહારો વારાફરતી ગામની ચોકીદારીનું કામ કરતા આવ્યા છે.

(૪) મહારો એમને મળેલા બાવન અધિકારોની ચર્ચા કરતા રહે છે જે એમને હિંદુઓથી વિશેષરૂપે પ્રાપ્ત થયેલા છે. એમાં મુખ્યત્વે...

**(૧) ગામના લોકો પાસેથી ખાવાનું એકઠું કરવાનો અધિકાર.**

**(૨) પાક તૈયાર થાય ત્યારે પ્રત્યેક ગામ વાસી પાસેથી અનાજ એકઠું કરવાનો અધિકાર.**

**(૩) ગામમાં જે પશુ મરી જાય એની લાશનો ઉપયોગ કરવાનો અધિકાર.**

એ વાતમાં સંદેહ રાખવો જોઈએ નહીં કે મહારોની સ્થિતિથી જે વાત અહીં પ્રમાણિત થાય છે તે માત્ર મહારાષ્ટ્ર પૂરતી જ સીમિત છે.

ભારતના અન્ય ભાગોમાં પણ આવી સ્થિતિ પ્રવર્તતી હતી કે કેમ એના અંગે શોધખોળ કરવાની હજુ બાકી જ છે. પણ મહારોની સ્થિતિને સમગ્ર ભારતવાસી અછૂતોની સ્થિતિનો એક નમુનો ગણી લેવામાં આવે તો પછી એ

સ્વીકાર કરવો જ રહ્યો કે ભારતના ઈતિહાસમાં એક એવો સમય આવ્યો હતો જયારે અન્ય દળોના વિખુટા પડેલા લોકો એક સ્થળે સ્થિર વસવાટ કરતા લોકોની પાસે આવ્યા અને એમની સાથે એક પ્રકારની સમજૂતી સાધી જેના દ્વારા દળથી વિખુટા પડેલા પરાસ્ત જનોને ગામની બહાર વસવાની મંજૂરી મળી ગઈ. આ માટે એમણે કેટલાક કર્તવ્યો બજાવવાના હતા અને એમની સેવાના બદલામાં એમને થોડાક અધિકારો પણ આપવામાં આવ્યા હતા.

મહારોનું એવું માનવું છે કે "એમના બાવન અધિકારો એમને બરારના મુસ્લીમ રાજાઓ દ્વારા પ્રાપ્ત થયા છે." એનો અર્થ એટલો જ કે આ અધિકારો તો પરાપૂર્વથી ચાલ્યા આવતા હતા. પરંતુ બરારના મુસ્લીમ રાજાઓએ નવા નામે આ અધિકારોને માન્યતા આપેલી.

આ વિગતો આમ તો ઘણી મામુલી છે તો પણ એક સીમા સુધી એટલું તો પ્રમાણિત થઈ શકે છે કે આરંભમાં 'અછૂત' ગામની બહાર રહેતા આવેલા. એવું નથી બન્યું કે એમને 'અછૂત' ગણી કાઢવામાં આવ્યા અને પછીથી ગામની બહાર ધકેલી દીધા. ખરેખર તો તેઓ શરુઆતથી ગામની બહાર રહેતા આવેલા કારણ કે તે બધા દળથી વિખુટા પડેલા હારેલા લોકો હતા અને ગ્રામ નિવાસી લોકોમાંના નહીં હોવાને કારણે એમને ગામની અંદર વસવા દીધા નહોતા.

આ વાતનો સ્વીકાર કરીએ તો સૌથી મોટી અડચણ એ વાતનો સ્વીકાર કરવાની પેદા થાય છે કે અછૂતો સદાને માટે અછૂત તરીકે જ જીવતા આવ્યા છે? આજના 'અછૂતો'ના પૂર્વજો 'અછૂત' નહોતા એટલી વાત ધ્યાનમાં આવી જાય તો સદાની અછૂત હોવાની વાતનો છેદ ઉડી જાય છે.

આજના અછૂતો માટે એટલું જ કહી શકાય કે તેઓ આરંભિક સમાજના દળથી વિખુટા પડી ગયેલા. પરાસ્ત લોકો જ હતા એનાથી વિશેષ કે કમ કશું જ નહોતા. એમનામાં અને અન્ય ગામ લોકોમાં જો કોઈ ભેદ હોય તો એટલો જ કે તેઓ દળમાંથી વિખુટા પડેલા કુળોના ફરજંદો હતા. જયારે અન્ય ગામ લોકો જુદા કુળના લોકો હતા.

પ્રકરણ ૫

# શું અન્ય દેશોમાં પણ આવું બન્યું છે ?

દળથી વિખુટા પડેલા પરાસ્ત જનોએ ગામની બહાર રહેવાનું શરુ કર્યું એવાં કોઈ દ્રષ્ટાંતો અન્ય દેશોના ઈતિહાસમાં જોવા મળે છે ? આ પ્રશ્નનો ઉત્તર હકારમાં આપી શકાય તેમ છે. સદ્ભાગ્યે આપણી પાસે એવા ઉદાહરણો ઉપલબ્ધ છે અને જેના દ્વારા એવું સિધ્ધ કરી શકાય તેમ છે કે જેવું ભારતમાં વિશેષ રીતે જોવા મળ્યું એવું જ અન્યત્ર પણ થયું છે. જે દેશોમાં આવા જ પ્રકારની ઘટનાઓ બની એ દેશોના નામ છે આયરલેંડ અને વેલ્સ.

આરંભિક સમાજમાં આયરલેંડના ગામડાઓનું સંગઠન કેવું હતું એ અંગે બ્રેહનના આયરલેંડના કાયદાઓથી જાણી શકાય છે. આ કાયદાઓથી જે સુચિત થાય છે એની કલ્પના સર હેનરીમેન દ્વારા આપવામાં આવેલા નિમ્નલિખિત સારાંશથી થઈ જાય છે. સર હેનરીમેનનું કહેવું છે કે: [1]

"બ્રેહનના કાયદા આપણને એવા સમાજની અવસ્થાથી પરિચિત કરાવે છે. જયારે 'દળ' અથવા 'કુળ' એક જગ્યાએ વસીને સ્થિર થઈ ગયા હતા. દળનો ભૂમિ ઉપર અધિકાર સ્થપાઈ જવાનો ઘણો સમય પસાર થઈ ગયો હતો. એનો આકાર અને મહત્ત્વ એટલું વધી ગયું હતું કે તે 'રાજનૈતિક એકમ' બની શકે અને સંભવત: અનેક મુખીઓમાંથી એકની મુખી તરીકે પસંદગી કરવામાં આવતી જેને આયરલેંડના લેખોમાં 'રાજા' કહેવામાં આવે છે. મૂળ બાબત એ છે અને તે સાચી પણ છે કે જેટલાં દળગત ક્ષેત્રો છે એ તમામ ક્ષેત્રો તમામે તમામ દળોના ગણાય છે. પરંતુ વાસ્તવમાં એના મોટા હિસ્સા ઉપર દળોનાં નાનાંનાનાં કુળોનો સ્થાઈ અધિકાર સ્થપાઈ ગયો. એનો એક હિસ્સો મુખી માટે નિશ્ચિત હોય છે અને ઉત્તરાધિકારને એક વિશેષ નિયમ અનુસાર એમના ઉત્તરાધિકારીને માટે બીજા હિસ્સાના દળોના ટુકડાઓમાં અધિકાર રહે છે જેમાંના કેટલાક નાના મુખીઓના આધીન હોય છે અને કેટલાક એવા જેના પર મુખીઓનો જો કે સીધો અધિકાર હોતો નથી તો પણ કુલીનવર્ગના કોઈને કોઈ વ્યક્તિ એનું

૧ અર્લી હિસ્ટ્રી ઓફ ઈન્સ્ટીટ્યુશન્સ, લકચર્સ ૩. પૃ. ૯૨-૯૩

પ્રતિનિધિત્વ કરતા જ હોય છે. દળની જેટલી ભૂમિ હોય એના ઉપર અન્ય કોઈએ અધિકાર સ્થાપિત ન કર્યો હોય ત્યારે એવી સમગ્ર ભૂમિ ઉપર વિશેષ સ્વરૂપે દળનો સામુહિક અધિકાર ગણવામાં આવે છે. જો કે આ ભૂમિ ઉપરનો અધિકાર અસ્થાઈ ગણવામાં આવે છે. આ પ્રકારના અસ્થાઈ અધિકારો પ્રાયઃ થતા રહેતા હોય છે. આ કેટલીક શરતોને આધિન દળના જ કેટલાક મનુષ્યોનો સમુહ આ અધિકાર ભોગવે છે. પરંતુ વાસ્તવિક સ્વરૂપે પશુઓને ચરાવવાના ગોચરના ઉદ્દેશ્યથી એકઠા થઈને આ પ્રકારની સમજૂતી સાધે છે. દલગત ભૂમિના એક મોટા ભાગ ઉપર કોઈનો જ અધિકાર હોતો નથી. તે ભૂમિ સમગ્ર દળની જ ગણવામાં આવે છે. આવું હોવા છતાંય આ ભૂમિ ઉપર પેશકદમી થાય છે અને એના ઉપર હળ ચાલતા રહેતા હોય છે અથવા દળના લોકો દ્વારા સ્થાઈ સ્વરૂપે એની ઉપર ઢોર ચરાવવામાં આવે છે અને એની ઉપર ખેતી કરનારા તથા આશ્રિત લોકોને રહેવા દેવામાં આવે છે. વિશેષ રૂપે સીમા બાજુના લોકોને વસવા દેવામાં આવે છે. આ એક એવી ભૂમિનો હિસ્સો છે જેની ઉપર મુખીને અધિકાર સતત વધતો જાય છે અને તે પોતાના ફ્યુદ્દહિર (Fuidhir) અથવા દળથી અલગ પરાયા લોકોને વસાવે છે. જેમાં ખેડૂતોનો એક મહત્ત્વપૂર્ણ વર્ગ હોય છે. નિયમબાહ્ય અને બીજા દળોના પરાસ્ત આદમીઓ હોય છે, જેમને પોતાના નવા દળની સાથે પણ એટલો જ સંબંધ હોય છે. તેઓ મુખીની પાસે પોતાની સુરક્ષા માટે આવે છે અને મુખી એમના સંરક્ષણની જવાબદારી પોતાના માથે સ્વીકારે છે."

આ ફ્યુદ્દિહિર (Fuidhir) કોણ હતા ? સરહેનરીના મત અનુસાર :-

(૧) "બીજા પ્રદેશોમાંથી આવેલા 'પરાયા' અથવા 'શરણાર્થી' (૨) જેમણે પોતાના મૂળદળ સાથે સંબંધ તોડી નાખ્યો હોય છે (૩) આ સંબંધ જે એમને પોતાની 'જાતિ'માં એક સ્થાન આપતું અને જે નવા સ્થાનમાં નવા દળમાં જગ્યા પ્રાપ્ત કરવા પ્રયત્નશીલ હોય છે. (૪) સમાજ એકદમ અસ્તવ્યસ્ત થઈ ગયો હતો એવા સમયે એનું પરિણામ એ આવ્યું કે આખો દેશ દળ વિછિન્ન પરાસ્ત લોકોથી ભરાઈ ગયો. (૫) આવા લોકો માટે ફ્યુદ્દિર (Fuidhir) ખેડૂત બની

જવું એ જ એકમાત્ર વિકલ્પ હતો જેના દ્વારા એમને નિવાસ અને આશ્રયસ્થાન પ્રાપ્ત થઈ જતું હતું.

(૬) ફ્યુદૃહિર (Fuidhir) દળનો માણસ નહોતો. તે દળબાહ્ય હતો - પરાયો હતો. પરાયો એ અર્થમાં કે તમામ સમાજો - જેમાં વ્યક્તિ રક્તસંબંધથી જોડાયેલી હતી એવી સમાજ સ્થિતિમાં રહેતા જ્યારે ફ્યુદૃહિરની એવી સ્થિતિ નહોતી. કોઈ પણ વ્યક્તિ જેનો સંબંધ પોતાના સમાજથી તૂટી ગયો હોય એની ભારે દુર્દશા થતી હોય છે. સમાજમાં એનું જે સ્વાભાવિક સ્થાન હોય છે તે તો નષ્ટ થઈ જ જાય છે. એટલું જ નહીં એની પાસે એની પોતીકી કહી શકાય એવી કોઈ જગ્યા જ રહેતી નથી."

II

હવે વેલ્સ અંગે વાત કરીએ. શ્રી સીભોમે (Mr. Seebhom) પ્રારંભિક સમયના વેલ્સના ગ્રામોનાં સંગઠ્નોનું વર્ણન કર્યું છે. શ્રી સીભોમના મત અનુસાર વેલ્સના ગામડાં ઘરોનો સમુહ હતો. ઘરો બે વિભાગમાં વહેંચાયેલા હતાં. **સ્વતંત્ર ગણોતિયાના ઘરો અને અસ્વતંત્ર** ગણોતિયાઓના ઘરો. શ્રી સીભોમનું કહેવું છે કે આ અલગઅલગ વસાહતો પ્રારંભિક સમયના ગામોમાં સામાન્ય બાબત હતી. આ અસ્વતંત્ર ગણોતિયા અલગ અને થોડેક દૂર વસાવવામાં આવેલા. આવું શાથી કરવામાં આવ્યું ?

શ્રી સીભોમે આ અલગતાનું કારણ આ રીતે વર્ણવ્યું છે :

"ઉપરછલ્લી દ્રષ્ટિએ જોતાં વેલ્સના પ્રાચીન કાનુનોમાં જે દળગત લોકો અને દળવિહિન લોકોનો ઉલ્લેખ જાણવા મળે છે એમાં મોટો ગૂંચવાડો જોવા મળે છે. આ ગૂંચવાડો ત્યારે જ મટી શકે જ્યારે દળગત સમાજની સંસ્થાઓ અને એના અંગેના આધાર નિયમો સમાજમાં ઉતરે. આ નિયમોથી ઉપરછલ્લી દ્રષ્ટીએ એવું તારણ કાઢવામાં આવે છે કે; આ નિયમો ભૂમિની સ્થાઈ સમસ્યાનો ઉકેલ શોધવા માટે અને વિદેશી કાનુનો, વિદેશી રીતરિવાજો અને વિદેશી નામાવલીઓથી મુક્તિ મેળવવા માટે બનાવવામાં આવ્યા છે. દળગત સમાજની સંસ્થાઓનો સૌથી આધારરૂપ નિયમ સ્વતંત્ર દળગત લોકોના પારસ્પરિક રક્તસંબંધને સાચવાનો હતો. એનો સ્પષ્ટ અર્થ એવો હતો કે ગમે તેમ થાય

પણ જે સંબંધી વ્યક્તિ નથી તે દળની વ્યક્તિ બની શકે જ નહીં. દળ પણ વેલ્સમાં વાસ્તવમાં સંબંધીઓનો સમુહ જ હતો. આમ વેલ્સમાં મહદ્‌અંશે દળ પધ્ધતિના બે વર્ગો હતા. વેલ્સ રક્ત સાથે **સંબંધિત** અને વેલ્સ રક્ત સાથે **બિન સંબંધીત.** આ બન્ને વર્ગો ભૂમિ વ્યવસ્થા અથવા આક્રમણોથી વિજય મેળવવા બાબતમાં સંકળાયેલા હોય કે ન સંકળાયેલા હોય છતાંય બન્ને વર્ગો વચ્ચે એક ઊંડી ખાઈ પડેલી જોવા મળે છે. આ ખાઈ પડવાનું કારણ જો કોઈ હોય તો તે હતું રક્ત સંબંધ. રક્ત સંબંધને અખંડ રાખવાનો આગ્રહ આ નિયમમાં સ્પષ્ટપણે જોઈ શકાય છે. દળગત પધ્ધતિની રક્ષા કરવા માટે આધારરૂપ નિયમ રક્તસંબંધનો હતો. દળગત પધ્ધતિની વિશેષ ઓળખાણ પણ રક્તસંબંધથી જ છતી થાય છે. એટલું જ નહીં દળની શક્તિનું રહસ્ય પણ આ રક્તસંબંધની જાળવણીમાં જ છુપાયેલું છે."

## III

પ્રારંભિક સમયના આયરલેંડ અને વેલ્સના ગામડાંના સંગઠ્નોના ઉપરોક્ત વર્ણનથી એ વાત સાબિત થઈ જાય છે કે ભારતના અછૂતો જ એકલા એવા નહોતા જે ગામની બહાર અલગ વસાહતમાં રહેતા હતા. અન્ય દેશોમાં પણ આવી અલગ વસાહતો પ્રારંભિક કાળમાં અસ્તિત્વ ધરાવતી હતી. આ બાબતથી એટલું તો સાબિત થાય છે કે; આ એક સર્વવ્યાપી ઘટના હતી અને એની નિમ્નલિખિત વિશેષતાઓ હતી.

(૧) પ્રારંભિક સમયમાં ગામની વસ્તીઓમાં બે સ્પષ્ટ વિભાગો હતા. એક હિસ્સામાં દળના માણસો રહેતા હતા જ્યારે બીજા હિસ્સામાં દળોથી વિખુટા પડી ગયેલા દળહીન લોકો રહેતા હતા.

(૨) જ્યાં 'દળ'ના લોકો રહેતા હતા તે ભાગને ગામ શબ્દથી ઓળખવામાં આવતું જ્યારે દળહીન લોકો આ ગામથી બહાર રહેવા મજબૂર હતા.

(૩) આ દળ વિછિન્ન લોકોનું ગામની બહાર રહેવાનું કારણ એટલું જ હતું કે; તે 'પરાયા' હતા અને ગામના દળ સાથે એમનો કોઈ સંબંધ નહોતો.

ભારતના અછૂતો અને આયરલેંડના 'ફ્યુદ્દહિર' અને વેલ્સના 'અલ્ત્યુદ'ની

સ્થિતિમાં પૂરેપૂરી સમરૂપતા છે. જે કારણથી આયરલેંડના ફ્યુદ્દહિર અને વેલ્સના 'અલ્ત્યુદ' ગામની બહાર રહેતા હતા. એવા જ કારણોસર ભારતના અછૂતોને પણ ગામની બહાર રહેવું પડયું હતું. આ ઉપરથી એ બાબત સ્પષ્ટ થઈ જાય છે કે, અછૂતો શા માટે ગામની બહાર રહે છે, એ અંગે આગળ જે કહેવામાં આવ્યું છે એના ઉદાહરણો ભારત સિવાય વિશ્વના અન્ય દેશોમાં પણ જોવા મળે છે.

પ્રકરણ ૬

# દળવિછિન્ન પરાજિત લોકોની અલગ વસાહતો અન્ય સ્થળોએથી કેવી રીતે લુપ્ત થઈ ?

આયરલેંડના 'ફૂયુદૃહિર' (Fuidhirs) અને વેલ્સના 'અલ્ત્યુદ' (Alltodes) દળ વિછિન્ન આદમીઓ હતા એ વાત સાચી છે અને તેઓ ગામ બહાર અલગ વસાહતોમાં વસતા હતા એ વાત પણ સાચી છે અને છતાંય ફૂયુદૃહિરો અને અલ્ત્યદોની વસ્તી અન્ય દેશોમાં નષ્ટ થઈ ગઈ છે અને નિશ્ચિતરૂપે ગામમાં વસતી દળગત વસ્તીમાં સમાઈ ગઈ છે. એટલું જ નહીં ગામની વસ્તી સાથે દુધમાં સાકર ભળે તેમ ભળી ગઈ છે. આ એક અનોખી ઘટના છે. જે સિધ્ધાંતને કારણે એમને ગામની બહાર વસાવવામાં આવ્યા હતા એનું કારણ એટલું જ હતું કે તે અન્યદળોના અને ભિન્ન રક્તના માણસો હતા. હવે સવાલ એ પેદા થાય છે કે; સમયાંતરે એવું તે શું બન્યું કે; દળગત સમાજમાં આ દળવિછિન્ન લોકો સમાઈ ગયા ? અને આવી ઘટના ભારતમાં શાથી ન બની ? આ બે એવા પ્રશ્નો છે જે સ્વાભાવિક રીતે જ ઉદ્‌ભવે અને આ પ્રશ્નોના ઉત્તરો પણ શોધવા પડે.

આ પ્રશ્ન સ્પષ્ટ રીતે વિકાસની એ પ્રક્રિયા સાથે જોડાયેલો છે. જેના દ્વારા પ્રારંભિક સમાજ વિકસતાં વિકસતાં વર્તમાન સ્વરૂપ ધારણ કરી શક્યો છે. આગળ જણાવ્યું છે તે પ્રમાણે વિકાસ બે ધારાઓમાં થયો હતો. એક તો પ્રારંભિક ભટકતો સમાજ ભટકતી અવસ્થા છોડીને સ્થિર નિવાસી બન્યો અને બીજું રૂપાંતરણ ક્ષેત્રગત અવસ્થામાં (Territorial community) થયું. જે પ્રશ્ન હજુ પણ આપણને મુંઝવે છે અને ગૂંચવે છે તે છે વિકાસની બીજી ધારા અંગેનો, કારણ કે રક્તની સમાનતાને (Common Blood) સ્થાને ક્ષેત્રની સમાનતાની (Common Territory) એકતાનું બંધન બંધાઈ જવાને લીધે દળ વિછિન્ન લોકોની અલગ વસાહતો નષ્ટ થઈ ગઈ.

સવાલ એ સમજવાનો છે કે; પ્રારંભિક સમાજના રક્ત સંબંધની એકતાને સ્થાને ક્ષેત્ર સમાનતાની એકતાના બંધનનો સ્વીકાર શા માટે કરવામાં આવ્યો ?

આ એક એવો પ્રશ્ન છે જેનો કોઈ સંતોષજનક ઉત્તર ઉપલબ્ધ નથી. આ રક્તસંબંધને બદલે ક્ષેત્ર સંબંધના થયેલા પરિવર્તનનું મૂળ કારણ અજ્ઞાત છે. આ પરિવર્તન કેવી રીતે થયું એ અંગે તો સ્પષ્ટતાથી કહી શકાય તેમ છે.

એક ખાસ અવસ્થાએ પહોંચ્યા પછી પ્રારંભિક સમાજમાં એક એવો નિયમ બનાવવામાં આવ્યો કે જે અનુસાર દળબાહ્ય લોકો દળનો સંબંધી બનીને દળમાં ભળી જઈ શકતો. આ નિયમને 'શ્રેષ્ઠત્વપ્રાપ્ત કરાવવાનો' નિયમ કહેવામાં આવે છે. (Arule of ennoblement) આ નિયમ એવો હતો કે જો પેઢિયોની ચોક્કસ સંખ્યા સુધી દળ વિછિન્ન આદમી દળ સાથે સંકળાઈને વિવાહના સંબંધથી દળનો સંબંધી બનતો રહ્યો હોય તો તે દળનો માણસ બની જતો અને દળબાહ્ય ગણાતો નહીં. [૧]

શ્રી સીભોમે વેલ્સની ગ્રામ પધ્ધતિમાં દળબાહ્ય વ્યક્તિ દળનો સભ્ય કેવી રીતે બનતો હતો એના જે નિયમો તારવ્યા છે તે નીચે મુજબ છે.

(૧) દક્ષિણ વેલ્સની કહેતી અનુસાર સિમરુ (Cymru) (વેલ્સ) સાથે નવપેઢીઓ સુધી દળબાહ્ય પરાયો માણસ રહે તો અંતે એને સિમરુ ગણી લેવામાં આવતો.

(૨) રક્ત શુધ્ધ સિમરુ વંશજો સાથે (Cymraeses) પેઢી દર પેઢી દળના લોકો સાથે વિવાહ સંબંધ બાંધવામાં આવે તો ચોથી પેઢીએ દળબાહ્ય પરાયો માણસ પણ સિમરુ બની જતો હતો. બીજા શબ્દોમાં કહીએ તો પ્રપિતામહ જેના રક્તના આઠ હિસ્સા ઓછામાં ઓછા સિમરુ બની ગયા હોય તેને સિમરુ તરીકે સ્વીકૃત કરવામાં આવતો અને દળના આદમીઓ જે અધિકારો ભોગવતા હોય તે અધિકારો ભોગવવાનો હકદાર બની જતો.

હવે સવાલ એ થાય છે કે આવી ઘટના ભારતમાં પણ બનવી જોઈતી હતી કે નહીં ? મારું માનવું છે કે આવું બનવું જોઈતું હતું. હકીકતમાં આયરલેંડ અને વેલ્સમાં જે પ્રકારના નિયમો પ્રવર્તતા હતા એવો નિયમ ભારતમાં પણ હતો. મનુએ એનો ઉલ્લેખ પણ કર્યો છે. ૧૦મા પરિચ્છેદના ૬૭ સુધીના

૧ ડબલ્યુ. ઈ. હેર્ન : ધી આર્યન હાઉસહોલ્ડ, પ્રકરણ-૮

શ્લોકોમાં મનુનું કથન છે કે; જો એક શુદ્રની પેઢી સાત પેઢીઓ સુધી બ્રાહ્મણ જાતિમાં વિવાહ કરતી રહે તો અંતે તે બ્રાહ્મણ બની જાય છે. ચાર્તુવર્ણનો સામાન્ય નિયમ એવો હતો કે એક શુદ્ર ક્યારેય બ્રાહ્મણ બની શકે નહીં. શુદ્ર તો શુદ્ર તરીકે જ પેદા થાય છે અને શુદ્ર રહીનેજ મરણ પામે છે તે કદાપિ બ્રાહ્મણ બની શકતો નથી. [1]પણ આ પ્રાચીન નિયમ એટલો જોરદાર અને સશક્ત હતો કે મનુને પણ આ નિયમ શુદ્રો માટે લાગુ પાડવો પડયો. એટલું તો સ્પષ્ટ જ છે કે આ નિયમ ભારતમાં ચાલુ રહ્યો હોત તો ભારતમાં દળથી વિખુટા પડેલા આદમી સમયાંતરે ગામની વસ્તીમાં સેળભેળ થઈ ગયા હોત ! એમની અલગ એવી વસ્તી રહી જ હોત નહીં.

આવું શા માટે થયું નહીં ? એનો ઉત્તર તો એટલો જ છે કે 'અછૂતપણા'નો વિચાર વધારે સશક્ત અને વજનદાર રહ્યો અને 'સંબંધી' કે 'અસંબંધી' દલિય અને દલવિહિનના ભેદને એટલે કે 'સ્પૃશ્ય' અને 'અસ્પૃશ્ય'નો ભેદને એક અન્ય સ્વરૂપમાં સ્થાયી બનાવી દીધો. આ એક નવું જ પરિમાણ હતું જેનાથી આયરલેંડ અને વેલ્સમાં શક્ય બન્યું એવું ભારતમાં દલિય લોકો અને દળબાહ્ય લોકોની સેળભેળ થઈ શકી નહીં. એનું પરિણામ એ આવ્યું કે ભારતના પ્રત્યેક ગામમાં એક અલગ વસ્તી બની એટલું જ નહીં તે ગામનું એક આવશ્યક અંગ પણ બની ગઈ.

૧ શુદ્રાયાં બ્રાહ્મણાજજાત: શ્રેયાસા ચેત્પ્રજાયતે ।
અશ્રેયાન્ શ્રેયસીં જાતિં ગચ્છાત્યા સપ્તમાદ્યુગાત ॥ (૧૦-૬૪)
શુદ્રો બ્રાહ્મણતામેતિ બ્રાહ્મણંશ્રૈતિ શુદ્રતામ્ ।
ક્ષત્રિયાજજાતમેવં તુ વિદ્યાદ્વૈશ્યાત્ત થૈવ ચ ॥ (૧૦-૬૫)
અનાર્યાંયાં સમુત્પનો બ્રાહ્મણાત્તૃ યદ્દચ્છયા ।
બ્રાહ્મણ્યામપ્યનાર્યતુ શ્રેયસત્વં ક્વેતિ ચેદ્મવેત્ ॥ (૧૦-૬૬)
જાતો નાર્યામનાર્યાયામર્યાદાર્યો મવેદ્ ગુણૈ: ।
જાતેડપ્યનાર્યાદાર્યાનાયં ઈતિ નિશ્ચિતવ: ॥(૧૦-૬૭) (સૌજન્ય ભ.આ. કૌશલ્યાયન)

# ભાગ-૩
# અસ્પૃશ્યતાના ઉદ્‌ભવ અંગે જુની વિચારધારાઓ

પ્રકરણ ૭

# અછૂતપણાનું મૂળ - વંશિય ભિન્નતા

અછૂતપણાનું મૂળ ક્યાં છે ? આગળ કહ્યું તેમ આ વિષય અંગે હજુ સુધી ઊંડાણપૂર્વક સંશોધન કરવામાં આવ્યું નથી. સમાજશાસ્ત્રના કોઈ પણ વિદ્યાર્થીનું ધ્યાન આ વિષય અંગે દોરાયું નથી. સમાજશાસ્ત્રીઓ સિવાયના અન્ય લેખકોએ ભારત અને ભારતના લોકો અંગે જે કંઈ થોડું ઘણું લખ્યું છે એમાં એમણે અસ્પૃશ્યતા અંગે ઓછી કે અધિક નિંદાની સાથે 'અછૂતપણા'નું વર્ણન જ કર્યું છે અને એનાથી જ ઈતિશ્રી માની લીધી છે. જ્યાં સુધી મને જોવા મળ્યું છે ત્યાં સુધી કેવળ એક જ લેખક એવો જોવા મળ્યો છે જેણે 'અછૂતપણા'ની ઉત્પત્તિ અંગે વ્યાખ્યા કરવાનો પ્રયાસ કર્યો છે. આ લેખક છે સ્ટેન્લે રાઈસ. શ્રી રાઈસનું કહેવું છે કે,[1]

''અછૂતો પરાજિત લોકોના વંશજો છે એ વાતની મોટી સંભાવના છે. જેમ જેમ જાતિ અને વ્યવસાય એક ચીજ બનતી ગઈ તેમ તેમ ઢોલ વગાડનાર, ચર્મકામ કરનાર અને ખેતમજૂરી કરનાર વગેરેની જાતિઓ બનતી ગઈ. એમને અલગ જાતિ ગણવામાં આવી. આરંભિક સમયમાં એમને દાસ ગણીને આ જાતિમાં ધકેલી દેવામાં આવ્યા હતા. આ લોકો આર્યો દ્વારા પરાસ્ત નસલો નહોતી. પેરિયા (The Paraiyans) અહીંના આદિવાસીઓ છે. દ્રવિડોએ એમને પરાસ્ત કર્યા હતા. પેરિયા અલગ ગોત્રના હતા. એટલે એમને સમાન જાતિય નિયમોની દિક્ષા મળી શકી નહીં. જો સમાનજાતિય નિયમોની દિક્ષા મળી હોત તો વિવાહ સંબંધ શક્ય બનત અને એનું અનિવાર્ય પરિણામ એકબીજા સાથે સ્વતંત્રતાપૂર્વક હળવા ભળવામાં આવત અને અલગ ગોત્રનો અંત આવી જાત. પણ આ નિષેધ અનુલંઘનીય બની શક્યો નહીં. પ્રત્યેક ચીજમાં અપવાદ તો હોય છે જ. ચાર હજાર વર્ષોમાં સમયમાં સમયાંતરે એક ગોત્રનો બીજી ગોત્ર સાથે અનિવાર્ય રીતે રક્ત સંબંધ બંધાયો એને કારણે આદિવાસીઓ અને પ્રાચીન દ્રવિડો વચ્ચેના ભેદને મટાડી દીધો હશે. આ લોકોને હિંદુધર્મમાં નીચલો દરજ્જો

૧ હિંદુ કસ્ટમ્સ એન્ડ ધેર ઓરિજિન્સ પૃ. ૧૧૩-૧૧૫.

આપીને એક પ્રકારે સામેલ કરી દેવામાં આવ્યા. આ લોકો એજ વાતાવરણમાં આટલા લાંબા સમયથી રહેતા આવ્યા છે."

હિંદુ ધર્મ એક સાથે અત્યંત સહનશીલ અને અસહનશીલ ધર્મ છે. તે ધર્મની દિક્ષા આપતો નથી. જે રીતે એક વ્યક્તિ મુસલમાન બની શકે છે એ રીતે તમે હિંદુ બની શકતા નથી. જે ધર્મની અંદર હોય છે એના ઉપર અતિ કડક નિયંત્રણો લાગુ પાડવામાં આવ્યાં છે. પણ આ ધર્મ આદિમ નિવાસીઓનું સ્વાગત કરવા સદાય તૈયાર રહ્યો છે. જે લોકો હિંદુધર્મના કાયદાકાનુન અને નીતિનિયમો માનવા તૈયાર થયા એમને સમાજમાં અતિ નીચો દરજ્જો આપી એમને દૂરને દૂર રાખ્યા છે. એમને મંદિરોમાં જવા દીધા નથી. એટલે એવું લાગે છે કે નૃવંશશાસ્ત્રના તર્કો હિંદુધર્મ માટે નિર્ણાયક માની શકાતા નથી. જયારે આપણે આ બાબતો અંગે વિચાર કરીએ છીએ ત્યારે એવું લાગે છે કે: આદિમજાતિઓના નસલગત મૂળ સ્વભાવ પર હિંદુઓનો પ્રભાવ પડયો હશે અને એમનો દ્રષ્ટિકોણ બદલાયો હશે. આ રીતે દ્રવિડોએ પેરિયા લોકો સાથે જે વ્યવહાર કર્યો એ જ વ્યવહાર આર્યોએ પરાજિત લોકો સાથે કર્યો હશે. એવું માની શકાય કે આર્યોએ એમને દાસનો દરજ્જો આપ્યો અને એમને એવાં કાર્યો સોંપ્યા જે કાર્યો કરવામાં આર્યો પોતાની શાનની વિરુધ્ધ માનતા હતા. કેવળ વિવાહ એ જ એક વિચારણીય મુદ્દો આ બાબતમાં નથી પણ પેરિયા લોકો પર મૂકવામાં આવેલા પ્રતિબંધોનું એક મોટું કારણ એક હદ સુધી તો 'નિષેધ' અંગે અદ્રશ્ય નિયમ પણ કારણભૂત હતો. પેરિયાને પરિવારમાં સામેલ કરવો એ સામાજિક મર્યાદા વિરુધ્ધનું કાર્ય ગણાતું. પેરિયાને પરિવારમાં દાખલ કરવાથી કુળ દેવતાનો કોપ પરિવાર ઉપર ઉતરે એવી માન્યતા હતી અને જો ક્યારેક મંદિરની પવિત્ર સીમાઓની ભીતર દેવતાની પૂજા કરવા દેવામાં આવે તો આકાશમાંથી પડનારી પ્રલયાગ્નિ એમને ભસ્મીભૂત કરી નાખે એવી પણ માન્યતા હતી. એક વાત નક્કી છે તે લોકો પૂજામાં ભાગ લઈ શકતા નહોતા પરંતુ એવાં નીચાં કાર્યો કરી શકતા હતા. જેનાથી પવિત્રભવનોને અપવિત્ર થવાનો ડર ન રહે. ખ્રિસ્તીઓમાં પ્રવર્તતી ભાષામાં કહેવું હોય તો કહી શકાય કે "જો કે પેરિયા 'વેદી' પર ચઢી શકતા નહોતા, પૂજા આરાધના કરી શકતા નહોતા, તો

પણ શરતને આધિન રહીને ઘંટડી ખખડાવી શકતા હતા." ધર્મ સંગતમાં એમને સામેલ ગણવામાં આવતા નહોતા. હકીકતમાં તો તે લોકો ધર્મ સંગતની બહાર જ ગણાતા. આ અવસ્થામાં તે ધાર્મિક સંસ્કાર વગર અપવિત્ર ગણાતા. આ અપવિત્રતાનું કલંક ન તો પાણીથી ધોઈ શકાતું હતું કે ન તો કોઈ પણ પ્રકારના પ્રાયશ્ચિત્તથી ધોઈ શકાતું હતું. કારણ કે ધાર્મિક નિષેધ પ્રક્રિયાની અસર હેઠળ એની ઉપર આ પ્રકારનું કલંક લાગેલું હતું એનો સ્પર્શ ન કરવો. એની સાથે દૂર રહીને જ વ્યવહાર કરવો એવી માન્યતા પ્રવર્તતી હતી. જાણે કે કોઈ એક પ્રકારના જાદુથી એમની નીકટતા જ અપવિત્રતાનું કારણ બની જતી ન હોય ! પેરિયાની મદદથી ખેતર ખેડાવી શકાય. કારણ કે એમાં આજ્ઞા આપવા સિવાય, હુકમ કર્યા સિવાય બીજા કોઈ પણ પ્રકારનો સંબંધ બંધાતો નથી. આમ પેરિયા લોકોને માથે 'અપવિત્રતા'ની છાપ લાગેલી છે અને આ અપવિત્રતા એવી છે જે એના જન્મ વખતે પેદા થયેલી એની શરીરની નસોમાં ફરતું રક્ત ન હોય! આ રીતે ભારતીય જનમત દ્વારા એને 'અપવિત્ર' અને 'પતિત' જ માત્ર ન માનવામાં આવ્યો પણ એમના વ્યવસાયોને કારણે જે એને માટે જ અનામત રાખવામાં આવેલા તે વ્યવસાયો પણ પતિત ગણવામાં આવ્યાં અને આ વ્યવસાયો અન્ય લોકોને પણ પતિત કરનારાં માનવામાં આવ્યાં.

શ્રી રાઈસના આ મતના વાસ્તવમાં બે ભાગો છે. એમના મત અનુસાર 'અછૂતપણું' બે કારણોને લીધે ઉત્પન્ન થયું છે. એક છે 'ગોત્ર' અને બીજું છે 'વ્યવસાય'. આ બન્ને બાબતો અંગે અલગઅલગ વિચાર કરવો પડશે. એ વાત તો સ્પષ્ટ જ છે પહેલાં 'ગોત્ર' અંગેના એમના વિચારોની ચકાસણી કરી લઈએ.

શ્રી રાઈસના 'વંશભેદ' અંગેના સિધ્ધાંતની બે વાતો મુખ્ય છે.

(૧) અછૂત અનાર્ય છે - અદ્રવિડ છે - મૂળ નિવાસી છે.

(૨) તેઓ દ્રવિડો દ્વારા પરાજિત કરવામાં આવ્યા અને એમને આધીન બનાવવામાં આવ્યા.

આ મત અંગે વિચાર કરીએ છીએ ત્યારે ભારત પર આક્રમણકારીઓ, એમના વિજયો અને એના દ્વારા ઉત્પન્ન થયેલાં સામાજિક અને સાંસ્કૃતિક પરિવર્તનો એ તમામનો વિચાર કરવો પડે. શ્રી રાઈસના મત અનુસાર

(૧) ભારત ઉપર બે આક્રમણો થયાં છે. પહેલું આક્રમણ દ્રવિડોનું છે. આ દ્રવિડોએ વર્તમાન અછૂતોના પૂર્વ પુરૂષો ઉપર વિજય મેળવીને એમને પરાસ્ત કર્યા હતા અને 'અછૂત' બનાવ્યા હતા.

(૨) બીજો વિચાર એવો છે કે; બીજું આક્રમણ આર્યોએ કર્યું. આર્યોએ દ્રવિડોને હરાવ્યા પણ વિજેતા આર્યોએ દ્રવિડો સાથે કેવો વ્યવહાર કર્યો એના અંગે કોઈ પણ પ્રકારનો ઉલ્લેખ કરતા નથી. પણ જો એમને જવાબ આપવા દબાણ કરવામાં આવે તો એમનો એટલો જ ઉત્તર હશે કે વિજેતા આર્યોએ દ્રવિડોને 'શૂદ્રો' બનાવ્યા, આ મત તો સાંકળ પૂરી કરવા જેવો સિધ્ધાંત બની જાય છે. આ સિધ્ધાંતમાં તો માત્ર કલ્પના જ છે અને બાળસહજ તર્ક છે. એના દ્વારા આજના 'શૂદ્રો' અને 'અછૂતો'ની ઉત્પત્તિ અંગે જે વિવિધ પ્રકારના નાનાનાના સવાલો સંકળાયેલા છે એનું સમાધાન થતું નથી.

પ્રાચીન ઈતિહાસમાં વિદ્યાર્થીઓ જયારે અતીતમાં ડૂબકી મારે છે. તો એમને મહદ્અંશે ચાર નામો જોવા મળે છે. આર્ય, દ્રવિડ, દાસ અને નાગ. આ નામોનો અર્થ શો છે ? શું આર્ય, દ્રવિડ, દાસ અને નાગ ચાર ભિન્નભિન્ન નસલો છે ? અથવા એક જ નસલના ચાર અલગ નામો છે ? સામાન્ય માન્યતા તો તેવી છે કે; આ ચાર ભિન્નભિન્ન વંશો છે. આ એક એવી માન્યતા છે જે રાઈસ જેવા અન્ય લોકોના મત સાથે સમાનતા ધરાવે છે. આ મત હિંદુ સમાજની રચના, વિશેષ કરીને એના વર્ગીય આધારની જ વ્યાખ્યા કરવાનો પ્રયાસ છે. આ પ્રકારના મતનો સ્વીકાર કરતાં પહેલાં એના આધારોની પરીક્ષા કરી લેવી જોઈએ.

આપણે આર્યોથી આરંભ કરીએ, તો આર્યો એક જ પ્રકારના લોકો હતા નહીં એ વાત નિર્વિવાદ છે. તેઓ બે હિસ્સાઓમાં વિભાજિત હતા. એમાં પણ મતભેદને માટે અવકાશ નથી. [૧]બન્નેની સંસ્કૃતિમાં ભેદ હતો એ વાત પણ નિ:શંક છે. આ બન્ને જુથોને આપણે ઋગવેદિય આર્ય અને અથર્વવેદિય આર્ય તરીકે ઓળખી શકીએ. આ બન્ને વચ્ચેની સાંસ્કૃતિક ખાઈ સ્પષ્ટ રૂપે જોઈ

૧ વિશેષ વિગત માટે જુઓ Who were the Shudras ? And how they became fourth varna in Indo Aryen Society by Dr. B. R. Ambedkar

શકાય તેમ છે. ઋગ્વેદિય આર્યો 'યજ્ઞો'માં વિશ્વાસ કરતા હતા અને 'અથર્વવેદિય આર્યો' જાદુમંતરમાં વિશ્વાસ ધરાવતા હતા. બન્નેની પુરાણ કથાઓ અલગઅલગ પ્રકારની છે. ઋગવેદિય આર્યો 'પ્રલય' અને મનુથી સૃષ્ટિનું સર્જન થયું છે. એમાં વિશ્વાસ રાખતા હતા એમની ધારણા એવી હતી કે એમનો વંશ બ્રહ્મા અથવા પ્રજાપતિ દ્વારા ઉત્પન્ન થયો છે. એમના સાહિત્યિક વિકાસના ભિન્નભિન્ન રસ્તાઓ હતા. ઋગવેદિય આર્યોએ બ્રાહ્મણ, સૂત્રો તથા આરણ્યકોની રચનાઓ કરી. જયારે અથર્વવેદિયોએ ઉપનિષદોની રચના કરી. આ બન્ને વંશો વચ્ચે સાહિત્યિક સંઘર્ષ એટલો મોટો હતો કે; ઋગવેદિય આર્યોએ લાંબા સમય સુધી અથર્વવેદને પવિત્ર વાંડગંમય માન્યું જ નહીં. એટલું જ નહીં ઉપનિષદોને પણ સ્વીકાર્યા નહીં. જયારે એમણે ઉપનિષદોનો સ્વીકાર કર્યો ત્યારે પણ એને માત્ર 'વેદાંત' શબ્દથી નવાજીને ઈતિશ્રી માની લીધી. આજકાલ 'વેદાંત' શબ્દનો અર્થ 'વેદનો સાર' એવો કરવામાં આવે છે. પણ એનો પ્રાચીન અર્થ તો એવો થતો હતો કે વેદના અંતે - વેદની સીમા બહાર - વેદની જેમ પવિત્ર નહીં. ઉપનિષદના અધ્યયનને ઋગવેદિય આર્યો અનુલોમ અધ્યયન માનતા હતા. આપણે એ જાણતા નથી કે આર્યોના આ વિભાગો ભિન્નભિન્ન નસલો (વંશ)ના હતા કે નહીં ? આપણે એ પણ જાણતા નથી કે આર્ય કોઈ વંશનું નામ છે કે કેમ ? એટલે જ ઈતિહાસકારો તો એવું માનીને ચાલ્યા કે આર્ય એક અલગ નસલ હતી તે જ એક મોટી ભૂલ થઈ છે.

એનાથી પણ મોટી ભૂલ 'દાસો' અને 'નાગો'ને અલગઅલગ લોકો ગણવામાં થઈ છે. હકીકતમાં 'દાસ' અને 'નાગ' એક જ છે. દાસ, એ નાગજાતિનું જ બીજું નામ છે. વૈદિક સાહિત્યમાં નાગજાતિને જ 'દાસ' શબ્દથી શા માટે ઓળખવામાં આવી છે ? એ સમજવું મુશ્કેલ નથી. દાસ ભારતીય ઈરાની શબ્દ 'દાહક'નું સંસ્કૃત રૂપ છે. નાગોના[1] રાજાનું નામ 'દાહક' હતું. એટલે આર્યોએ નાગોના રાજાના નામ પર તમામ 'નાગો'ને સામાન્ય રૂપથી 'દાસ' કહેવાનું શરૂ કર્યું.

૧ આ અંગે વધુ વિગતો મેળવવા જુઓ હુ વેર ધી શુદ્રાઝ. ડૉ. બી. આર. આંબેડકર

## નાગ કોણ હતા ?

નિ:સંદેહ નાગ લોકો અનાર્ય હતા. વૈદિક સાહિત્યને[૧] ધ્યાનથી જોઈએ તો એક વિરોધ અને દ્વૈતની ભાવના જોવા મળે છે. બે પ્રકારની સંસ્કૃતિઓ અને વિચારધારાઓ વચ્ચેના ચઢાવ-ઉતારની ભાવના સ્પષ્ટ રીતે જોઈ શકાય છે. ઋગવેદમાં આપણો પરિચય આર્યદેવતાના ઈન્દ્રના શત્રુ 'અહિ-વૃત્ત' (સાપ દેવતા)થી થાય છે. સમયાંતરે આ સાપ-દેવતા 'નાગ' નામથી અધિક પ્રસિધ્ધ થયો. પરંતુ આરંભિક વૈદિક સાહિત્યમાં નાગ નામ દ્રષ્ટિગોચર થતું નથી અને જયારે શતપથ બ્રાહ્મણ (૧૧, ૨.૭, ૧૨)માં પ્રથમવાર જોવા મળે છે. તો એ વાત સ્પષ્ટ થઈ જાય છે કે સાપનો અર્થ મોટો 'નાગ' થાય છે અથવા મોટો 'હાથી' એવો થાય છે. પણ આને કારણે 'અહિવૃત્ત'નું સ્વરૂપ ઢંકાઈ જતું નથી; કારણ કે ઋગવેદમાં એનું સ્વરૂપ સદૈવ પાણીમાં રહેતા અથવા ચારે બાજુથી છુપાયેલાં, આકાશ અને પૃથ્વીના જળમાં સમાયેલા રૂપથી અધિકાર કરનારા સાપનું જ છે.

'અહિવૃત્ત' અંગેના વેદમંત્રો ઉપરથી એવું પણ સ્પષ્ટ થાય છે કે આર્યો એની પૂજા કરતા નથી. તેને આસુરી પ્રકૃતિનો એક શકિતશાળી દેવતા માને છે અને જેને પરાસ્ત કરવો જ ઉચિત છે એવું માને છે.

ઋગવેદમાં નાગોના નામનો ઉલ્લેખ થયો છે એનાથી એ વાતતો સ્પષ્ટ થાય છે કે; નાગજાતિ પ્રાચીન જાતિ છે. એ પણ યાદ રાખવું જોઈએ કે 'નાગ' નતો આદિવાસીઓ હતા કે નતો અસભ્ય જ હતા. ઈતિહાસમાં નાગોના રાજકીય પરિવારો વચ્ચેના નિકટ વૈવાહિક સંબંધોની પણ માહિતી મળે છે.

કદમ્બ નરેશ કૃષ્ણવર્માના[૨] દેવગિરિ શિલાલેખ અનુસાર કદંબ કુળને આરંભના નાગો સાથે સંબંધ હતો. નવમી શતાબ્દિના રોયાકોટાના[3] એક દાનપત્રમાં અશ્વત્થામાએ એક નાગણ (નાગકન્યા)ની સાથે વિવાહ કર્યો હતો

૧ આગળના પૃષ્ઠોમાં આપવામાં આવેલી વિગતો અને તથ્યોના સંદર્ભમાં નાગ અને નાગ કલ્ટ ઈન એન્શીયેન્ટ ઈંડિયન હિસ્ટ્રી પર કુ. કરુણાકર ગુપ્તાએ લખેલું અને ૩જી ઈંડિયન હિસ્ટ્રી કોંગ્રેસ (૧૯૩૯)ની બીજી બેઠકનું પેપર જુઓ.

૨ આઈ. એ. VII પૃ. ૩૪.

3 આઈ. એ. XV પૃ. ૨૪૬.

એનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. એમનાં જ સંતાને સ્કંદશિષ્યે પલ્લવવંશની સ્થાપના કરી હતી. નવમી સદીનાં એક અન્ય પલ્લવ શિલાલેખ અનુસાર વીર-કુર્ચ પલ્લવવંશનો રાજા હતો. એ શિલાલેખમાં લખ્યું છે કે; એણે એક નાગકન્યા સાથે વિવાહ કર્યો હતો અને એનું સન્માનસૂચક રાજચિહ્ન મળ્યું હતું.[૧] વાકાટક નરેશ પ્રવરસેનના પુત્ર ગૌત્તમીપુત્રનો શારશિવ નરેશ ભવનાગની પુત્રી સાથે વિવાહ થયો હોવાનું તો ઐતિહાસિક ઘટના છે. એ જ રીતે ચંદ્રગુપ્ત દ્વિતીયનો નાગકુળની[૨] કુબેર નામની કુમારી સાથે વિવાહ થયો હતો. એક તમિલ કવિનું કહેવું છે કે; કોકીલી નામના એક પ્રાચીન ચોલ નરેશે એક નાગકુમારી[૩] સાથે લગ્ન કર્યું હતું. રાજેન્દ્ર ચોલને પણ પોતાની તેજસ્વીતાને કારણે નાગકન્યાના પ્રાણિગ્રહણનું શ્રેય સાંપડયું છે.[૪] નાવશાહસાંક ચરિતમાં પરમાર નરેશ સિંધુ રાજના (જેણે દસમી શતાબ્દિના પ્રથમ ભાગમાં રાજય કર્યું હશે) શશિપ્રભા નામની નાગ કન્યા સાથેના વિવાહનું એવું વિસ્તારથી અને એવી યથાર્થતાથી વર્ણન કરવામાં આવ્યું છે કે, આપણને લગભગ વિશ્વાસ જ થઈ જાય. આ કથનમાં કંઈકને કંઈક ઐતિહાસિકતા હોવી જોઈએ.[૫]

વિ.સં. ૯૭૩-૧૦૩૦ના હર્ષના શિલાલેખ દ્વારા આપણને જાણવા મળે છે કે; "ગુવાક પ્રથમ નાગો અને કુમારોની સભાઓમાં વીરરૂપ નામે પ્રસિધ્ધ હતો."[૬] આ નરેશ વિગ્રહરાજ છહમાનથી છઠ્ઠી પેઢીએ ઉપર આવેલો છે. એનાથી અનુમાન લગાવી શકાય છે કે નવમી શતાબ્દિના મધ્યમાં તે રાજ કરતો હોવો જોઈએ. ઓરિસ્સાના ભીમનવંશના શાંતિકરના પુત્રના એક શિલાલેખમાં લખ્યું છે કે; એણે નાગપરિવારની ત્રિભુવન મહાદેવી સાથે વિવાહ કર્યો હતો.[૭] શાંતિકરનો સમય ૯૨૧ ઈ.સ.ની આસપાસનો હોવો જોઈએ.

નાગ લોકો સાંસ્કૃતિક વિકાસની ઊંચી અવસ્થાને તો પ્રાપ્ત કરી ચૂક્યા

૧ આઈ. એ. I II પૃ. ૫૦૮.
૨ ઈ. આઈ. XV પૃ. ૪૧.
૩ ઈ. આઈ. XV પૃ. ૨૪૯.
૪ ઈ. આઈ. II પૃ. ૧૧૭.
૫ ઈ. આઈ. I પૃ. ૨૨૯.
૬ ઈ. આઈ. II પૃ. ૧૧૭.
૭ જે.બી.ઓ.આર.એસ. XVI પૃ. ૭૭૧.

હતા જ પરંતુ ઈતિહાસમાં એવું પણ જોવા મળે છે કે; તેઓ દેશના મોટા ભૂવિસ્તાર પર રાજય પણ કરતા હતા. એ કહેવાની આવશ્યકતા જ લાગતી નથી કે મહારાષ્ટ્ર તો નાગજાતિનું નિવાસસ્થાન જ હતું. અહીંના લોકો અને અહીંના રાજા તો નાગલોકો જ હતા.[૧]

એક કરતાં અધિક પ્રમાણો દ્વારા એવું અનુમાન કરી શકાય છે કે; ઈ.સ.ની આરંભિક સદીઓમાં આંધ્રદેશ અને એના પડોશના રાજયો નાગોના અધિકાર હેઠળ હતા. સાતવાહન રાજાઓ અને ઋતુકુળ સાતવર્ણી ઉત્તરાધિકારીઓનું રકત નાગકુળનું હતું. ડૉ. એચ. સી. રાય ચૌધરીએ નિર્દેશ કર્યો છે કે; સાતવાહન વંશના પૌરાણિક પ્રતિનિધિ શાલીહરણને દ્વાત્રિંશત્ - પુકલિતે બ્રાહ્મણ અને નાગના મિલનથી ઉત્પન્ન થયેલો માન્યો છે.[૨] એની વંશાવળીઓમાં જે નમૂનાના નાગ નામો મળે છે એનાથી એટલી બાબત તો સાબિત થઈ જાય છે કે સાલીહરણના કુળ સાથે નાગલોકોનો સંબંધ હતો. અનેક ઘટનાઓથી એ વાત પણ સિધ્ધ થઈ જાય છે કે; સાતવાહન રાજયના અંતિમ દિવસોમાં નાગલોકો બહુ જ શક્તિશાળી બની ગયા હતા. સાતવાહન વંશની મુખ્યશાખાના અંતિમ નરેશ પૌલોમિના રાજયકાળમાં સ્કન્દનાગ નામનો રાજા રાજય કરતો હતો. બીજા એક છતુ નરેશની કન્યા નાગ મુલનિકા અંગે એવો ઉલ્લેખ છે કે; એણે શિવકંદ નાગશ્રી નામના પોતાના પુત્રને એક નાગને ભેટ આપ્યો હતો. શિવકુંદના વંશના તમામ જાણીતા નરેશોના નામ પ્રચલિત છે. જેનાથી એટલું સાબિત થાય છે આ પરિવારને નાગ લોકો સાથે નિકટનો સંબંધ હતો. ત્રીજા સેરિનગોઈની રાજધાની ઉરગપુરના નામ ઉપરથી એ બાબત સુચિત થાય છે કે; આ કોઈ નાગરાજાનું અલગ અલગ રાજય નહોતું પણ લાંબા સમયથી આ પ્રદેશમાં નાગલોકોનાં સંસ્થાનો હતાં.

સિંહલ અને સિયામની અનુશ્રુતિથી પણ આપણને જાણવા મળે છે કે; કરાંચીની પાસે મેજરિક નામનો એક નાગ-પ્રદેશ હતો.[૩]

---

૧ પ્રોફે. રાજવાડ

૨ આઈ.પી.એચ.એ. I પૃ. ૨૮૦.

૩ કનિંગહામ : એ. જ્યોગ્રોફીકલ ઈંડિયા પૃ. ૬૧૧-૧૨.

ત્રીજી અને ચોથી શતાબ્દિના આરંભિક ભાગમાં ઉત્તર ભારતમાં પણ અનેક નાગ નરેશોનું શાસન હતું. આ બાબત પુરાણો, સિક્કાઓ તથા પ્રાચીન લેખો - આ ત્રણેયથી સાબિત થઈ શકે તેમ છે. વિદિશા (વર્તમાન ભિલશા)ના ત્રણ સ્વતંત્ર પ્રદેશો - ચમ્પાવતી, પદ્માવતી અને મથુરા - ત્રણેયનો પ્રત્યક્ષ રૂપથી ઉલ્લેખ જોવા મળે છે. આ સ્થાનો મહત્ત્વપૂર્ણ હતા એમાં તો સંદેહ છે જ નહીં. ભારશિવ વંશના એકમાત્ર નરેશનું ભવનાગ નામ પણ નાગવંશ સાથે જ જોડાયેલું છે. આ સ્થળે સિક્કાઓ અંગેનાં તારણો ટાંકવાના વિવાદમાં આપણે પડવા માગતા નથી અથવા આ પૌરાણિક રાજાઓની સાથે અચ્યુત ગણપતિ નાગના અલ્હાબાદમાં મળેલા સ્તંભને નાગસેન સાથે સાંકળી શકીએ. પ્રાચીન ઈતિહાસમાં જેટલા નાગોનો ઉલ્લેખ જોવા મળે છે. એમાંથી ચતુર્થ શતાબ્દિના નાગ પરિવારો સૌથી વિશેષ મહત્ત્વપૂર્ણ અને ઐતિહાસિક દ્રષ્ટિથી સાધાર પ્રતિત થાય છે.[૧]

લાહોરની તામ્રમુદ્રામાં ઉલ્લેખિત નાગભટ્ટ અને એનો પુત્ર મહારાજા મોહેશ્વર નાગ આ ઉપરોક્ત ત્રણ પરિવારોમાંથી કોઈ એક પરિવાર સાથે સંબંધિત હતો કે નહીં અથવા તેનો પોતાનો જ એક અલગ નાગ પરિવાર હતો એના અંગે આપણે અધિકારપૂર્વક કહી શકીએ તેમ નથી. પણ આ બધી બાબતોથી ડૉ. એચ. સી. રાયના મતને સમર્થન તો મળે જ છે કે; ઉત્તર ભારતમાં ચોથી શતાબ્દિના કુષાણ રાજ્યોને નવનાગો[૨] એ જીતી લીધા હતા અને તેથી કુષાણ વંશ નષ્ટ થઈ ગયો હતો. આ નાગવંશ ઉત્તરના અલગ અલગ પ્રદેશોમાં રાજ્ય કરતા રહ્યા હશે.[3] પછી તો સમુદ્રગુપ્તની સેનાઓએ એમને પણ નષ્ટપ્રાય કર્યા હતા.

સ્કંદગુપ્તના સમયમાં સર્વનાગ નામનો માણસ અન્તર્વેદીનો ગવર્નર હતો[૪] એવું આપણને જાણવા મળે છે. સૌરાષ્ટ્રની આસપાસ વિશેષ કરીને ભૃગુકચ્છમાં છઠ્ઠી શતાબ્દિ સુધી નાગોનું મહત્ત્વપૂર્ણ સ્થાન રહ્યું હતું એવું પ્રતિત થાય છે.

૧ જી. એમ. I પૃ. ૨૩-૨૪.

૨ પી.એચ.એ. I પૃ. ૩૬૪.

૩ જી. I પૃ. ૨૮૪.

૪ જી. I પૃ. ૬૮.

જુનાગઢના શિલાલેખથી એવી માહિતી મળે છે કે સ્કંદગુપ્તે નાગલોકોના વિદ્રોહને ક્રૂરતાપૂર્વક કચડી નાખ્યો હતો.[૧] ઈ.સ. ૫૭૦માં દ્દાદ્દા પ્રથમ ગુર્જરે નાગોને[૨] ઉખેડી નાખ્યા. એમને બિહુલ્લક અથવા બ્રોચ[3] દ્વારા શાસિત જંગલના લોકો માનવામાં આવ્યા છે. ધ્રુવસેન દ્વિતિયના ઈ.સ. ૬૪૫ના દાનપત્રમાં પ્રમાતૃ શ્રીનાગનો રાજદૂત તરીકેનો ઉલ્લેખ જોવા મળે છે.[૪]

નવમી શતાબ્દિના 'નાગો'ને તો બીજીવાર પુનઃ મહત્ત્વ પ્રાપ્ત થયું. ઈ.સ. ૮૦૦માં કૌશલ સ્થિત શ્રીપુરના મહારાજા ત્રિબરદેવે એક નાગવંશને હરાવ્યાનો ઉલ્લેખ છે. એના થોડાક સમય પછી બંગાળના શિલાલેખોમાં પણ બે ઉલ્લેખો નાગલોકો અંગે જોવા મળે છે. મહામાંડલિક ઈશ્વર ઘોષના રામગંજના લેખાધિકારી એક ઘોષ નાગપરિવારથી આપણો પરિચય કરાવે છે.[૫] આ ઉલ્લેખ અગિયારમી સદીનો છે.[૬] ૧૨મી શતાબ્દિના હરિવર્મદેવનો મંત્રી ભટ્ટ ભવદેવની ભુવનેશ્વર પ્રશસ્તિમાં પણ એમના દ્વારા નાગોના વિનાશનો ઉલ્લેખ છે. રામચરિતમાં પણ રામપાલ દ્વારા ભવભૂષણ સંતતિના રાજ્ય ઉત્કલના વિજયનો ઉલ્લેખ છે. પણ એમાં સ્પષ્ટતા નથી કે તે નાગ હતા કે ચાંદ્ર, અધિક સંભાવના તો એની નાગ હોવાની છે કારણ કે તે જ વધારે પ્રસિધ્ધ હતા.

દસમી બારમી શતાબ્દિમાં સેન્દ્રક, સિંદ અથવા છિદ્દક પરિવારની અલગ પડેલી શાખાઓ ધીરે ધીરે મધ્યભારતના અને વિશેષ કરીને બસ્તરનાં ભૂપ્રદેશમાં ફેલાઈ ગયા. દસમી શતાબ્દિના શિલાલેખનાં વેધૂરના નાગરક્ષોનું વર્ણન છે. તે પશ્ચિમ ગંગના રાજા એરિયાપ્પા તરફથી વીર મહેન્દ્ર વિરુધ્ધ લડાઈ લડયો હતો અને યુધ્ધમાં યશસ્વી નીવડયો હતો. જો 'નવસાહસાંકચરિત'ની વાતને સ્વીકારીએ તો સિંધુરાજ પરમારની રાણીનો પિતા નાગનરેશ આ સમયગાળા આસપાસ નર્મદાના તટે રત્નાવટી રાજ્યમાં રાજ કરતો હોવો જોઈએ.

૧ જી. I પૃ. ૫૯.
૨ આઈ. એ. XIII પૃ. ૮૨.
3 બી. ગેઝેટ L I પૃ. ૧૧૫.
૪ ઈ. આઈ. I પૃ. ૯૨.
૫ જી. આઈ. પૃ. ૨૯૮.
૬ ભંડારકરની સુચિ નં. ૨૧૦૦.

દ્રવિડો કોણ છે ? શું તે નાગ લોકો કરતાં ભિન્ન છે ? કે એક જ વંશિય લોકોના બે અલગ અલગ નામો છે ? પ્રચલિત મત તો એવો છે કે; દ્રવિડ અને નાગ બન્ને અલગ વંશિય અસ્તિત્વ ધરાવતા લોકો છે ? સામાન્ય પ્રચલિત અભિપ્રાય તો એવો જ છે કે; દ્રવિડ અને નાગ બન્ને ભિન્ન વંશો છે. મારો મત લોકોને અનોખો લાગશે પરંતુ એમાં સત્યતા છે કે દ્રવિડ અને નાગ બે ભિન્ન નામ છે પણ વંશ એક જ છે.

'દ્રવિડ' અને 'નાગ' એક જ વંશના બે ભિન્ન ભિન્ન નામો છે. એ વાત ઘણાં ઓછા લોકોને સ્વીકાર્ય બનશે. એનો ઈન્કાર થઈ શકે તેમ નથી. એ જ પ્રકારે 'નાગો'ના રૂપમાં દ્રવિડોએ ન કેવળ દક્ષિણ ભારત ઉપર પણ ઉત્તર ભારત ઉપર પણ અધિકાર જમાવ્યો હતો. એ વાત તો કોઈ ભાગ્યે જ સ્વીકારવા તૈયાર થશે. આમ છતાં મારે કહેવું જોઈએ કે આ બન્ને વાતો ઐતિહાસિક સત્ય છે.

આ અંગે અધિકારી વિદ્વાનોનું શું મંતવ્ય છે એ અંગે આપણે વિચાર કરી લઈએ.

સુપ્રસિધ્ધ દક્ષિણાત્ય વિદ્વાન શ્રી દિક્ષિતઅય્યરે "રામાયણમાં દક્ષિણ ભારત" શીર્ષક હેઠળ લખેલા પોતાના એક લેખમાં લખ્યું છે કે,

"નાગ-એક બીજું દળ છે. જે અર્ધ-અલૌકિક છે અને જેનું વંશીય ચિહ્ન સર્પ છે. પશ્ચિમ-ઉત્તરમાં તક્ષશિલાથી માંડીને ઉત્તરપૂર્વમાં આસામ સુધી અને સિંહલ તથા દક્ષિણ ભારતમાં પણ એટલે કે સમગ્ર ભારતમાં ફેલાયેલું છે. એક કાળે આ નાગ લોકોનું દળ શક્તિશાળી રહ્યું હશે ! અથવા તો યક્ષો (Yakwas) ના સમકાલિન અથવા રાજનૈતિક સત્તાના સ્વરૂપે એમના પતન પછી દક્ષિણ ભારતમાં નાગલોકોનું પ્રભુત્વ સ્થપાયું હતું. ન કેવળ સિંહલ પરંતુ પ્રાચીન મલબારના પ્રદેશો ઉપર પણ પ્રાચીન નાગોનો અધિકાર હતો. ઈશુ ખ્રિસ્ત પછીની આરંભિક સદીઓમાં તમિલ ગ્રંથોમાં પ્રાય: 'નાગનદુ'નો ઉલ્લેખ આવે છે. અત્યારે પણ મલબારમાં 'નાગપૂજા'ના અવશેષ જેમને તેમ ચાલ્યા જ આવે છે. દક્ષિણ ત્રાવણકોર નાગર કોવિલ આજે પણ નાગપૂજાને સમર્પિત છે. એના અંગે એટલું જ કહી શકાય તેમ છે કે નાગલોકો સમુદ્રીલોકો હતા. એમની સ્ત્રીઓ સૌદર્યને માટે પ્રસિધ્ધ હતી. એવું લાગે છે કે નાગલોકો ચેરોમાં ભળી ગયા હતા. એમણે

ઈ.સ.ની પ્રથમ શતાબ્દિની આસપાસ શક્તિ અને પ્રસિધ્ધિ પ્રાપ્ત કરી લીધી હતી.

શ્રી ઓલ્ડહમે[૧] આ વિષયનો ઊંડો અભ્યાસ કર્યો છે. આ વિષય અંગે એમણે જે કહ્યું છે એનાથી વિષય અંગે સારો પ્રકાશ પડે છે. એમનું કથન છે કે;

"પ્રાચીન સમયથી દ્રવિડ લોકો ત્રણ ભાગોમાં વિભાજિત થયા હતા. ચેર, ચોલ અને પાંડ્ય. ચેર અથવા સેર (પ્રાચીન તામિલ ભાષામાં સરે) નાગનો પર્યાયવાચી શબ્દ છે. ચેર મંડલ, નાગદ્વિપ અથવા નાગપ્રદેશ એનાથી સ્પષ્ટ રીતે એવું જાણી શકાય છે કે દક્ષિણના દ્રવિડોની ઉત્પત્તિ અસુરોથી થઈ હતી. એ સિવાય ગંગાના તટ પ્રદેશમાં ચારેબાજુ આ લોકો ફેલાયેલા જે પોતાને 'ચેરૂ' અથવા 'સેઓરી' કહે છે. એમનું કહેવું છે કે, તે 'નાગદેવ'ના વંશજો છે.[૨] 'ચેરૂ' ઘણા પ્રાચીન વંશના છે એવું માનવામાં આવે છે કે ગંગાના તટપ્રદેશનાં એક મોટા ભાગ પર એમનો અધિકાર રહેલો છે. જેના ઉપર પ્રાચીનકાળમાં નાગલોકોનો અધિકાર હતો. આ વાત આપણે આગળ ઉપર જોઈ ગયા છીએ. મુસ્લિમ આક્રમણના અશાંતિભર્યા દિવસોમાં 'ચેરૂ' લોકો પોતાની ભૂમિથી અધિકારચ્યુત થઈ ગયા હોય એવું લાગે છે. અત્યારે આ લોકો તદ્દન નિર્ધન છે. એમની પાસે એક અર્થમાં ભૂમિ છે જ નહીં. એના ઉપરથી જરાય સંદેહ રહેતો નથી કે આ લોકો પોતાના દ્રાવિડ બંધુ 'ચેરો'ના સંબંધી છે.

ચેરુઓમાં અનેક પ્રકારના વિચિત્ર રીતરિવાજો છે. એક રિવાજ એવો છે જેનાથી એમને સંબંધ લિચ્છવીઓ અને નેપાળના નેવારી સાથે બંધાતો જણાય છે. આ રિવાજ છે પ્રત્યેક પાંચ કે છ ઘરોમાં એક વ્યક્તિને 'રાજા' તરીકે ચૂંટી કાઢવાનો અને તિલક કરીને એનો રાજ્યાભિષેક કરવાનો.[૩]

લિચ્છવીઓ અને નેવારોના ઘણાં એવા રીતરિવાજો છે જે દક્ષિણના દ્રવિડો જેવા જ છે. પ્રત્યેક વ્યક્તિ નાગની પૂજા કરે છે. કરકોટક નાગનું નેપાળમાં એવું

૧ ધી સન એન્ડ ધી સરપંટ પૃ. ૧૫૩-૧૬૧.

૨ ઈલિયોટ સુપ. ગ્લોસરી એન. ડબ્લ્યુ. એફ. ૧૩૫, ૧૩૬.

૩ શેરીંગ રેઈસીસ ઓફ એન. ડબ્લ્યુ. પી. ૩૭૬-૩૭૭.

સ્થાન છે જેવું નીલ નાગનું કાશ્મિરમાં છે. લિચ્છવીઓની રાજધાની વૈશાલીનો રક્ષક દેવતા પણ એક નાગ હતો. લિચ્છવીઓ અને નેવારો વચ્ચેના લગ્ન સંબંધો તમિલ લોકો સાથે અત્યાધિક મળતાં આવે છે અને એનાથી 'સમાન ઉત્પત્તિ'ની વાત પર ઘણો પ્રકાશ પડે છે.

નેવારોમાં જાયદાદ પર માતૃપક્ષ અનુસાર અધિકાર થતો રહ્યો છે. જેવું પંજાબના અરટ્ટ, વાહિક અને તખસ લોકોમાં થતું હતું. આ લોકોમાં પૈતૃક સંપત્તિનો વારસો પુત્રને મળવાને બદલે બહેનના દિકરાને મળતો હતો.[૧] આ રિવાજ અત્યારે પણ દ્રવિડ લોકોમાં છે. ટૂંકમાં કહેવું હોય તો નજીકના ભૂતકાળના દ્રવિડ લેખક શ્રી બાલકૃષ્ણ નૈયરનું કહેવું છે.[૨] "એમને એમનો પ્રત્યેક ખાસ બાબતમાં નેવારી લોકોના સગા-સંબંધીઓ જેવા જ લાગ્યા કર્યા છે."

આ સિવાય બીજી કડીઓ પણ છે જે દક્ષિણના નાગોને ઉત્તરના લોકો સાથે મેળવે છે. ચંબલનદીની પાસે કંસવાહમાં કર્નલ ટોડને મળેલા શિલાલેખ અનુસાર શૈલેન્દ્ર નામનો એક રાજા 'તાખ્યો'[3] ઉપર રાજ્ય કરતો હતો જે 'સરય' વંશનો હતો. આ 'દળ' શક્તિશાળી હતું એમાં શંકા નથી.

'તખ્ય' અથવા 'તખ' પંજાબનું એ જ રાજ્ય છે. જ્યાં હ્યુએનસંગ[૪] આવ્યો હતો જેનો આ પહેલાં ઉલ્લેખ થયો છે. આ વાતથી એવું પ્રતિત થાય છે કે; તખ્યના નાગલોકો 'સરય' પણ કહેવાતા હતા. એ પણ સ્પષ્ટ છે.

સતલજ, બિઆસના તટ પ્રદેશની વચ્ચે સરજ અથવા સ્યોરજ નામનો પ્રદેશ હિમાલયની બહારની બાજુએ આવેલો છે. આ પ્રદેશમાં નાગદેવતાની જ વિશેષ પૂજા થાય છે.

ચિનાબ નદીના ઉપરના પ્રદેશમાં એક બીજું સ્યોરજ છે ત્યાં પણ નાગપૂજક લોકો રહેતા હતા.

'સરજ' અથવા 'સ્યોરજ'એ કર્નલ ટોડના શિલાલેખનું 'સરય' જ લાગે છે.

૧ મહભારત કામ. પૃ. XIV.
૨ કલકત્તા રિવ્યુ. જુલાઈ ૧૮૯૬.
3 આનલ્સ ઑફ. રાજસ્થાન i ૭૯૬.
૪ હ્યુએનસંગ બેઅલ i ૧૬૫.

ગંગા કાંઠાના 'ચેરુ' લોકોનું બીજું નામ 'સ્યોરી' છે. 'ચેર' અથવા 'નાગ' લોકોનું પુરાણું તમિલ નામ 'સરે' પણ આ જ લાગે છે. એટલે એ બાબત સ્પષ્ટ થાય છે કે; 'સરય' અથવા 'તખ્ય' સતલજની ઘાટીના 'સરજ' ગંગા ઘાટીના 'સ્યોરી' અથવા 'ચેરુ' અને દક્ષિણના ચેર, સેર અથવા કેરલ - આ બધા જ નાગપૂજકોની છિન્ન ભિન્ન શાખાઓ છે. એ બાબત અંગે પણ ધ્યાન આપવા જેવું છે કે; હિમાલયી કેટલીક બોલીઓમાં 'કીશ' અથવા 'કીરી'નો અર્થ 'સાપ' થાય છે. કદાચ આ શબ્દ ઉપરથી જ કીરાટ શબ્દ બન્યો હશે. રાજતરંગીણમાં હિમાલયના લોકો માટે આ શબ્દનો ઉપયોગ મહદ્અંશે કરવામાં આવ્યો છે. રાજતરંગીણીમાં કાશ્મિરની આજુબાજુના લોકો માટે આ શબ્દ વપરાયો છે. વરાહમિહિરે પણ 'કીરો' શબ્દનો ઉપયોગ કર્યો છે. પ્રોફે. કીલહાન[૧] દ્વારા પ્રકાશિત એક તામ્રપત્રમાં પણ આ અંગેનો ઉલ્લેખ છે.

કાંગડા ઉપત્યકામાં બૈજનાથ મંદિર છે. ત્યાંના એક શિલાલેખમાં આ સંસ્થાનનું નામ 'કિરગ્રામ' લખેલું છે.[૨] સ્થાનિક લોકોની બોલીમાં એનો અર્થ થાય છે. 'સાપોનું ગામ'. નાગ આજે પણ બૈજનાથ અને આજુબાજુના પ્રદેશોમાં જનપ્રિય દેવતા છે અને આ રીતે કીશ (કીડા) શબ્દ નાગનો પર્યાયવાચી શબ્દ છે અને એમાં જરાય સંદેહ નથી કે હિમાલયના સૂર્યપૂજક કીરા લોકો દક્ષિણના દ્રવિડ કેર, ચેર અથવા કેરલના સંબંધી હતા.

નાગની સમાનતા સદૈવ વિશ્વસનીય નથી ગણી શકાતી પરંતુ આપણી પાસે આ સિવાયના પણ કેટલાક તથ્યો છે. જેમના નામો સ્પષ્ટતઃ એક જ છે. એ બધા સૂર્યવંશીઓ છે, તે બધા જ મનિયર નાગને માને છે અને બધા જ લોકો નાગદેવતાને પોતાના કુળદેવતા ગણે છે. પૂર્વજ ગણીને એમની પૂજા કરે છે.

ઉપરોક્ત કથનથી એ બાબત સાબિત થઈ જાય છે કે; દક્ષિણના દ્રવિડો એ પરંપરાના છે જે પરંપરાના ઉત્તરના 'નાગ' અને 'અસુર' છે.

આથી સ્પષ્ટ થાય છે કે; નાગ અને દ્રવિડ એક જ છે અને એક જ જાતિના છે. આટલા પ્રમાણ હોવા છતાંય સંભવ છે કે; લોકો આ મતનો સ્વીકાર

૧ રાજતરંગિણી, સ્ટેઇન : VIII ૨૭, ૬૯, રેપસન જે.આર.એ.એસ. જુલાઈ ૧૯૦૦, ૫૩૩.

૨ જે.આર.એ.એસ. જાન્યુ. ૧૯૦૩, પૃ. ૩૭.

ન કરે. આ મતને સ્વીકાર કરવામાં જે સૌથી મોટી મુશ્કેલી છે તે દક્ષિણના દ્રવિડ નામ અંગેની છે. જો દક્ષિણના લોકો 'નાગ' જ હતા તો એમને જ 'દ્રવિડ' શા માટે કહેવામાં આવે છે ? સમીક્ષકો જરૂર પૂછશે કે જો 'દ્રવિડ' અને 'નાગ' એક જ છે તો દક્ષિણના લોકો માટે પણ 'નાગ' શબ્દનો પ્રયોગ શા માટે ચાલુ ન રહ્યો ? આ એક ગુંચવણ તો છે જ. પણ આ ગુંચવણ કંઈ એવી ગુંચવણ નથી કે જેને ઉકેલી ન શકાય. આ ગુંચવણ ઊકેલી શકાય તેવી છે. જો કેટલાંક તથ્યો અને વાતોને આપણે ધ્યાનમાં રાખીએ.

પહેલી વાત જે ધ્યાનમાં રાખવાની છે તે 'ભાષા અંગેની સ્થિતિ' બાબતમાં છે. આજે દક્ષિણની ભાષા ઉત્તરની ભાષા કરતાં ભિન્ન છે. શું આવું હંમેશનું છે? આ પ્રશ્ન અંગે ઓલ્ડહમ[1]ના વિચારો ધ્યાન માગી લે તેવા છે.

"એ બાબત સ્પષ્ટ છે કે પ્રાચીન સંસ્કૃત વૈયાકરણ દ્રવિડ પ્રદેશોની ભાષાને ઉત્તરની બોલીઓ સાથે સંબંધિત માનતા હતા અને એમના અભિપ્રાય મુજબ આ લોકોની ભાષા સાથે વિશેષ સંબંધ હતો. આપણે જોયું તે પ્રમાણે તેઓ અસુરોના વંશજ હોય એવું લાગે છે.

'સહસચંદ્રિકા'માં લક્ષ્મીધરનું કથન છે કે, "પાંડય, કૈકય, બાલ્હીક, અહણિક, સહ્ય તથા નેપાળ પૈશાચક દેશોમાં પૈશાચિ ભાષા બોલવામાં આવે છે. કુંતલ, સુદેશ, ભોટ, ગંધાર, હૈવ અને કનૌજ એ પૈશાચિક દેશો છે.[2] બધી બોલીઓમાં પૈશાચિમાં સંસ્કૃતનો સૌથી ઓછો અંશ છે.[3]

અસુર આર્યોથી ભિન્ન કોઈ ભાષા બોલતા હતા. એ વાત તો સ્પષ્ટ જ છે. પ્રોફે. મ્યોરે ઋગવેદના ઘણાં અનુચ્છેદને ટાંક્યા છે. જેમાં અસુરોની ભાષાને માટે 'મૃદ્દવાચ' શબ્દનો પ્રયોગ કર્યો છે. 'મૃદવાચ' શબ્દનો અર્થ હું 'હાનિપ્રાપ્ત બોલી' કરું છું. સાયણ અનુસાર આ ભાષા એવા લોકોની છે જેમની જિહ્વાનષ્ટ થઈ ગઈ છે. એમાં સંદેહ માટે સ્થાન નથી કે આ શબ્દનો મૂળ અર્થ આ જ હશે કે આર્યોને અસૂરોની ભાષા થોડા અથવા વધુ પ્રમાણમાં સમજમાં જ આવતી

૧ ધી સન એન્ડ ધી સરપંટ
૨ ઓ.એસ.ટી. ii ૪૯ પ્રોફે. મ્યોર
૩ ઓ.એસ.ટી. ii ૪૯ પ્રોફે. મ્યોર

નહોતી. ઋગવેદના એક બીજા અનુચ્છેદ પર તો આ વ્યાખ્યા જ ઉચિત લાગે છે, - બંધ બેસતી આવે છે. એમાં કહેવામાં આવ્યું છે કે "અમે ઈન્દ્રને પ્રસન્ન કરી અપ-શબ્દ બોલનારાઓને જીતી લઈએ.[૧]

શતપથ બ્રાહ્મણમાં લખ્યું છે કે; "અસુરો પાસે વાણી નહીં હોવાને લીધે તે ક્યાંયના રહ્યા નથી.[૨] તેઓ હેલવ: હેલવ: એમ બૂમો પાડે છે.[૩] એમની વાણી એવી અધોગમ્ય છે તેથી તેઓ આ પ્રકારે બોલે છે. તેઓ મલેચ્છ છે. એટલા માટે કોઈ બ્રાહ્મણ બર્બરભાષા ન બોલે. કારણ કે તે અસુરોની ભાષા છે.[૪]

મનુએ લખ્યું છે - "જે બ્રાહ્મણના મુખમાંથી, બાહુમાંથી, જાંગમાંથી અને ચરણમાંથી ઉત્પન્ન વર્ણોની બહાર છે, ભલે તે આર્ય ભાષા બોલે કે મલેચ્છ ભાષા બોલે પણ તે તે દસ્યુ છે."[૫] આનાથી સ્પષ્ટ થાય છે કે મનુના સમયમાં આર્યભાષાની સાથો સાથ 'મલેચ્છ' અથવા 'અસુરોની ભાષા' પણ બોલવામાં આવતી હતી. તો પણ મહાભારતમાં જે સમયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે સમયમાં આર્યપ્રાણ જાતિઓમાં અસુરભાષા લગભગ નષ્ટ પ્રાણ બની ગઈ હતી. વિદુરે જ્યારે યુધિષ્ઠીરને સંબોધિત કરીને કહ્યું ત્યારે તેમણે મલેચ્છ ભાષાનો ઉપયોગ કર્યો હતો.[૬] જેથી યુધિષ્ઠિર સિવાય બીજો કોઈ સમજી શકે નહીં.

એના પછીના સમયમાં રામ તર્કવાગીશ વૈયાકરણે નાગભાષાઓ બોલનારાઓનો ઉલ્લેખ કર્યો છે.[૭] એના ઉપરથી અનુમાન કરી શકાય કે ; જે અસૂરો અપરિવર્તિત રહ્યા હતા. એમણે બદલાઈ ગયેલા પોતાના ભાઈઓ પછી પણ ઘણાં લાંબા સમય સુધી પોતાના ધર્મની અને પોતાના પરંપરાગત રીતરિવાજોનું રક્ષણ અને ચલન ચાલુ રાખ્યું હતું. આ અપરિવર્તિત જાતિઓમાં

૧ ઋગવેદ, વિલ્સન VII XVIII ૧૩.
૨ પ્રોફે. મ્યોર. ઓ. એસ. ટી. ii ૪૯.
૩ સતપથ બ્રાહ્મણ iii ૨.૧.૨૩.
૪ એજન
૫ મ્યોર પ્રોફે. હોગ્ટન x ૪૫.
૬ મહાભારત - આદિપર્વ પૃ. cx/vii.
૭ મ્યોર પ્રોફે. ઓ.એસ.ટી. ii ૫૨.

જ પૈશાચિક બોલીનો ઉપયોગ થતો હતો અને આપણે જોઈ ગયા તેમ આ જાતિઓમાં જ દ્રવિડ અને પાંડય જાતિઓ આવેલી હતી."[૧]

તમિલ અને બીજી સંબંધી બોલીઓનો આધાર પ્રાચીન અસુર ભાષા જ છે. એ મતનું સમર્થન એ વાતને આધારે પણ થાય છે કે; સિંધની સીમા પર રહેનારી બ્રાહુઈ નામની એક જાતિની ભાષા આ લોકોની ભાષા સાથે ઘણી જ મળતી આવે છે. એ વાત સાબિત થઈ છે.

વાસ્તવમાં ડૉ. કાલ્ડવૈલનું કહેવું છે કે; "બ્રાહુઈ ભાષાને કારણે આપણ દ્રવિડ વંશીય ચિહ્નોને - જે સિંધુ પારના મધ્ય એશિયાના દક્ષિણ સુધીના ભાગો સુધી શોધી શક્યા છીએ."[૨] હું પહેલા જ નિર્દેશ આપી ચૂક્યો છું એમ આ સિંધુ પારના મધ્ય એશિયાનો પ્રદેશ અસુરો અને નાગોનો પ્રદેશ હતો. દ્રવિડ રાજ્યોના સંસ્થાપકો વિશેષ કરીને આ વંશના રહ્યા હશે એમ માની શકાય છે.

જેટલા પ્રમાણો એકઠા કરવામાં આવ્યાં છે એના અંગે વિચાર કરીએ તો એવું જ પરિણામ નિકળે છે કે; દક્ષિણના દ્રવિડ અને ઉત્તરના અસુર અથવા નાગ એક જ પરંપરાના લોકો છે.

બીજી બાબત-જેના અંગે ધ્યાન આપવા જેવું છે તે એ છે કે; 'દ્રવિડ' એક મૌલિક અને મૂળભૂત શબ્દ નથી. આ 'તમિક' શબ્દનું સંસ્કૃત રૂપ છે. મૂળ શબ્દ 'તમિક' જ્યારે સંસ્કૃતમાં ચલણી બન્યો ત્યારે તે 'દમિલ્લ' બની ગયો[3] અને આ દમિલ્લ જ દ્રવિડ બની ગયો. 'દ્રવિડ' શબ્દ લોકોની ભાષા સૂચિત કરે છે. એના દ્વારા એમના વંશનો નિર્દેશ થતો નથી.

ત્રીજી બાબત જે યાદ રાખવા જેવી છે તે એ છે કે 'તમિક' અથવા દ્રવિડ કેવળ દક્ષિણની જ ભાષા નથી પરંતુ આર્યોના આગમનપૂર્વે તે સમસ્ત ભારતની ભાષા હતી[૪] અને કાશ્મિરથી માંડીને રામેશ્વરમ્ સુધી આ બોલી બોલવામાં આવતી હતી. એક વિશેષ વાત અંગે પણ લક્ષ્ય આપવું જોઈએ કે "આર્યો

૧ એજન - ૪૯.
૨ ગ્રામર ઓફ દ્રવિડ લેંગ્વેજ ઇંટ્રો. ૪૪
3 બી. આર. ભંડારકર લેક્ચર્સ ઓન ધી એન્શીએન્ટ હિસ્ટ્રી ઓફ ઇંડિયા (૧૯૧૯) પૃ. ૮૦.
૪ એજન પૃ. ૨૫-૨૮.

અને નાગો વચ્ચેનો સંબંધ અને આ સંબંધને લીધે ભાષા ઉપર પડેલો પ્રભાવ" જોવો જોઈએ. ઉત્તરના 'નાગો' ઉપર જે પ્રભાવ પડયો એનાથી તદ્દન ભિન્ન પ્રભાવ દક્ષિણના નાગો ઉપર પડયો છે. એ એક વિચિત્ર બાબત જોવા મળે છે. ઉત્તરના નાગોએ પોતાની મૂળ 'માતૃભાષા તમિક'ને છોડી દીધી અને સંસ્કૃતને અપનાવી લીધી. જ્યારે દક્ષિણના નાગ લોકો પોતાની માતૃભાષા 'તમિક' સાથે વળગી રહ્યા અને એમણે સંસ્કૃતને અપનાવી નહીં. જો આ ભેદ ધ્યાનમાં રહે તો એના આધારે એ વાત સમજવામાં અડચણ નહીં પડે કે: 'દ્રવિડ' શબ્દ એકલા દક્ષિણ ભારતના લોકોને માટે શાથી પ્રચલિત થયો. ઉત્તર ભારતના નામોને દ્રવિડ નામે સંબોધિત કરવાની આવશ્યકતા જ રહી નહીં કારણ કે ઉત્તરના નાગ લોકો દ્રવિડ ભાષા બોલવાનું જ ભૂલી ચૂકયા હતા. પણ જયાં સુધી દક્ષિણ ભારતમાં નામો અંગેની વાતને લેવા દેવા છે. ત્યાં સુધી અમને 'દ્રવિડ' કહેવા પાછળનું ઔચિત્ય બે પ્રકારે છે. એક તો એ કે તેઓ 'દ્રવિડભાષા' સાથે વળગી રહ્યા હતા. જ્યારે ઉત્તરના દ્રવિડ લોકોએ દ્રવિડભાષા છોડી દીધી હતી એટલે માત્ર દક્ષિણ ભારતના લોકો જ બાકી રહ્યા હતા જે દ્રવિડભાષા બોલતા હતા. વાસ્તવિક કારણ આ જ છે. જેના કારણે દક્ષિણના લોકોને 'દ્રવિડ' તરીકે માનવાનું વલણ વિકસ્યું.

દક્ષિણના લોકો માટે 'દ્રવિડ' શબ્દનો વિશેષ પ્રયોગ થતો હોવાને લીધે એ વાત ધ્યાન બહાર રહેવી ન જોઈએ કે 'નાગ' અને 'દ્રવિડ' એક જ છે. એક જ જનસમુદાયના આ ભિન્ન નામો છે. 'નાગ' એમનું 'જાતિગત' અને 'સંસ્કૃતિગત' નામ છે. જ્યારે દ્રવિડ એમનું ભાષાગત નામ છે..

એ જ રીતે 'દાસ' એ જ લોકો છે જે 'નાગ' છે અને 'નાગ' એ જ લોકો છે. જેમને 'દ્રવિડ' કહેવામાં આવે છે. બીજા શબ્દોમાં કહેવું હોય તો આપણે ભારતનો વંશીય બાબત અંગે એટલું જ કહી શકીએ કે ભારતમાં અધિકમાં અધિક બે જ વંશીય પ્રકારો રહ્યા છે. આર્ય અને નાગ. આના ઉપરથી સ્પષ્ટ થાય છે કે, રાઈસનો મત ઉચિત નથી એ નિરાધાર સાબિત થાય છે કારણ કે રાઈસનો મત ભારતમાં ત્રણ વંશીય અસ્તિત્વને સ્વીકારે છે. જ્યારે વાસ્તવિક રીતે ભારતમાં વંશિય અસ્તિત્વો બે જ છે.

II

જો એવું સ્વીકારી લેવામાં પણ આવે કે 'દ્રવિડો'ના આગમન પહેલાં એક ત્રીજી આદિવાસી જાતિ ભારતમાં રહેતી હતી તો શું એવું તારણ કાઢી શકાય ખરું કે દ્રવિડો - આદિવાસીઓ વર્તમાન 'અછૂતો'ના પૂર્વજ હતા ? સત્ય તો એ છે કે, આ અંગેનો નિર્ણય કરવા માટે આપણી પાસે ચકાસણી કરવાની બે જ કસોટીઓ છે. એક છે નૃવંશતત્વશાસ્ત્ર (Anthropometrical) અને બીજી છે (Enthrological) વંશિય દ્રષ્ટીની.

ભારતીય લોકો અંગે નૃવંશતત્વશાસ્ત્રની દ્રષ્ટીએ વિચાર કરીએ તો પ્રો. ધુર્યેએ પોતાના ભારતમાં 'જાતિ અને વંશ' નામના ગ્રંથમાં કેટલીક ધ્યાનકર્ષક વાતો લખી છે જેમાંથી એક ઉધ્ધરણ ટાંકું છું.

સંયુક્ત પ્રાંતના બ્રાહ્મણને પ્રાચીન આર્યોના એક નમૂના તરીકે અને પ્રતિનિધિ તરીકે માનીને એની તુલના કરવાનું આપણે શરૂ કરીએ તો; શું જોવા મળે છે ? જો આપણે નાસિકાના માપદંડ તરફ ધ્યાન આપીએ તો એવું જોવા મળે છે કે, સંયુક્ત પ્રાંતના ક્ષત્રિયોને છોડીને તે પંજાબના ચૂહડા (ભંગી) [1]અને ખત્રીની અપેક્ષાએ નાનું પડે છે અને ચૂહડા અને ખત્રીના નાસિકાના માપનો ભેદ સંયુક્તપ્રાંતના બ્રાહ્મણ અને પંજાબના ચૂહડાના ભેદથી થોડોક ઓછો છે. એનો અર્થ એટલો જ થયો કે સંયુક્ત પ્રાંતનો બ્રાહ્મણ શારીરિક દ્રષ્ટીથી પોતાના પ્રાંતના ક્ષત્રિયોથી ઘણી ઊંચી જાતિઓની કરતાં તમામ અન્ય જાતિઓની અપેક્ષાએ પંજાબના ચૂહડા અને ખત્રીઓથી વધારે નીકટમાં લાગે છે. સંયુક્ત પ્રાંતના બ્રાહ્મણ અને પંજાબના ચૂહડાનું સામિપ્ય વધારે સ્પષ્ટ થાય છે, જો આપણે સંયુક્તપ્રાંતના બ્રાહ્મણોની નાસિકાના માપ સાથે સરખામણી કરીને વિચાર કરીએ. સંયુક્તપ્રાંતના બ્રાહ્મણ અને બિહારના બ્રાહ્મણોનું માપ આર્ય સંસ્કૃતિના પ્રસારના હિસાબથી વિચારવામાં આવે તો કદાચ અત્યંત સમાન હોવું જોઈએ. પરંતુ એમાં એટલો જ ભેદ છે જેટલો ભેદ સંયુક્ત પ્રાંતના બ્રાહ્મણ અને પંજાબના ચૂહડા વચ્ચે છે. ઐતિહાસિક આધારો પર આપણે માની શકીએ કે; બિહારના સંયુક્તપ્રાંતની આસપાસના જ હોવા જોઈએ. પરંતુ અનુક્રમણિકાની તરફ જોતાં

૧ 'ચૂહડા' પંજાબની એક અસ્પૃશ્યજાતિનું નામ છે. - ભંગી વ્યવસાય સાથે સંકળાયેલી આ જાતિ છે.

એવું જાણવા મળે છે કે; કુર્મી લોકો બ્રાહ્મણની નજીક છે અને ચમાર તથા ડોમ ઘણાં દૂર છે.[૧] પણ અહીં ચમાર બ્રાહ્મણથી એટલા દૂર છે નહીં[૨] જેટલા સંયુક્તપ્રાંતના ચમાર સંયુક્તપ્રાંતના બ્રાહ્મણથી દૂર છે. બંગાળની અનુક્રમણિકા જોતાં લાગે છે કે, સામાજિક સીઢીની નીચલા દરજ્જા પર જે ચાંડાલ છે, જેનો સ્પર્શ જ અંપવિત્ર કરી દેનારો માનવામાં આવે છે. એનામાં અને બ્રાહ્મણમાં ખાસ કંઈ ફેર નથી. કાયસ્થ જે સીઢીના બીજા પગથિયે છે એની સાથે તો નામમાત્રનો જ ભેદ છે. મુંબઈમાં દેશસ્થ બ્રાહ્મણ જેટલો ચિતપાવન બ્રાહ્મણની નીકટ છે એટલો જ નૃવંશતત્વ શાસ્ત્રની દ્રષ્ટિએ એક માછીમાર જાતિ સોનીકોલી સાથે છે. મરાઠા પ્રદેશની અછૂતજાતિ મહારો કણબી નામની ખેડૂત જાતિની સાથો સાથ બીજા નંબરે આવેલી છે. એના પછી આવે છે શેનવી બ્રાહ્મણ નાગર બ્રાહ્મણ અને ઊંચી જાતિના મરાઠાઓ. આ પરિણામો થોડાંક જૂના છે. સામાન્ય રીતે એમ કહી શકાય કે સામાજિક ઊંચનીચ અને શારીરિક ભેદભાવ વચ્ચે કોઈ પણ પ્રકારનું તારતમ્ય છે જ નહીં.

અંતમાં આપણે તામિલનાડુ અંગે વિચાર કરીએ. અહીં આપણે ભિન્ન ભિન્ન ભાષાગત પ્રદેશોનો પૃથ્થક પૃથ્થક વિચાર કરવો જોઈએ કારણ કે ભિન્ન ભિન્ન પ્રદેશોમાં સામાજિક ઊંચ નીચનું સ્તર ભિન્ન ભિન્ન હોય છે. (શ્રી રિસલે અને ઈ. થર્સ્ટને જાતિઓનો સરાસરી ક્રમ જે કાઢયો છે તે આ પ્રકારે છે.)

Kapu કાપુ, Sale (સાલે), Mala (માલા), Golla (ગોલા), Madiga (મદિગા), Fogata (ફોગટા) અને Kamati (કામટી)

એમના સામાજિક દર્જા અનુસાર એમનો ક્રમ આ પ્રકારે થશે.

બ્રાહ્મણ Komati (કામટી), Golla (ગોલા), Kapu (કાપુ) અને બીજા Sale (સાલે), Fogata (ફોગટા) અને બીજા.

Mala (માલા), Madiga (મદિગા)નો દર્જો સૌથી નીચે છે કારણ કે તે તેલુગુ દેશના અંત્યજ છે.

૧ ડોમ એ બિહારની એક અસ્પૃશ્ય ગણાતી જાતિ છે.

૨ ચાંડાલ એ બંગાળની એક અસ્પૃશ્ય ગણાતી જાતિ છે.

કન્નડ પ્રદેશમાં નાસિકા માપ અનુસાર નિમ્ન પ્રમાણેનો ક્રમ છે. કન્નડ સ્માર્ત બ્રાહ્મણ, વન્ત, બિલ્લિવા, મન્દય બ્રાહ્મણ, વોકાલિંગા, ગનિગાલિંગા, બન જિંગા, પનેહાલા, કુરાહ, હોલેય, દેશસ્થ બ્રાહ્મણ, તારેપ્પ અને બેદાર.

સામાજિક ઊંચ નીચના હિસાબથી જાતિઓનો ક્રમ આ પ્રમાણે છે. બ્રાહ્મણ, બન્ત, વોકાલિંગા, તોરેપ્પ, કુરબા અને ગનિગા, બેદાગા અને કુમ્બા અને સોલાગા, બિલવા, બેડા હોલેય.

આ તુલનાનું મહત્ત્વ એ વખતે વધી જાય છે જે સમયે આપણે જોઈએ છીએ કે કન્નડના અછૂતોના નાસિકાનું માપ ૭૫.૧ છે અને ઊંચામાં ઊંચા બ્રાહ્મણનું ૭૧.૫ છે. જ્યારે જગલ અને કુમ્બ તથા સોલમનું (જે હિંદુઓના મેળાપથી એમને મળ્યું એ સ્થાન છે.) નાસિકા માપ ૮૬.૧ તથા ૮૫.૧ છે.

પોતાના નાસિકામાપના હિસાબથી તમિલ જાતિઓનો ક્રમ આ પ્રકારે છે.

અમ્બત્તન, Vellai (વેલ્લાઈ), Ediayan (ઈડિયાન), Aga madiyan તમિલ બ્રાહ્મણ Pallai (પલ્લાઈ) Malaiyali (મલયાલી), Shanan (શાનાન) અને Parayan (પરાયન).

નમૂનાની રીતે ચાર મલયાલી જાતિઓનો નાસિકા ક્રમ આ પ્રકારે છે . તિયન ૭૫, નંબુદ્રી ૭૫.૫, નય્યર ૭૬.૭, ચરુમન ૭૭.૨ આ લોકોની સામાજિક ઊંચનીચનો સ્તર આ પ્રકારે છે.

નંબુદ્રી, નય્યર, તિયન, ચરુમન ત્રાવણકોરની જંગલીજાતિ કાનિકરનું નાસિકા માપ ૮.૪૬ છે. આ પ્રકારે ચરુમન એક અછૂત કાનીકરની અપેક્ષાએ બ્રાહ્મણની નસલનો છે.

ઉપરોક્ત ઉદાહરણોમાં જે અન્ય જાતિઓ માટે કહેવાયું છે તે છોડી દઈએ અને કેવળ 'અછૂત' અંગે જ જે કંઈ કહેવામાં આવ્યું છે એના તરફ ધ્યાન આપીએ તો સ્પષ્ટ જ છે કે પંજાબના ચુડહાની નાસિકા માપ એ જ છે જે સંયુક્ત પ્રાંતના બ્રાહ્મણોનું છે. બિહારના ચમારનું નાસિકામાપ બિહારના બ્રાહ્મણ કરતાં વધારે ભિન્ન નથી. કન્નડના હેલેય જે અછૂતજાતિ છે એનું નાસિકામાપ કન્નડના બ્રાહ્મણ કરતાં અધિક ઊંચું છે અને ચેરુમન (તમિલના પૈરિયાથી પણ

નીચેના દર્જાવાળા)નું નાસિકામાપ એ જ વંશીય છે જે તામિલનાડુના બ્રાહ્મણનું છે.

જો કોઈ જાતિનો વંશ નક્કી કરવા માટે 'નૃવંશતત્વશાસ્ત્ર'ને વિશ્વસનીય વિજ્ઞાન માનીએ તો હિંદુ સમાજ પર આ શાસ્ત્રને લાગુ પડાવાથી જે પરિણામ આવે છે એનાથી તો એવું જ સાબિત થાય છે કે, 'અછૂત' આર્યો અને 'દ્રવિડો'થી ભિન્ન વંશના નથી. નાસિકામાપથી તો એવું સિધ્ધ થાય છે કે; બ્રાહ્મણ અને અછૂત એક જ વંશના (નસલ)ના છે. એનાથી એવું પરિણામ તારવી શકાય છે કે અછૂત પણ આર્ય છે. જો બ્રાહ્મણ દ્રવિડ હોય તો અછૂત પણ દ્રવિડ હોવા જોઈએ. જો બ્રાહ્મણ નાગ હોય તો અછૂત પણ નાગ છે. આ પરિસ્થિતિમાં શ્રી રાઈસનો સિધ્ધાંત નિરાધાર સિધ્ધ થાય છે. નસલનો આધાર અછૂતપણાનો આધાર છે. એ સિધ્ધાંત નૃવંશતત્વશાસ્ત્રની વિરુધ્ધનો છે અને ભારતના વંશો અંગેની આપણી જાણકારીનું સમર્થન પણ એ બાબતને મળતું નથી.

III

એ વાત તો સ્પષ્ટ છે કે, ભારતના લોકો કોઈક કાળે 'દળો'ના હિસાબથી સંગઠીત હતા અને છતાંય જ્યારે 'દળો' એ 'જાતિઓ' નું રૂપ લીધું તો પણ દળોનું સંગઠન સુરક્ષિત રહ્યું છે. પ્રત્યેક 'દળ' જુથોમાં વહેંચાયેલું હતું અને જુથો પરિવારોના સમૂહોમાં વહેંચાયેલો હતો. પ્રત્યેક પરિવાર સમૂહનું પોતાનું એક ચિહ્ન હતું. આ ચિહ્ન કોઈ જીવીત વસ્તુ હોય કે નિર્જીવ વસ્તુ હોય. જેમનું પરસ્પર એક સમાન ચિહ્ન હોય તે બાહ્યવિવાદ આદેશ સમૂહના રુપમાં સંગઠીત થઈ જતા હતા. જેમને આપણે ગોત્ર અથવા કુલ કહીએ છીએ. જે પરિવારોનું એક જ ગોત્ર હોય એમનો પરસ્પર વિવાહ કરવા દેવામાં આવતો નહીં. કારણ કે એવું માનવામાં આવતું હતું તેઓ એક જ પૂર્વજના વંશજો છે અને એમની નસોમાં એક જ રક્ત દોડી રહ્યું છે. એ બાબતનું ધ્યાન આપવાનું છે. જો ભિન્ન ભિન્ન દળો અને જાતિઓના ચિહ્નોનું અધ્યયન કરવામાં આવે તો તે વંશનો નિર્ણય કરવા અંગેની નાસિકામાપ જેટલી જ સારી ચકાસણીનું કામ આપી શકે તેમ છે.

દુર્ભાગ્યથી આ ચિહ્નો અને ભિન્ન ભિન્ન જાતિઓમાં એમના વિભાગની પ્રત્યે સમાજશાસ્ત્રના વિદ્યાર્થીઓએ જરાય ધ્યાન આપ્યું નથી. આ પ્રકારની બેદરકારીનું મુખ્ય કારણ વસ્તી ગણતરી કરનારા કમિશ્નરોએ ફેલાવેલો પ્રચલિત વિચાર છે કે હિંદુ સામાજિક પધ્ધતિનું વાસ્તવિક એકમ અને હિંદુજાતિનો મૂળ આધાર 'ઉપજાતિ' છે. આ અંગેનો નિયમ એવો છે કે; 'ઉપજાતિ'ની બહાર કોઈ પણ વિવાહ કરી શકે નહીં. આનાથી મોટી બીજી કોઈ ભૂલ હોઈ શકે જ નહીં. હિંદુ સમાજનું એકમ 'ઉપજાતિ' નથી પરંતુ બાહ્ય વિવાહાદેશના નિયમને આધારે બનેલો પરિવાર છે. આ અર્થમાં હિંદુસમાજનું જે દળગત સંગઠન છે તે ઉપજાતિની જેમ સામાજિક નથી. હિંદુ પરિવારમાં તો વિવાહના અવસર વખતે કુળ અને ગોત્રનો વિચારને જ મહત્ત્વ આપવામાં આવે છે. જ્યારે 'જાતિ' અને 'ઉપજાતિ'ના વિચારને ગૌણ સ્થાન આપવામાં આવે છે. હિંદુ સમાજમાં 'કુળ' અને 'ગોત્ર'નો એ જ દરજ્જો છે. જેવો પ્રારંભિક સમાજમાં દળગત ચિહ્નો નો હતો. હિંદુસમાજ - સંગઠનની દ્રષ્ટિએ હજુ પણ દળગત છે એટલું જ સાબિત

થાય છે. એનો આધાર પરિવાર છે. પરિવારને બાહ્યવિવાહાદેશનો નિયમ લાગુ પાડવાનો હોય છે. એને દળગત સંગઠનના કુળ કે ગોત્ર પર આધારિત બાહ્ય વિવાહ નિષેધનો નિયમ લાગુ પડતો નથી.

'ઉપજાતિ' કરતાં પરિવારનું મહત્ત્વ અનેક ઘણું વધારે છે. એ વાતનો સ્વીકાર ફરી લેવો મહત્ત્વનો છે કારણ કે એનાથી હિંદુ પરિવારોમાં પ્રચલિત કુળ અને ગોત્રના નામોનો અભ્યાસ કરવાનું વલણ વિકસશે. આ પ્રકારના અભ્યાસોને લીધે ભારતના લોકોનું વંશગત બનાવટની અધ્યયન કરવામાં મોટી સહાયતા મળી રહેશે. જો ભિન્ન ભિન્ન જાતિઓમાં એક જ કુળ અથવા ગોત્ર મળી જાય તો કહેવું સંભવ થઈ જશે કે સામાજિક દ્રષ્ટિથી જો કે જાતિ ભિન્ન ભિન્ન છે. પરંતુ (વંશીય હિસાબે તે એક જ છે.) આ પ્રકારના બે અભ્યાસો થયા છે. એક મહારાષ્ટ્રમાં શ્રી રિસલે દ્વારા અને બીજો પંજાબમાં શ્રી હુરોઝ દ્વારા થયો છે. બન્ને અધ્યયનોનું જે પરિણામ આવ્યું છે એનાથી આ સિધ્ધાંતનું એકદમ ખંડન થઈ જાય છે કે અછૂતો આર્યો અથવા દ્રવિડોથી ભિન્ન વંશીય છે. મહારાષ્ટ્રની મુખ્ય વસ્તી મરાઠાઓની છે. મહાર મહારાષ્ટ્રના અછૂતો છે. આ બન્નેનો વંશીય દ્રષ્ટીએ કરેલો અભ્યાસ તો એવું સુચવે છે કે; બન્ને એક જ કુળના છે. વાસ્તવમાં એકરૂપતા એટલી બધી છે કે; મરાઠાઓમાં પણ ભાગ્યે જ એવું કુળ હશે જે મહારોમાં ન હોય ! એ જ પ્રમાણે પંજાબમાં એક મોટી સંખ્યા જાટોની છે. મજહબી શીખ અછૂત ગણાય છે. એમાં અધિકાંશ ચમારો છે. 'વંશીય' શોધખોળોથી એવું પ્રગટ થયું છે કે 'જાટો' અને 'ચમારો' વંશીય દ્રષ્ટીએ એક જ છે. બન્નેના ગોત્રો સમાન છે. આ બધી જ બાબતો સાચી હોય તો એવું કઈ રીતે કહી શકાય કે અછૂત અલગ વંશીય અસ્તિત્વ ધરાવે છે. જેમ મેં આગળ કહ્યું છે તેમ આ ચિહ્નો, કુળો અથવા ગોત્રોનો કંઈ પણ અર્થ હોય તો એટલો જ છે કે; જેમના ચિહ્નો એક જેવા છે. તે બધા 'સંબંધીઓ' હશે! જો તેઓ એક જ રક્તના રહ્યા હોય તો ભિન્ન વંશીય ન થઈ શકે.

એટલે અછૂતપણા માટેનો વંશીય આધારનો સિધ્ધાંત સ્વીકાર યોગ્ય નથી - તેને તો તિલાંજલિ જ આપવી જોઈએ.

પ્રકરણ ૮

# અછૂતપણાની ઉત્પત્તિનો આધાર - વ્યવસાય

આપણે એ વાતનો વિચાર પણ કરી લેવો જોઈએ કે શું અછૂતપણાની ઉત્પત્તિનો આધાર - વ્યવસાય હતો ? શ્રી રાઈસનો એવો મત છે કે અછૂતપણાનું મૂળ એમના ગંદા અને ધૃણિત વ્યવસાયોમાં છે. આ મત કંઈક ઉચિત હોય એવું લાગે છે. પણ આ વિચારથી અછૂતપણાની ઉત્પત્તિની સાચી વ્યાખ્યા સ્વીકારવામાં કેટલીક બાધાઓ ઉભી થાય છે. અછૂતો જે ગંદા અને ધૃણિત વ્યવસાયો કરે છે તે તો સમગ્ર જગતના માનવ સમાજોમાં સમાન રુપે જોવા મળે છે. પ્રત્યેક સમાજમાં એવા લોકો હોય છે જે આ પ્રકારનો વ્યવસાય કરે છે. તો પછી સંસારમાં બીજા દેશોમાં આવા વ્યવસાયો સાથે સંકળાયેલા લોકો સાથે અસ્પૃશ્યતાનો વ્યવહાર કરવામાં કેમ આવતો નથી ? બીજો પ્રશ્ન એ છે કે; દ્રવિડ લોકોને આ વ્યવસાયો કરનારા અથવા ગંદા વ્યવસાયો પ્રત્યે ઘૃણા હતી કે નહીં ? આ વિષયમાં આપણી પાસે કોઈ પણ પ્રકારના પુરાવાઓ છે નહીં. પણ આર્યો અંગે કેટલાક પુરાવા છે. પુરાવાઓથી એવું જ સાબિત થાય છે કે; આર્યો પણ બીજા લોકોની જેવા જ હતા. એમની 'પવિત્રતા' અને 'અપવિત્રતા' ની કલ્પના બીજા પ્રાચીન લોકોની માન્યતાથી ભિન્ન નહોતી. નારદ સ્મૃતિના એક કથન ઉપર વિચાર કરવાથી જ આ બાબત સ્પષ્ટ થાય છે કે આર્યો ને ગંદા વ્યવસાયો કરવાને કારણે કોઈ પણ પ્રકારનો નારાજી નહોતી. નારદે સેવાધર્મના ઉલ્લંઘન અંગે પાંચમા પરિચ્છેદમાં વિચાર કર્યો છે. આ પરિચ્છેદમાં આ શ્લોકો આવેલા છે.

(૧) ઋષિઓએ ધર્માનુસાર પાંચ પ્રકારના સેવકો બતાવ્યા છે. એમાં ચાર પ્રકારના સેવક અને પાંચમા 'દાસ' છે. જેના પંદર પ્રકાર છે.[૧]

(૨) એક વિદ્યાર્થી, એક કામ શીખનારો, એક વેતન ભોગી નોકર અને એક અધિકારી.[૨]

૧ શુશ્રુક: પચવિધ: શાસ્ત્રૈ દૃષ્ટો મનીષિ ભિ: । ચર્તુવિદ્યા કર્મકારાસ્નેષાં દાસા: ત્રિપંચકા: ॥

૨ શિયાન્તેવાસિ પ્રમૃતરકાશ્ચતુર્થ સત્તાધિકર્મકૃત્ ।
એતે કર્મકરા તેષા: વાસાસ્તુ ગ્રૃહબાદય: ॥ (સૌજન્ય : આનંદ કૌશલ્યાયન)

(૩) ઋષિઓએ ઘોષણા કરી છે કે; પરાશ્રિત હોવું તો બધાને માટે સમાન છે. પરંતુ એમની પૃથક સ્થિતિ અને આવક એમની પોતાની જાતિ અને વ્યવસાય પર નિર્ભર કરે છે.[૧]

(૪) એ વાત જાણી લેવી જોઈએ કે: વ્યવસાયના બે પ્રકાર હોય છે. શુધ્ધ અને ગંદા. જે ગંદા વ્યવસાય છે તે 'દાસ' લોકો કરે છે અને જે શુધ્ધ વ્યવસાય છે એમને શૂદ્ર (કર્મકર કરે છે)[૨]

(૫) દરવાજા, પાયખાના, સડક તથા કચરો ફેંકવાની જગ્યા પર ઝાડુ મારવું, શરીરના ગુપ્ત રોગોનું મર્દન કરવું, એઠું ભોજન તથા મળમૂત્રને એકઠું કરવું ને ફેકવું.[૩]

(૬) અને અંતમાં જ્યારે સ્વામી ચાહે તો - ત્યારે એના અંગોની માલિશ કરવી. આ કામ ગંદા માનવામાં આવે છે એ સિવાયના શેષ કામો શુધ્ધ છે.[૪]

(૨૫) આ રીતે શુધ્ધ વ્યવસાય કરનારા ચાર પ્રકારના કર્મચારીઓની ગણતરી કરવામાં આવી છે. બીજા જે ગંદા કાર્ય કરે છે તે 'દાસ' છે અને તે પંદર પ્રકારના છે.[૫]

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે ગંદા કાર્ય કરનારા 'દાસ' લોકો હતા.[૬]

ગૃહજાતસ્તથા ક્રીતો લુબ્ધો દાયાદુપાગતઃ ।
અનાકાલ મૃતસ્ત દ્રુદાહિત સ્વામિના ચ યઃ ॥ (૫-૨૬)

---

૧ સામાન્યમસ્વતંત્રત્વ મેષાગાહુર્મનીષિણઃ ।
જાતિ કર્મકૃત સ્તૂક્તો વિશેષોવૃત્તિરેવ ચ ॥

૨ કર્માપિ દ્વિવિધં જ્ઞેવશુભં શુભમેવ ચ ।
અશુભં દાસકર્મોક્તં શુભં મર્મકૃતાં સ્મૃતમ્ ॥

૩ ગૃહદ્વારાશુચિ સ્થાન વસ્કર શોધનમ્ ।
ગૃહાઃ સ્પર્શનોચ્છિષ્ટ વિન્મૂત્ર ગ્રહણોજ્ઝનમ્ ॥

૪ ઈચ્છીતઃ સ્વામિનમ્યાંગે ગુપ્સ્થાનમ થાન્તતઃ
અશુભં કર્મ વિજ્ઞેય શુભમન્યદતઃ પરમ્ ॥

૫ શુભકર્મકરાસ્વેતે ચત્વારઃ સમુદાહ્રતાઃ ।
જઘન્ય કર્મભાજસ્તુ શેષા દાસાસ્ત્રિપચકાઃ ॥

૬ નારદસ્મૃતિમાં પંદર પ્રકારના દાસ નીચેના શ્લોકોમાં વર્ણવામાં આવ્યાં છે.

૫-૨૬ માલિકના ઘરે જન્મેલ, ખરીદાયેલ, ભેટમાં આવેલ, વારસામાં મળેલ, સામાન્ય દુષ્કાળ દરમિયાન પોષાયેલ તેના માલિક દ્વારા ગીરવે રખાયેલ.

મોક્ષિતો મહતશ્ચર્ણાત્ યુધ્ધપ્રાપ્તો પણેજિત: ।
તવાહમિત્યુપગત: પ્રબજ્યાવાસિત: કૃત: (૫-૨૭)

૫-૨૭ ભારે દેવામાંથી મુક્ત કરાયેલ, લડાઈમાં બંદી બનાવેલ શરતમાં જિતાયેલ 'હું તારો છું' એમ કરીને શરણે આવેલ, તપસ્યાને ત્યજી દેનાર, નક્કી સમય માટે દાસત્વ સ્વીકારેલ.

ભસ્તદાસશ્ચ વિજ્ઞેયન્નથૈવ બડબાહૃત: (ગૃહદાસી) ।
વિક્રેતા ચાત્મન: શાસ્ત્રે દાસા: પંચદશ સ્મૃતા: ॥ (૫-૨૮)

૫-૨૮ પાલન પોષણ મેળવવા દાસ બનેલ, દાસી સાથે સંબંધ બાંધવાને લીધે દાસ બનાવેલ, અને સ્વયં વેચાયેલ,

કાયદા મુજબ જાહેર કરાયેલા દાસોના આ પંદર પ્રકારના વર્ગો છે.

અને ઝાડુ મારવાનું કામ ગંદા વ્યવસાયમાં ગણવામાં આવતું હતું. જે પ્રશ્ન પેદા થાય છે તે એ કે આ 'દાસ' લોકો કોણ હતા ? તે આર્યો હતા કે અનાર્ય છે ? આર્યોમાં દાસપ્રથા હતી એમાં તો શંકાને સ્થાન છે જ નહીં. એક આર્ય બીજા આર્યનો દાસ થઈ શકતો હતો. આર્ય ગમે તે વર્ણનો હોય પણ 'દાસ' થઈ શકતો હતો. એક વૈશ્ય પણ દાસ થઈ શકતો હતો. એક બ્રાહ્મણ પણ 'દાસ' થવાની શક્યતાથી સંપૂર્ણ મૂક્ત નહોતો જ. જ્યારે દેશમાં ચાર્તુવર્ણ એક કાનુનના રૂપમાં રૂપાંતરિત થઈ ત્યારે 'દાસ' પ્રથામાં પણ થોડુંક પરિવર્તન આવ્યું. નારદ સ્મૃતિના નિમ્નલિખિત ઉધ્ધરણોથી આ પરિવર્તનનું રૂપ સ્પષ્ટ થઈ જાય છે.

(૩૬) ચારે વર્ણોના પ્રતિલોમ ક્રમમાં દાસ પ્રથા માટે સ્થાન નથી. જો આદમી પોતાના વર્ણ ધર્મનું પાલન ન કરે તો તે નિયમનો અપવાદ છે. આ અવસ્થામાં દાસત્વ પત્નિની સ્થિતિ સમાન છે.[૧]

૧ વર્ણાનામાનુત્વોમ્યેન દાસ્મતુ પ્રતિલોમત: । યાજ્ઞાવલ્ક્યસ્મૃતિ - વ્યવહારધ્યાય ૧૪-૧૮૩
(દાસપ્રથા અનુલોમ ક્રમથી કે પ્રતિલોમ ક્રમથી નહીં.)

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પર વિજ્ઞાનેશ્વરની મિતાક્ષરી નામની ટીકામાં આ અંગેની વ્યાખ્યા આ પ્રકારે કરવામાં આવી છે. [૧]

(૧૮૩) બ્રાહ્મણો અને શેષવર્ણોમાં દાસપ્રથા અનુલોમ ક્રમથી રહેશે. ક્ષત્રિય તથા શેષ તમામ બ્રાહ્મણના 'દાસ' થઈ શકે છે. વૈશ્ય અને શૂદ્ર ક્ષત્રિયના 'દાસ' થઈ શકે છે. શૂદ્ર વૈશ્યનો 'દાસ' થઈ શકે છે. આ દાસપ્રથા અનુલોમ ક્રમથી જ લાગુ થઈ શકે છે.

આ પરિવર્તન દાસપ્રથાનું પુર્નગઠન માત્ર હતું અને તે ક્રમિક અસમાનતાનો આધાર હતો, જે ચાર્તુવર્ણનો 'આત્મા' છે. આ બાબતને નકકર રૂપે વ્યકત કરીએ તો આ નિયમનો મતલબ એટલો જ થયો કે; એક બ્રાહ્મણ, એક ક્ષત્રિય, એક વૈશ્ય અને એક શૂદ્ર 'બ્રાહ્મણ'ના દાસ થઈ શકે છે.

એક ક્ષત્રિય, એક વૈશ્ય, તથા એક શૂદ્ર, ક્ષત્રિયના દાસ થઈ શકે છે. એક વૈશ્ય અને એક શૂદ્ર વૈશ્યના 'દાસ' થઈ શકે છે. પરંતુ શૂદ્રનો દાસ કેવળ શૂદ્ર જ થઈ શકે છે. આ બધું હોવા છતાંય દાસ પ્રથાનો કાયદો તો ચાલુ જ હતો. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્ર કોઈ પણ હોય જો તે 'દાસ' બને તો એના ઉપર આ નિયમ લાગુ પડે જ છે.

દાસ લોકોને માટે જે કર્તવ્યો નિશ્ચિત કરવામાં આવ્યાં હતાં, એના તરફ ધ્યાન આપીએ તો આ પ્રકારનું પરિવર્તન એ કંઈ પરિવર્તન જ ન કહી શકાય. એનો તો માત્ર એટલો જ અર્થ થયો કે; જો એક બ્રાહ્મણ 'દાસ' બને એક ક્ષત્રિય 'દાસ' બને, એક વૈશ્ય 'દાસ' બને તો એને ઝાડુ લગાવવાનું કાર્ય તો કરવું જ પડે હા.

એક બ્રાહ્મણ કોઈ પણ ક્ષત્રિય, વૈશ્ય કે શૂદ્રના ઘરમાં ઝાડુ મારશે નહીં. પણ બ્રાહ્મણ દાસ - બ્રાહ્મણના ઘરમાં તો ભંગીનું કાર્ય કરશે જ.

એ જ પ્રકારે એક ક્ષત્રિય એક બ્રાહ્મણ કે ક્ષત્રિયને ઘેર ભંગીનું કામ કરશે, કેવળ એક વૈશ્ય કે શૂદ્રના ઘરમાં આવું કાર્ય કરશે નહીં.

---

૧ બ્રાહ્મણદીનાં વાર્ણાનાનુંલોમ્યેન દાસ્યમ્ બ્રાહ્મણસ્ય ક્ષત્રિયાદય: ।
ક્ષત્રિયસ્ય વૈશ્ય શૂદ્રો । વૈશ્યસ્ય શૂદ્ર ઈન્યમેવમાનુલોમ્યેન દાસભાયો
ભવતિ ન પ્રતિલોમ્યેન ।

એક વૈશ્ય એ બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યને ઘેર ભંગીનું કામ કરશે ને શૂદ્રના ઘરમાં આવું કાર્ય નહીં કરે.

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે; બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જે નિશ્ચિતપણે આર્યો જ છે તે લોકો ગંદામાં ગંદુ કામ એટલે કે ભંગીનું કામ કરતા રહ્યા હતા. જો ભંગીનું કાર્ય એક આર્ય માટે ધૃણિત કાર્ય નહોતું તો પછી એવું કઈ રીતે કહી શકાય કે ગંદા વ્યવસાયો કરવાને લીધે અસ્પૃશ્યતા પેદા થઈ ? એટલે ગંદા વ્યવસાયોમાં સંલગ્ન હોવાથી આ વ્યવસાય કરનારા અછૂતો ગણાયા એવું કહેવું નિરાધાર છે. એવો તર્ક સિધ્ધ થઈ શકતો નથી.

# ભાગ-૪
# અસ્પૃશ્યતાની ઉત્પત્તિ અંગે નવી થિયરી

પ્રકરણ ૯

# અસ્પૃશ્યતાની ઉત્પત્તિનું મૂળ - બૌદ્ધો પ્રત્યેની ઘૃણા

ઈ.સ. ૧૮૭૦થી પ્રત્યેક દસ વર્ષે વસ્તી ગણતરીના કમિશ્નર દ્વારા જનગણના અંગેનો અહેવાલ પ્રકાશિત થતો રહ્યો છે. એમાં ભારતના સામાજિક તથા ધાર્મિક જીવન અંગે અન્યત્ર ક્યાંય ઉપલબ્ધ ન હોય એવી અમૂલ્ય જાણકારી પ્રાપ્ત થઈ શકે તેમ છે. ૧૯૧૦માં પહેલી વખત વસ્તી ગણતરીના કમિશ્નરે ધર્મ અનુસાર વસ્તી જાણવાનું એક કોલમ રાખ્યું હતું. આ લેખમાં (૧) મુસ્લીમ, (૨) હિંદુ તથા (૩) ખ્રિસ્તી વગેરેની જનસંખ્યાનો ઉલ્લેખ છે. ૧૯૧૦ની વસ્તી ગણતરીમાં અહેવાલમાં ચીલાચાલુ પરંપરા છોડીને એક નવિન વાત અપનાવવામાં આવી હતી. પ્રથમ વખત હિંદુઓને ત્રણ ભિન્ન વર્ગોમાં વિભાજિત કર્યા હતા. (૧) હિંદુ, (૨) પ્રકૃતિપૂજક આદિવાસી, અને (૩) અછૂત. ત્યારથી જ આ નવીન વર્ગીકરણ ચાલુ છે.

--II--

૧૯૧૦ પહેલાંના કમિશ્નરોની પરંપરાને છોડી દેવા પાછળ ત્રણ પ્રશ્નો પેદા થાય છે. (૧) ૧૯૧૦ના વસ્તીગણતરી કમિશ્નરે આવું નવીન વર્ગીકરણ શા માટે કર્યું ? (૨) બીજો પ્રશ્ન એ છે કે; આ વર્ગીકરણનો આધાર શું છે ? (૩) ત્રીજો પ્રશ્ન એ છે કે એવાં કયા કારણો હતાં જેને કારણે કેટલાક એવા રિતરિવાજોનો વિકાસ થયો જેનાથી હિંદુઓને ત્રણ ભિન્ન ભાગોમાં વહેંચવાની વાત ઉચિત લાગે છે ?

પહેલાં પ્રશ્નનો જવાબ આપણે ૧૯૦૯માં શ્રી આગાખાનના નેતૃત્વ હેઠળ મુસલમાનોનું એક પ્રતિનિધિમંડળ આવેદનપત્ર લઈને લોર્ડ મિન્ટોને મળ્યું હતું અને આવેદન સુપત્ર કર્યું હતું એમાંથી ઉપલબ્ધ થાય છે.[૧] આ આવેદનપત્રમાં મુસલમાનો માટે ધારાસભા, કાર્યકારીણી અને સરકારી નોકરીઓમાં પર્યાપ્ત

૧ આવેદનપત્ર માટે જુઓ મારું પુસ્તક પાકિસ્તાન પૃ. ૪૩૧

પ્રતિનિધિત્વ મળે એ માટેની યાચના કરવામાં આવી હતી. આ આવેદનપત્રનો કેટલોક ભાગ નીચે પ્રમાણે છે; જેના તરફ હું ધ્યાન દોરવા માગું છું.

"૧૯૦૧માં વસ્તી ગણતરી કરવામાં આવી એના અનુસાર ભારતના મુસ્લીમોની સંખ્યા ૬ કરોડ ૨૦ લાખ ઉપરની બનાવી છે. અર્થાત્ નામદાર સરકારની ભારતીય પ્રજાનો ચોથો કે પાંચમો ભાગ જેટલી લગભગ મુસલમાનોની વસ્તી છે. જો પ્રકૃતિપૂજકો અને બીજા નાના મોટા ધર્માવલંબીઓની કોલમમાં આવનારી અસંસ્કૃત જાતિઓ જે વાસ્તવમાં હિંદુ નહીં હોવા છતાં જેને હિંદુ ગણવામાં આવે છે એને બકાત કરવામાં આવે તો હિંદુઓની સંખ્યાની તુલનામાં મુસલમાનોનું પ્રમાણ વધી જાય છે. એટલે અમે વિનંતી કરીએ છીએ કે અને ઉચિત માનીએ છીએ કે; પ્રતિનિધિત્વ અંગે કોઈ પણ પ્રકારની વિસ્તૃત કે સંકુચિત પધ્ધતિમાં એક એવી જનસંખ્યા જે રશિયાને બાદ કરતાં પ્રથમ દરજ્જાની યુરોપિય શક્તિઓની જનસંખ્યાથી વિશેષ છે, એટલે ઉચિત રીતે જ માગણી કરે છે કે; એને રાજ્યમાં મહત્ત્વપૂર્ણ સ્થાન મળવું જોઈએ."

"અમે નામદાર સરકારની આજ્ઞાથી એક કદમ આગળ વધીને એવો આગ્રહ કરવા ઈચ્છીએ છીએ કે; સીધા કે આડકતરા કોઈ પણ પ્રકારના પ્રતિનિધિત્વમાં અને અન્ય તમામ બાબતોમાં જેનો પદ અને પ્રભાવ સાથે સંબંધ હોય તે મુસ્લીમ જાતિને એમની જનસંખ્યાના પ્રમાણમાં મળવાં જોઈએ; એટલું જ નહીં એમના રાજકીય મહત્ત્વ અને સામ્રાજ્યની રક્ષામાં એમનાથી જે સહાયતા મળે છે એ સંદર્ભના અનુરૂપ હોવી જોઈએ. અમોને એવી પણ આશા છે કે, આ વિષયમાં સરકાર એ વાતનું ધ્યાન રાખે કે સો વર્ષ કરતાંય અધિક સમયસુધી મુસલમાનોની સ્થિતિ કેવી રહી હતી અને એ પણ કે એમાંની યાદ એમના દિલોમાંથી સ્વાભાવિક રીતે જ મટી ગઈ નથી."

જે શબ્દોની નીચે લીટી દોરવામાં આવી છે એનો વિશેષ અર્થ છે. આ શબ્દો આવેદનપત્રમાં એવું સુચિત કરવા માટે જ અંકાયા હતા કે **હિંદુઓની સાથે મુસલમાનોની તુલના કરવામાં આવે તો હિંદુઓની જનસંખ્યા પ્રકૃતિપૂજકોની આદિવાસી જાતિઓ અને અસ્પૃશ્યજાતિઓની જનસંખ્યાને સામેલ કરવામાં ન આવે.**

૧૯૧૦ની વસ્તી ગણતરીના કમિશ્નરે હિંદુઓના વર્ગીકરણની જે નવી પધ્ધતિ સ્વીકૃત કરી એનો અધિકાર મુસલમાનોની વધારે પ્રતિનિધિત્વ મેળવવાની માગણીમાં રહેલું છે. જે હોય તે પણ હિંદુઓએ આ પ્રમાણેનો જ અર્થ તારવ્યો હતો. [1]

વસ્તી ગણતરીના કમિશ્નરે વર્ગીકરણની પધ્ધતિ શા માટે અપનાવી એ પ્રશ્નનો ઉત્તર તો મળી જ ગયો છે અને છતાંય એ ઉત્તર એટલો મહત્ત્વનો નથી. જેટલો બીજા પ્રશ્નનો ઉત્તર છે. મહત્ત્વની જે જાણકારી આ અહેવાલમાંથી ઉપલબ્ધ થઈ છે તે એ છે કે વસ્તી ગણતરીના કમિશ્નરે હિંદુઓના વિવિધ વર્ગોને કયા આધારે અલગ તારવ્યા ?

(૧) જે સો ટકા હિંદુઓ હતા.

(૨) જે નહોતા. એનું વર્ગીકરણ કેવી રીતે કર્યું ?

વસ્તી ગણતરીના કમિશ્નરે આ વર્ગીકરણ માટે જે પરિપત્ર પ્રસારિત કર્યો એમાં વર્ગીકરણનો આધાર આપ્યો છે. જે **સો ટકા હિંદુઓ** છે અને જે **નથી** એનું વર્ગીકરણ કરવા જે ખાસ પ્રકારના પ્રશ્નોની કસોટી એમણે તૈયાર કરી હતી. એવી જાતિ અને જાતિઓનાં લક્ષણ નિમ્ન પ્રકારે આપવામાં આવ્યાં છે.

(૧) જે બ્રાહ્મણોનું પ્રભુત્વ સ્વીકારતા નથી - બ્રાહ્મણની સર્વોપરિતા ઈન્કારે છે.

(૨) જે કોઈ પણ બ્રાહ્મણ કે કોઈ સ્વીકૃત હિંદુ ગુરૂ પાસેથી મંત્ર લેતા નથી.

(૩) જે વેદોને પ્રમાણ માનતા નથી.

---

૧ ૧૯૦૯માં લૉર્ડ મિન્ટોને મુસ્લીમોએ આપેલા આવેદન પછી નિર્ણય લેવામાં આવ્યો. જેમાં તેમણે અલગ અને સપ્રમાણ મુસલમાનોના પ્રતિનિધિત્વની માગણી કરી હતી. હિંદુઓને આ માગણીમાં દાળમાં કંઈક કાળુ હોવાની ગંધ આવેલી એટલે જ વસ્તી ગણતરીના કમિશ્નરે નોંધ્યું છે.
“યોગાનુયોગ આ પ્રકારની તપાસ કરવાના નિર્ણયને કારણે કેટલાક ક્ષેત્રોમાં ગરમી આવી ગયેલી; કારણ કે આ ગણતરી એવા સમયે કરવામાં આવી હતી જ્યારે મુસલમાનોની માગણી સામે હરિફ હિંદુઓ લેજીસ્લેટીવ એસેમ્બલીમાં પ્રતિનિધિત્વ અંગેની વાતની ચર્ચા કરી રહ્યા હતા અને એટલે હિંદુઓને લાગ્યું કે એમનામાંથી કેટલીક કેટેગરીને અલગ તારવવામાં આવશે અને તેથી નિર્ણય તેમની વિરુધ્ધ જશે. અને એમનું રાજનૈતિક મહત્ત્વ ઘટી જશે. ભાગ-૧ પૃ. ૧૧૬

(૪) જે હિંદુ દેવતાઓની પૂજા કરતા નથી.

(૫) સારા કહેવાતા બ્રાહ્મણો જેમનું ગોરપદું કરતા નથી.

(૬) જેઓ કોઈ બ્રાહ્મણને પુરોહિત તરીકે રાખતા નથી.

(૭) જેઓ હિંદુઓના મંદિરમાં પ્રવેશ મેળવી શકતા નથી.

(૮) જેમનો 'સ્પર્શ' અભડાવે છે અથવા નિશ્ચિત સીમાની મર્યાદામાં આવી જવાથી અપવિત્રતાનું કારણ બને છે.

(૯) જેઓ મૃતદેહોને દાટે છે.

(૧૦) જેઓ ગૌમાંસ ખાય છે અને ગાયને કોઈ વિશેષ પ્રકારનો આદર આપતા નથી.

આ દસ કસોટીઓ[૧]માંથી કેટલીક એવી છે જે હિંદુઓને આદિવાસીઓથી અલગ પાડે છે અને બાકીની એવી છે જે 'અછૂતો'ને અલગ પાડે છે. 'અછૂતો'ને હિંદુઓથી અલગ પાડનારી કસોટીનો ક્રમ ૨, ૫, ૬, ૭ અને ૧૦ છે. આપણે જે પ્રશ્નનો વિચાર કરીએ છીએ તે માટે આ કસોટી પ્રશ્નો વિશેષ રૂપે મહત્ત્વના છે.

આ કસોટી પ્રશ્નોને આપણે અલગ અલગ હિસ્સામાં વિભાજિત કરીએ અને એની ઉપર અલગ અલગ રીતે વિચારણા કરીએ તો વધારે સ્પષ્ટતા થશે. આ પરિચ્છેદમાં કેવળ ક્રમ સંખ્યા (૨), (૫), અને (૬)નો વિચાર કરી લઈએ. ક્રમ સંખ્યા (૨), (૫), (૬)ની પ્રશ્ન કસોટીઓ અંગે વસ્તીગણતરીમાં કમિશ્નરને જે જવાબો મળ્યા છે એનાથી એટલું જ સિધ્ધ થાય છે કે,

(૧) અછૂતો કોઈ પણ બ્રાહ્મણ પાસેથી મંત્ર લેતા નથી.

(૨) સારા ગણાતા બ્રાહ્મણો અછૂતોનું ગોરપદું કરતા નથી.

(૩) અછૂતોએ પોતાનામાંથી જ પેદા કરેલા પોતાના પુરોહિતો હોય છે.

તમામ પ્રાંતના વસ્તી ગણતરી કમિશ્નરો આ બાબતો અંગે સંમત છે.[૨]

૧ સેન્શસ ઓફ ઈંડિયા (૧૯૧૧) ભાગ-૧ પૃ. ૧૧૭ જુઓ

૨ જુઓ સેન્શસ ઑફ ઈન્ડિયા ૧૯૧૧. આસામ માટે પૃ. ૪૦ બંગાળ બિહાર અને ઓરિસ્સા માટે પૃ. ૨૮૨. સેંટ્રલ પ્રોવિન્સ માટે પૃ. ૭૩, મદ્રાસ માટે પૃ. ૫૧, પંજાબ માટે પૃ. ૧૦૯, ઉત્તર પ્રદેશ માટે પૃ. ૧૨૧, વડોદરા રાજ્ય માટે પૃ. ૫૫, મૈસુર માટે પૃ. ૫૩, રાજપૂતાના માટે પૃ. ૯૪ થી ૧૦૫ અને ત્રાવણકોર માટે પૃ. ૧૯૮.

આ પ્રશ્નોમાં સૌથી મહત્ત્વનો પ્રશ્ન ત્રીજો છે. દુર્ભાગ્યે વસ્તી ગણતરીના કમિશ્નર એને બરાબર સમજી શક્યા નથી કારણ કે પ્રશ્નાવલીમાં તે પ્રશ્નની ભીતરમાં તળિયે સુધી ગયા નથી. એમણે એ વાતને જાણવાનો કે શોધવાનો પ્રયાસ કર્યો નથી કે અછૂતો બ્રાહ્મણો પાસેથી મંત્ર શા માટે લેતા નથી ? બ્રાહ્મણો શા માટે અછૂતોનું પુરોહિતપણું કરતા નથી ? અછૂતો પોતાના જ પુરોહિતો રાખવાનું શા માટે પસંદ કરે છે ? આ બધા પ્રશ્નોમાં 'શા માટે' પ્રશ્નનું અધિક મહત્ત્વ છે. આ પ્રશ્નોમાં 'શા માટે ?'ની શોધ કરવા ઊંડાણમાં ઉતરવાની જરુરિયાત છે કારણ કે અછૂતપણાનું મૂળ આ પ્રશ્નોમાં જ ક્યાંક છુપાયેલું છે.

આ ખોજ કાર્યમાં આગળ વધતાં પહેલાં એક વાત પ્રત્યે ધ્યાન આપવું જરુરી છે કે; વસ્તી ગણતરીના કમિશ્નરની પ્રશ્નાવલી એક પક્ષીય (One Sided) હતી. આ પ્રશ્નથી એ બાબતો તો પ્રગટ થાય છે કે; બ્રાહ્મણો અછૂતો પ્રત્યે ઘૃણાનો ભાવ રાખતા હતા. **પણ એ વાત પ્રગટ થતી નથી કે 'અછૂતો' પણ બ્રાહ્મણો પ્રત્યે તિરસ્કાર અને ઘૃણા રાખતા હતા.** આ એક વાસ્તવિકતા છે જે સ્ફૂટ થઈ નથી. લોકો એવું વિચારે છે કે બ્રાહ્મણો અછૂતો કરતાં ઊંચા છે. આ બાબત એટલે ગળે ઉતરી ગઈ છે કે જો લોકોને એવું કહેવામાં આવે કે; અછૂતો પણ બ્રાહ્મણને અપવિત્ર માનતા હતા તો લોકોને આશ્ચર્ય થશે. જે લેખકોએ સામાજિક રીતરિવાજોનો અભ્યાસ ઊંડાણથી કર્યો છે એમણે એમની પરીક્ષા કરીને આ બાબતનો ઉલ્લેખ કર્યો છે. આ વિષયમાં કોઈ પણ પ્રકારનો સંદેહ રહેવો જોઈએ નહીં. આ શંકાના નિવારણ અર્થે એવા લેખકોના લેખોમાંથી કેટલાક ઉદાહરણો નીચે મુજબ છે જે ધ્યાનપાત્ર છે.

શ્રી અબ્બે દુબીયસ (Abbe Dabois)નું કહેવું છે કે;[૧]આજે પણ ગામમાં પરિયાહ (Pariah) ગામમાં બ્રાહ્મણોની ગલીમાંથી પસાર થઈ શકતા નથી. જો કે શહેરોમાં બ્રાહ્મણોના ઘરો પાસેથી પસાર થાય તો કોઈ એમને રોકતું નથી. અથવા એમને રોકી શકાતા નથી. પરંતુ બીજી બાજુ પરિયાહ પણ કોઈ પણ

૧ હિંદુ મેનર્સ એન્ડ કસ્ટમ્સ (૩જી આવૃત્તિ) પૃ. ૬૧.

સંજોગોમાં એક બ્રાહ્મણને પોતાની ઝુંપડીઓ વચ્ચેથી પસાર થવા દેતો નથી. એમનો પાકો વિશ્વાસ છે કે; બ્રાહ્મણ એમના વિનાશનું કારણ છે."

તાંજોર જિલ્લાના ગેઝેટીયરના સંપાદક શ્રી હેમિંગ્વે (Mr. Hemingsway)નું કથન છે કે;[1]

આ જાતિ (તાંજોર જિલ્લાના અસ્પૃશ્યો) કોઈ પણ બ્રાહ્મણનો એમના મહોલ્લામાં પ્રવેશ થાય એનો ઘોર વિરોધ કરે છે. એમનો વિશ્વાસ છે કે; એનાથી મોટી હાની સર્જાય છે.

મૈસુરના હસન જિલ્લાના હેલેયા (Holeyas) લોકો અંગે લખતાં કેપ્ટન શ્રી જે. એફ. મેકેન્ઝી લખે છે કે;[2]

"ગામની સીમાની બહાર પ્રત્યેક ગામમાં હોલેગીરિ છે જેમાં હોલેયા લોકો નિવાસ કરે છે. પહેલાના ખેત મજદૂર ગુલામોને હોલિયર કહેવામાં આવે છે. એમનું નિવાસસ્થાન હોવાથી મને લાગ્યું કે આ લોકો ગંદા વસવાટોમાં રહેવાથી ગંદી નસલના (વંશના) ગણાય છે. જેમના સ્પર્શમાત્રથી અપવિત્રતા પેદા થાય છે."

સામાન્ય રીતે કોઈ પણ બ્રાહ્મણ કોઈ પણ હોલિયરના હાથથી કોઈ પણ વસ્તુ ગ્રહણ કરવાનો ઈન્કાર કરે છે. એનું કારણ આવું જ બતાવે છે અને છતાંય હોલિયરોની વસ્તીમાંથી અપમાનીત થયા વિના જો પસાર થઈ જાય તો એને મોટું ભાગ્ય સમજે છે. **બ્રાહ્મણ એમની વસ્તીમાંથી પસાર થાય એને હોલિયરો કદાપિ સ્વીકારતા નથી. જો કોઈ બ્રાહ્મણ હોલિયરોની વસાહતોમાં બળજબરીથી ધુસે તો તમામે તમામ હોલિયરો ભેગા થઈને બ્રાહ્મણંને જુતાનો માર મારે છે. પહેલાં તો એવું કહેવાતું કે બ્રાહ્મણને બધા એકઠા થઈને જાનથી જ મારી નાખતા હતા.** બીજી જાતિના લોકો હોલિયરોના દરવાજા સુધી તો આવી શકે પણ ઘરમાં ધુસી શકતા નથી. જો કોઈ સ્પૃશ્ય એમના ઘરમાં ધુસી જાય તો એમના માથે બદનસીબી આવે છે. જો કોઈ ગમે તે રીતે હોલિયરના ઘરમાં

૧ ગેઝેટિયર ઓફ તાન્જોર ડિસ્ટ્રીક્ટ (૧૯૦૬) પૃ. ૮૦

૨ ઇંડિયન એન્ટીક્વેરી ૧૮૮૩ II ૬૫.

ઘુસી જાય તો ઘરનો માલિક આગંતુકનું કપડું ફાડી એના એક ખૂણામાં મીઠું બાંધી દેશે અને એને ઘરની બહાર હાંકી કાઢશે. એનાથી એવું માનવામાં આવે છે કે; સીમાઉલંઘન કરનારનું ભાગ્ય આ કૃત્યથી ઊંધું થઈ જાય છે અને ઘરના માલિક ઉપર કોઈ પણ પ્રકારની આપત્તિ આવશે નહીં.

આ વિચિત્રતાની વ્યાખ્યા શું હોઈ શકે ? એની ગમે તે વ્યાખ્યા હોય, એનો આરંભની સ્થિતિ સાથે મેળ બેસાડવો જોઈએ. એટલે કે; એવા એક સમયે જ્યારે તેઓ અછૂત નહોતા ગણાતા. પણ માત્ર છિન્ન ભિન્ન જુથના વિખરાયેલા લોકો હતા, એ સ્થિતિના સંદર્ભમાં આ બાબતનો વિચાર કરવો જોઈએ.

આપણે એવો પ્રશ્ન પૂછવો જોઈએ કે; બ્રાહ્મણોએ આ જૂથ વિછિન્ન લોકો (Brokenmen)ના ધાર્મિક રીતરિવાજોના પ્રસંગે પુરોહિત તરીકેનું કામ કરવાનો ઈન્કાર શા માટે કરી દીધો ? બ્રાહ્મણોએ જ પૌરોહિત્ય કરવાનો ઈન્કાર કર્યો હતો? અથવા એવી વાત તો નથી ને કે, જુથ વિછિન્ન લોકોએ જ બ્રાહ્મણોને નિમંત્રીત કરવાનો ઈન્કાર કરી દીધો હતો ? બ્રાહ્મણોએ જુથથી વિખરાયેલા પરાસ્ત લોકોને 'અપવિત્ર' શા માટે માન્યા ? આ પરસ્પરની ઘૃણાનું કારણ શું છે ?

પારસ્પરિક ઘૃણાની એક વ્યાખ્યા આપી શકાય તેમ છે. જુથથી વિખરાયેલા - પરાસ્ત લોકો બૌધ્ધો હતા, તેઓ બ્રાહ્મણોનો આદર કરતા નહોતા, એમને ગોરપદું આપતા નહોતા. એટલું જ નહીં બ્રાહ્મણોને અપવિત્ર માનતા હતા. બીજી બાજુ બ્રાહ્મણો પણ આ દળવિછિન્ન લોકોને (Brokenmen) પસંદ કરતા નહોતા. કારણ કે તેઓ બૌધ્ધો હતા. એમની વિરુધ્ધ ઘૃણાનો પ્રચાર કરતા હતા. એનું પરિણામ એ આવ્યું કે; દળવિછિન્ન આદમીઓને અછૂત સમજવામાં આવ્યા.

આપણી પાસે આ વાતનું કોઈ સીધું પ્રમાણ નથી કે દળવિછિન્ન લોકો બૌધ્ધ હતા. પરંતુ એના માટે કોઈ પણ પ્રમાણની આવશ્યકતા પણ નથી. કારણ કે એ સમયે અધિકાંશ હિંદુઓ બૌધ્ધધર્મી હતા અને એટલે જ આપણે માનવું જોઈએ કે આ દળવિછિન્ન લોકો બૌધ્ધ હતા.

હિંદુઓના મનમાં બૌધ્ધો પ્રત્યે ઘૃણાનો ભાવ વિદ્યમાન હતો અને આ ઘૃણાભાવ બ્રાહ્મણોએ જ પેદા કર્યો હતો એ વાત માટે તો ઘણાં પ્રમાણો ઉપલબ્ધ છે.

નીલકંઠે પોતાના 'પ્રાયશ્ચિત મયૂખ'માં [1]મનુનો એક શ્લોક ટાંક્યો છે જેનો અર્થ આ પ્રકારે છે :-

"જો માણસ કોઈ બૌધ્ધને, પાશુપત પુષ્પને, લોકાયતને, નાસ્તિકને અથવા કોઈ મહાપાતકીનો સ્પર્શ કરશે તો તે સ્નાન કરવાથી શુધ્ધ થશે."

અપરાર્ક પોતાની સ્મૃતિમાં આ જ મતનો પ્રચાર કર્યો છે.[2]

વૃધ્ધ હારિતે એક કદમ આગળ જઈને બૌધ્ધ મંદિરમાં જવાનું જ પાપ માન્યું છે. એનાથી મુક્ત થવા માટે મનુષ્યે સ્નાન કરવાનું પ્રાવધાન કર્યું છે."

બુધ્ધના અનુયાયીઓ વિરુધ્ધ આ ઘૃણાભાવનો કેટલો મોટો પ્રચાર થઈ ગયો હતો તે સંસ્કૃત નાટકો જોવાથી મળે તેમ છે. આ દુર્ભાવનાનું સૌથી મોટું પ્રમાણ 'મૃચ્છકટિક' નાટકમાં જોવા મળે છે. નાટકના સાતમા પ્રકરણમાં નાયક ચારુદત્ત પોતાના મિત્ર મૈત્રેયની સાથે નગરની બહાર બગીચામાં વસંતસેનાની પ્રતિક્ષા કરી રહ્યો છે. તે નથી આવી એટલે ચારુદત્ત બગીચામાંથી જતો રહેવા ઈચ્છે છે. જેવા તેઓ વિદાય થાય છે તે વખતે '**સંવાહક**' નામના બૌધ્ધ ભિક્ષુને જુએ છે. એને જોઈને ચારુદત્ત કહે છે :

"મિત્ર મૈત્રેય, હું વસંતસેનાને મળવા ઉત્સુક છું. ચાલો આપણે જઈએ. (થોડુંક ચાલીને) ઓહ ! આ તો અપશુકન થઈ ગયા. એક બૌધ્ધ શ્રામણ આપણી તરફ ચાલ્યો આવે છે. (થોડો વિચાર કરીને). ઠીક ! એને આવવા દો, આપણે આ બીજા રસ્તેથી નીકળી જઈશું. (ચાલ્યા જાય છે.)

આઠમાં પ્રકરણમાં ભિક્ષુ રાજાના સાળા શકારના બગીચામાં એક તળાવ ઉપર કપડાં ધોઈ રહ્યો છે. વિટની સાથે શકાર આવે છે અને એને જોઈને

૧ ઘોરપડે સંપાદિત : પૃ. ૯૫.
૨ સ્મૃતિ સમુચ્ચય I પૃ. ૧૧૮

મારવાની ધમકી આપે છે. એમની વચ્ચેનો નિમ્નલિખિત વાર્તાલાપ મહત્ત્વનો છે.

"શકાર : ઉભો રહે દુષ્ટ શ્રમણ"

શ્રમણ : ઓહ ! આ તો રાજાનો સાળો છે. ને કોઈક શ્રમણથી રુઠેલો છે. એટલે હવે જે કોઈ શ્રમણ મળે છે એને એ મારવા માંડે છે.

શકાર : ઉભો રહે ! હું તારા માથાના એટલા ટુકડે ટુકડા કરી નાખીશ જેમ કોઈ મૂળાના ટુકડા કરે છે. (મારે છે.)

વિટ : મિત્ર, એક શ્રમણને, જેણે સંસારનો ત્યાગ કરીને ચિવર ધારણ કર્યા છે એમને મારવું ઠીક નથી.

શ્રમણ : ઉપાસક પ્રસન્ન રહે !

શકાર : જોયું મિત્ર ! આ મને ગાળો ભાંડે છે.

વિટ : આ શું કહી રહ્યો છે ?

શકાર : મને ઉપાસક કહી રહ્યો છે. શું હું હજામ છું ?

વિટ : તો વાસ્તવમાં તમને બુધ્ધના ઉપાસક બનાવી તમારી પ્રસંશા કરે છે.

શકાર : આ અહીં શા માટે આવ્યો છે ?

શ્રમણ : આ ચિવરને ધોવા માટે !

શકાર : ઓહ ! અરે દુષ્ટ શ્રમણ હું હવે આ તળાવમાં સ્નાન નહીં કરી શકું. હું તને એક ઝાટકે મારી નાખીશ.[1]

પુષ્કળ મારપીટ કર્યા પછી શ્રમણને જવા દે છે. અહીં હિંદુઓની ભીડની વચ્ચે એક શ્રમણ (બૌધ્ધ ભિખ્ખુ) દેખાય છે. એનાથી લોકો દૂર દૂર જતા રહે છે અને એનાથી બચવાનો પ્રયાસ કરે છે. એના વિરુધ્ધ ઘૃણાનો ભાવ એટલો જબરદસ્ત છે કે; જે સડક પર તે ચાલે છે, લોકો એ સડક છોડી દે છે. ઘૃણાનો

૧ ચારુદત્ત : સખે મૈત્રેય । વસંતસેના દર્શનોત્સુકોડયં જન... તદેહીં પ્રચ્છવ: । (પરિક્રમ્ય) કથમભિમુખમનામ્યુદયિકં શ્રમળકદર્શનમ્ । (વિચાર્ય) પ્રવિશત્વયમનેન યથા । વયમપ્યનેનૈવ યથા ગચ્છાવ: । ઈતિ નિષ્ક્રાન્ત: મૃચ્છકટિક ભાગ-૩

ભાવ એટલો જોરદાર છે કે, બૌધ્ધનો પ્રવેશ કોઈ પણ વ્યક્તિને બહાર કાઢવા માટે પર્યાપ્ત છે.

બૌધ્ધ શ્રમણનો દરજ્જો બ્રાહ્મણની સમાન છે. બ્રાહ્મણ મૃત્યુદંડથી મુક્ત છે એને શારીરિક દંડ પણ આપવાની મનાઈ છે. પરંતુ એક બૌધ્ધ શ્રમણને મારી નાખી શકાય છે. એમાં કોઈ પછતાવો, કોઈ પ્રકારની આત્મગ્લાનિ કે કોઈ પણ પ્રકારનો વાંધો લેવામાં આવતો નથી.

દળવિછિન્ન લોકો બૌધ્ધ હતા અને બૌધ્ધ ધર્મ ઉપર બ્રાહ્મણધર્મ ચઢી બેઠો હતો. એ વાતનો આપણે સ્વીકાર કરી લઈએ તો જે લોકોએ બ્રાહ્મણધર્મનો સ્વીકાર કર્યો નહીં અને બૌધ્ધધર્મને વળગી રહ્યા એમના પ્રત્યેની ઘૃણા અને ઉભા થતા પ્રશ્નોનો ઉકેલ મળી રહે છે. આ સ્વીકૃતિ પછી કહી શકાય કે 'અછૂત' બ્રાહ્મણોને અપશુકનીયાળ શા માટે ગણે છે. તેઓ શા માટે એમને પુરોહિત તરીકે સ્વીકારતા નથી અને પોતાના મહોલ્લાઓમાં શા માટે જવા દેતા નથી. આ સ્વીકૃતિ પછી એ વાતનો પણ તાળો બેસી જાય છે કે, આ દળવિછિન્ન લોકોને શા માટે અછૂત ગણવામાં આવ્યા ? આ દળવિછિન્ન લોકો બ્રાહ્મણો પ્રત્યે તિરસ્કાર અને ઘૃણાભાવ રાખતા હતા. કારણ કે બ્રાહ્મણો બૌધ્ધધર્મના શત્રુઓ હતા અને બ્રાહ્મણોએ આ દળવિછિન્ન આદમીઓને અછૂત બનાવી દીધા હતા. કારણ કે તેઓ બૌધ્ધધર્મ છોડવા માટે તૈયાર નહોતા. આ તર્ક દ્વારા આપણે એવા પરિણામ પર પહોંચી શકીએ છીએ કે; અછૂતપણાના મૂળ કારણોમાંનું એક કારણ બ્રાહ્મણોએ બૌધ્ધો પ્રત્યે પેદા કરેલા ઘૃણાભાવને આભારી છે.

હવે એવો પ્રશ્ન કોઈ પૂછે છે બૌધ્ધધર્મ અને બ્રાહ્મણધર્મ વચ્ચેની ઘૃણા જ આ દળવિછિન્ન આદમીઓને અછૂત બનાવવા માટેનું એક માત્ર કારણ હતું ? તો એનો જવાબ સ્પષ્ટ જ છે કે 'ના'.

બ્રાહ્મણોએ બૌધ્ધોની વિરુધ્ધમાં ઘૃણાના ભાવનો પ્રચાર કર્યો હતો. આ દળવિછિન્ન લોકો વિરુધ્ધ વિશેષ રૂપે આવું કરવામાં આવ્યું નહોતું. તો પછી પ્રશ્ન ઉઠે છે કે; 'અછૂતપણું' કેવળ આ દળવિછિન્ન આદમીઓને માથે જ શા માટે ચોંટી ગયું ? આ ઉપરથી એ બાબત સ્પષ્ટ થાય છે કે; આ સિવાય પણ એવી વિકટ પરિસ્થિતિ બની હશે જેના કારણે અછૂતપણું આ દળવિછિન્ન લોકોને

માથે જ ઠોકી બેસાડવામાં આવ્યું. એવી પરિસ્થિતિ કઈ હશે ? આગળના પ્રકરણોમાં આ દિશામાં કોઈક નિર્ણય ઉપર પહોંચવાનો આપણે પ્રયત્ન કરીશું.

પ્રકરણ ૧૦

# અસ્પૃશ્યતાની ઉત્પત્તિનું મૂળ - ગૌમાંસ ભક્ષણ

હવે આપણે વસ્તી ગણતરીના કમિશ્નરે જે પરિપત્ર પ્રસારિત કર્યો હતો એની દસમી કસોટી અંગે વિચાર કરવા માગીએ છીએ. આ કસોટી અંગે પહેલા પરિચ્છેદમાં થોડીક ચર્ચા થઈ ચૂકી છે. અત્યારે ગૌમાંસ ખાવા અંગે વિચાર કરવાના છીએ.

વસ્તી ગણતરીના પરિણામોથી જાણવા મળ્યું છે કે જે જાતિઓને આજકાલ 'અછૂત' ગણવામાં આવે છે એમના ભોજનનું મુખ્ય અંગ મૃત ગૌનું માંસ છે. હિંદુઓની કોઈ પણ જાતિને ગમે તેટલી નીચી માનવામાં આવતી હોય, પણ તે ગૌમાંસનો સ્પર્શ કરશે નહીં. બીજી બાજુ એવી કોઈ પણ 'અછૂતજાતિ' નથી જેને ગૌમાંસ સાથે કોઈને કોઈ પ્રકારનો વ્યવહાર ન હોય ! કેટલાક મૃત ગાયનું માંસ ખાય છે, કેટલાક એનું ચામડું ઉતારે છે, કેટલાક ચામડાં અને હાડકાંની ચીજો બનાવે છે.

વસ્તી ગણતરીના કમિશ્નરની શોધખોળ અને તપાસને અંતે એવું પ્રમાણિત થયું છે કે; અછૂતો ગૌમાંસ ખાય છે. તો પ્રશ્ન એ થાય છે કે; શું ગૌમાંસાહારનો અછૂતપણાની ઉત્પત્તિ સાથે કોઈ સંબંધ છે ખરો ? અથવા અછૂતોના આર્થિક જીવનમાંની આ એક સામાન્ય ઘટના જ છે ? શું આપણે એવું વિધાન કરી શકીએ તેમ છીએ કે ગૌમાંસ ખાવાને લીધે દળવિછિન્ન લોકોને (Broken men) અછૂતો બનાવવામાં આવ્યાં ? આ પ્રશ્નોના ઉત્તરો નિ:સંકોચ 'હા'માં આપી શકાય તેમ છે. એ સિવાયના કોઈ પણ જવાબનો આપણી જાણકારી સાથે મેળ બેસી શકે તેમ છે નહીં.

એક વાત તો નિશ્ચિત છે કે, 'અછૂત' અથવા 'અછૂતો'ની મોટી મોટી ગણાતી જ્ઞાતિઓ ગૌમાંસ ખાય છે અને જે 'ગૌમાંસ' ખાય છે એમને અછૂત ગણવામાં આવે છે. એ સિવાય કોઈને અછૂત ગણવામાં આવતા નથી. 'અસ્પૃશ્યતા' અને મૃતગૌનું માંસનો ઉપયોગ એટલો અધિક અને એટલો નીકટનો છે કે એને જ અછૂતપણાનું કારણ માનવાની વાત લગભગ અકાટ્ય પ્રતિત થાય

છે. અછૂતો અને હિંદુઓને પૃથ્થક કરનારી કોઈ મહત્ત્વની વસ્તુ હોય તો તે માત્ર મૃતગૌમાંસનો આહાર જ છે. ઉપરછલ્લી દ્રષ્ટીએ પણ હિંદુઓના નિષિધ્ધ ભોજન અંગેના નિયમોનું અધ્યયન કરવામાં આવે તો એ વાત સ્પષ્ટ થઈ જાય તેમ છે કે ભોજન અંગે બે નિષેધાજ્ઞાઓ એવી છે જેના દ્વારા વિભાજક રેખા ખેંચી શકાય તેમ છે.

એક નિષેધાજ્ઞા તો માંસ ન ખાવા અંગેની છે. આ દ્વારા હિંદુઓના બે ભાગ પડે છે. એક છે શાકાહારી અને બીજો છે માંસાહારી.

બીજી નિષેધાજ્ઞા છે ગૌમાંસનું ભક્ષણ નહીં કરવાની. આ આજ્ઞા દ્વારા માંસાહારી હિંદુઓના બે વિભાગ પડે છે. એક છે ગૌમાંસ આહારી અને ગૌમાંસ નહીં ખાનારા લોકો.

અછૂતપણા અંગે વિચાર કરતાં પહેલી વિભાજક રેખાનું કોઈ મહત્ત્વ છે નહીં. પરંતુ બીજી વિભાજક રેખાનું મહત્ત્વ છે. કારણ કે આ રેખા સ્પૃશ્યોને અસ્પૃશ્યોથી સંપૂર્ણ રીતે અલગ તારવી બતાવે છે. સ્પૃશ્ય લોકો ચાહે શાકાહારી હો, કે માંસાહારી બન્ને એક બાબતમાં તો એકમતી ધરાવે છે કે ગૌમાંસનો આહાર તરીકે ઉપયોગ કરવો નહીં. એના વિરુધ્ધમાં 'અછૂતો' એવા લોકો છે જે ગૌમાંસ ખાય છે. એનો કોઈ અનુપાત નક્કી નથી. એ વાત તો એમની સહજ આદત મુજબનું ચીલાચાલુ કાર્ય જ છે.[૧]

જે લોકોને ગૌમાંસાહાર અત્યંત ઘૃણાસ્પદ લાગે છે તેઓ ગૌમાંસાહારીઓને 'અછૂત' સમજવા લાગ્યા એ વાત સમજવામાં કોઈ વિશેષ અડચણ લાગે તેમ નથી.

વાસ્તવમાં ગૌમાંસાહાર જ અસ્પૃશ્યતાનું મુખ્ય કારણ છે. એ અંગે કોઈ પણ પ્રકારની બીજી કલ્પના કરવાની આવશ્યકતા છે નહીં. આ નવો સિધ્ધાંત છે પણ એનું સમર્થન હિંદુધર્મ શાસ્ત્રો પણ કરે જ છે. વેદવ્યાસ સ્મૃતિમાં

૧ 'સ્પૃશ્યો' - 'અસ્પૃશ્યો' પર ગૌમાંસ ખાવાનું દોષારોપણ કરે છે. અછૂતોએ ગૌમાંસ ખાવાનું છોડવાને બદલે એક નવા જ તર્કનું નિર્માણ કર્યું છે. એમનું કહેવું છે કે; અમે મૃતગાયના માંસને અહીં તહીં ફેંકી દેવાને બદલે એને ખાઈ લઈએ છીએ. આ અમારી ગાયભક્તિનું જ શ્રેષ્ઠતમ ઉદાહરણ છે.

નિમ્નલિખિત શ્લોક છે જેમાં અંત્યજોની શ્રેણીમાં ગણવામાં આવેલી જાતિઓની યાદી છે અને એમને અછૂત ગણવાનું કારણ પણ બતાવવામાં આવ્યું છે. [૧]

"ચર્મકાર ભટ્ટ (સૈનિક) ભીલ, રજક (ધોબી) પુષ્કર, નટ (તૂરી), વ્રાત્ય, મેડ, ચાંડાલ, દાસ, સોપાક, કોલિક તથા તેઓ અન્ય જે ગૌમાંસ ખાય છે તેમને અંત્યજ ગણવામાં આવે છે."

સામાન્યત: સ્મૃતિકારો પોતાના વિધાનો અને મંતવ્યોમાં 'શા માટે' અને 'કેવી રીતે' એવા પ્રશ્નના ચક્કરમાં પડતા નથી. પણ આ શ્લોક એમાં અપવાદ છે કારણ કે અહીં વેદવ્યાસ 'અછૂતપણા' ના કારણની વ્યાખ્યા કરે છે એમાં "અને અન્ય સૌ કોઈ જે ગૌમાંસ ખાય છે" - આ શબ્દો અત્યંત મહત્ત્વના છે. એનો મતલબ એટલો જ કે; સ્મૃતિકારો એ વાતને જાણતા હતા કે; 'અછૂતપણા'નું મૂળ કારણ 'ગૌમાંસાહાર' છે. વેદવ્યાસના આ કથન પછી કોઈ પણ પ્રકારના તર્ક-વિતર્ક માટે અવકાશ હોઈ જ શકે નહીં. આ વિધાન તો સ્વયં સ્પષ્ટ જ છે અને એની વિશેષતા એ છે કે; આ વ્યાખ્યા બુધ્ધિસંગત પણ લાગે છે, કારણ કે આપણી જાણકારીમાં જે વસ્તુઓ છે એની સાથે સ્મૃતિકારની વાતનો મેળ બેસે છે.

'અછૂતપણા'ના કારણો અંગે આ નવિન ખોજમાં આપણને બે બાબતો હાથમાં આવી છે.

એક વાત તો છે બૌધ્ધોના વિરુધ્ધમાં બ્રાહ્મણોએ જે સામાન્ય ઘૃણાભાવ ફેલાવી રાખ્યો હતો એનો તાળો મળે છે.

અને બીજી બાબત એ છે કે દળવિછિન્ન લોકોને ગૌમાંસ ખાવાની આદત છે.

પહેલી વાત અંગે તો એટલું જ કહી શકાય કે દળવિછિન્ન લોકો પર અસ્પૃશ્યતાનું કલંક લગાવવા 'ઘૃણાભાવ' એ પર્યાપ્ત કારણ નથી. કારણ કે બ્રાહ્મણોએ બૌધ્ધોની વિરુધ્ધ જે ઘૃણાનો પ્રચાર કર્યો હતો એ તો સામાન્ય રીતે તમામ બૌધ્ધો પ્રત્યેનો હતો. માત્ર દળવિછિન્ન લોકો વિરુધ્ધ જ એવો પ્રચાર

૧ કાણે લિખિત હિસ્ટ્રી ઓફ ધર્મશાસ્ત્ર વો. II ભાગ-૧ પૃ. ૭૧.

કર્યો હતો એમ કહી શકાય નહીં. હવે પ્રશ્ન એ થાય છે કે તમામ બૌધ્ધોને બદલે માત્ર દળવિછિન્ન લોકોને જ અછૂતો શા માટે ગણવામાં આવ્યા ? એનું મુખ્ય કારણ એ જ છે કે; આ દળવિછિન્ન લોકો બૌધ્ધો તો હતા જ પણ સાથોસાથ એમણે મૃતગૌના માંસને ખાવાનું પણ ચાલુ રાખ્યું હતું. આનાથી બ્રાહ્મણોને પોતાની નવી ગૌભક્તિને એની ચરમસીમા સુધી બતાવવાનો વધારાનો અવસર પ્રાપ્ત થઈ ગયો. આ ઉપરથી આપણે એવા પરિણામ પર પહોંચી શકીએ છીએ કે; દળવિછિન્ન લોકો બૌધ્ધો હોવાને લીધે ઘૃણાના પાત્ર તો હતા જ પણ ગૌમાંસાહાર ચાલુ રાખવાને કારણે એમના પ્રત્યેની ઘૃણા બેવડાઈ અને ગૌમાંસાહાર 'અછૂતપણા'નું કારણ બન્યું.

ગૌમાંસાહારને 'અછૂતપણા'નું કારણ ગણીએ તો આ સિધ્ધાંતનો સ્વીકાર કરવામાં અનેક પ્રશ્નો પેદા થાય તેમ છે. જે સમીક્ષકો છે તે અવશ્ય પ્રશ્ન પૂછશે કે 'હિંદુઓનો ગૌમાંસાહાર વિરુધ્ધ ઘૃણાનું કારણ શું હતું ? શું હિંદુઓ સદૈવ ગૌમાંસાહારની વિરુધ્ધ જ રહ્યા છે ? જો એનો જવાબ નકારમાં હોય તો આ ઘૃણાભાવ કેવી રીતે ઉત્પન્ન થયો ? શું અછુતો આરંભથી જ ગૌમાંસાહાર કરતા આવ્યાં છે ? જે સમયે હિંદુઓએ ગૌમાંસાહાર છોડી દીધું એ જ વખતે અછૂતોએ પણ શા માટે છોડી દીધું નહીં ? શું આજના અછૂતો સદૈવ અછૂતો જ રહેલા છે? એક એવો સમય જો હોય જ્યારે આજના અછૂતો ગૌમાંસાહારી હોવા છતાંય અછૂત ગણાતા નહોતા તો પછી પાછળથી ગૌમાંસાહાર 'અછૂતપણા'નું કારણ કેવી રીતે બન્યું ? જો હિંદુઓ પણ ગૌમાંસાહાર કરતા રહ્યા હોય તો એમણે ગૌમાંસાહારનો ત્યાગ ક્યારે કર્યો ? જો 'અછૂતપણું' હિંદુઓના ગૌમાંસાહાર વિરુધ્ધ ઘૃણાની પ્રતિચ્છાયા હોય, તો હિંદુઓએ ગૌમાંસાહાર છોડ્યું એના કેટલા સમય બાદ 'અછૂતપણું' અસ્તિત્વમાં આવ્યું ? આ તમામ ઊભા થતા પ્રશ્નોના જવાબ આપવા પડશે. જવાબ આપ્યા વિના તો આ નવો સિધ્ધાંત ઝાંખો- પાંખો જ રહેવાનો. લોકો એને 'સંભવ' ગણશે પણ નિશ્ચયાત્મક રીતે અને નિર્ણયાત્મક રીતે એનો સ્વીકાર કરશે નહીં. જ્યારે મેં તદ્દન નવા સિધ્ધાંતનું પ્રસ્થાપન કર્યું છે ત્યારે મારી જવાબદારી થઈ જાય છે.

કે એમાં ઉદ્‌ભવતા પ્રશ્નો અંગેનાં ઉત્તરો પણ હું આપું. આ પ્રશ્નોના ઉત્તરો હું નિમ્નલિખિત શીર્ષકો હેઠળ આપવા ઇચ્છું છું.

(૧) શું હિંદુઓએ ક્યારેય ગૌમાંસ ખાધું નથી ?

(૨) હિંદુઓએ ગૌમાંસાહાર ક્યારે છોડ્યો ?

(૩) બ્રાહ્મણો શાકાહારી ક્યારે બની ગયા ?

(૪) ગૌમાંસાહારથી 'અછૂતપણા'ની ઉત્પત્તિ શા માટે થઈ ? અને

(૫) અછૂતપણાની ઉત્પત્તિ ક્યારે થઈ ?

# ભાગ-પ
# નવી થિયરી અને ઉદ્ભવતા કેટલાક પ્રશ્નો

પ્રકરણ ૧૧

# "શું હિંદુઓએ ક્યારેય 'ગૌમાંસ' ખાધું નથી ?"

આ પ્રશ્નનો જવાબ કોઈ પણ હિંદુ; પછી તે બ્રાહ્મણ હોય કે અ-બ્રાહ્મણ, હોય. એટલો જ આપશે કે; 'ના, કદાપિ નહીં.' એક રીતે એમના કહેવામાં પણ તથ્ય છે કારણકે દીર્ઘકાળથી હિંદુઓએ ક્યારેય ગૌમાંસાહાર કર્યો નથી. જો સ્પૃશ્ય હિંદુના ઉત્તરનો ભાવાર્થ આટલો જ હોય, તો એમની સાથે આપણો કોઈ ઝઘડો હોઈ શકે નહીં. પણ જ્યારે ભણેલા-ગણેલા બ્રાહ્મણો જ એવું કહે કે, હિંદુઓએ ક્યારેય ગૌમાંસાહાર કર્યો જ નથી અને ગાયને સદાથી પવિત્ર માનતા આવ્યા છે અને ગૌહત્યા વિરોધી રહ્યા છે, તો પછી એમના મતનો સ્વીકાર કરવો અઘરો થઈ પડે છે.

હિંદુઓએ ક્યારેય ગૌમાંસ ખાધું નથી અને ગાયની હત્યાથી તેઓ સદાના વિરોધી રહ્યા છે એનાં કયા પુરાવાઓ અને પ્રમાણો તેમની પાસે છે ?

ઋગવેદમાં બે પ્રકારના પ્રમાણો મળે છે જેને આપણે આધાર માની શકીએ. એક પ્રકારના પ્રમાણોમાં ગાયને 'અવધ્ય' કહેવામાં આવી છે ઋગવેદના ૧.૧૬૪, ૨૭ IV૧.૬ VII, ૬.૯,૭૧ X ૮૭. અવધ્યનો અર્થ એટલો જ કે મારવા યોગ્ય નહીં." આ શબ્દનો એવો અર્થ લેવામાં આવે છે કે આ ગૌહત્યાના વિરુધ્ધની નિષેધાજ્ઞા છે. અને ધર્મની બાબતમાં વેદને અંતિમ પ્રમાણ માનવામાં આવે છે એટલે એવું કહી શકાય કે "ગૌમાંસ ખાવાની વાત જ ક્યાં રહી ? આર્ય તો ગૌની હત્યા જ કરી શકે નહીં."

બીજા પ્રકારના પ્રમાણોમાં ઋગવેદના VI ૨૮ ૧.૮ અને VIII ૧૦૧. ૧૫ અનુસાર ગાયને પવિત્ર ગણવામાં આવી છે. આ મંત્રોમાં ગાયને રુદ્રોની માતા, વસુઓની પુત્રી, આદિત્યોની બહેન અને અમૃતનું કેન્દ્રબિંદુ માનવામાં આવી છે. ઋગવેદમાં એક એવો પણ ઉલ્લેખ છે કે જ્યાં 'ગાય' ને દેવી કહેવામાં આવી છે.

બ્રાહ્મણ અને સૂત્ર ગ્રંથોના કેટલાક વાક્યોને પણ આધાર માનવામાં આવે છે.

શતપથ બ્રાહ્મણમાં બે જગ્યાએ એવો ઉલ્લેખ છે જેનો 'ગૌહત્યા' અને 'ગૌમાંસાહાર' સાથે સંબંધ છે. એક કથન આ પ્રમાણે છે.

તે (અધ્વર્યુ) ત્યારે તેને મંડપમાં પ્રવિષ્ટ કરાવે છે. એણે ગાય અથવા બળદનું માંસ ખાવું જોઈએ નહીં. કારણ કે નિ:સંદેહ ગાય અને બળદ પૃથ્વી પર જેટલી ચીજો છે એ તમામનો આધાર છે. દેવતાઓએ કહ્યું છે કે : નિશ્ચય ગાય અને બળદ પ્રત્યેક વસ્તુનો આધાર છે. આઓ, આપણે બીજી (પશુયોનિઓની) જે શક્તિ છે તે ગાય અને બળદને જ આપી દઈએ." (III ૧.૨.૨૧ નિષેધનું બીજું) વિધાન ૧.૨ ૩.૬ પ્રકરણમાં છે. જેમાં નૈતિક ધોરણ અનુસાર પશુના બલિનો ઉલ્લેખ છે. કારણ કે ગાય અને બળદ સૌથી વધુ ખાય છે એટલે જે કોઈ-કોઈ પણ ગાય કે બળદનું માંસ ખાય છે તે તો બધું જ ખાય છે. અથવા તે બધાના અંત અથવા સૌના વિનાશ તરફ પહોંચાડે છે... એટલે તેણે ગાય કે બળદનું માંસ ખાવું જોઈએ નહીં.

આ પ્રકારનું કથનનો આપસ્તંબ ધર્મસૂત્રમાં ૧.૫.૧૭.૨૯ પણ છે જ્યાં ગૌમાંસાહાર ઉપર એક સામાન્ય પ્રતિબંધ લગાવવામાં આવ્યો છે.

આ એવા મત છે કે, જેમાં હિંદુઓએ ક્યારેય ગૌમાંસાહાર નથી કર્યો એવું સાબિત કરવા આપવામાં આવે છે. પણ આ પુરાવાઓથી શું સાબિત થાય છે? અને આપણે એના ઉપરથી શું નિષ્કર્ષ કાઢી શકીએ ?

જ્યાં સુધી ઋગવેદની સાક્ષીનો સંબંધ છે, એના વિશે એટલું જ કહી શકાય છે કે આપણે આ મંત્રો સાચી રીતે સમજ્યાં નથી અને એના લીધે જ આવા પરિણામ ઉપર પહોંચી શક્યા છીએ. ઋગવેદમાં ગાયને માટે જે 'અવધ્ય' વિશેષણ વપરાયું છે એનો અર્થ એટલો જ છે કે:.. ગાય દુધ આપે છે. એટલે એનો વધ યોગ્ય નથી. હાં, એક વાત તો સાચી છે કે ઋગવેદના સમયમાં ગાયને માટે આદર હતો જ. પરંતુ ગાય માટે આવો આદર અને પૂજાની ભાવનાની આશા ફક્ત હિન્દી આર્યો જેવી ખેતી સાથે સંકળાયેલી જાતિ દ્વારા જ થઈ શકે. ગાયનો આ પ્રકારનો ઉપયોગ આર્યોને એમના ભોજન માટે ગાયને મારવાથી રોકી શકે તેમ નહોતો. વાસ્તવમાં ગાયને પવિત્ર માનવામાં આવી હતી એટલે જ એની હત્યા થતી હતી. શ્રી કાણેનું કથન છે કે,

"એવું નથી કે વૈદિક સમયમાં ગાયને પવિત્ર માનવામાં નહોતી આવતી. એની પવિત્રતાને કારણે જ વાજસનેયી સંહિતામાં એવી વ્યવસ્થા કરી છે કે, ગૌમાંસ ખાવું જોઈએ.[1]

ઋગવેદ કાલિન આર્યો ભોજનને માટે ગાયની હત્યા કરતા હતા અને ગાયનું માંસ ખાતા હતા એ વાત ઋગવેદના લખાણોમાંથી જ સ્પષ્ટ થાય છે. ઋગવેદમાં (X ૮૬.૧૪)માં ઈંદ્રનું જ કથન છે કે; "તેઓ એકને માટે ૧૫-૨૦ બળદોને રાંધે છે." ઋગવેદમાં (X ૯૧-૧૪) કહે છે કે "અગ્નિ દેવતાને માટે ઘોડાઓ આખલાઓ બળદો વાંઝણી ગાયો તથા ઘેટાંઓની બલિ ચઢાવવામાં આવે છે." ઋગવેદ (X ૭૨.૬) દ્વારા એ પણ સ્પષ્ટ થાય છે કે; ગાયને એક તલવાર અને કુહાડીથી મારવામાં આવે છે.

જ્યાં સુધી શતપથની સાક્ષીને લેવા દેવા છે. શું એને નિર્ણાયાત્મક માની શકાય ? એ તો સ્પષ્ટ જ છે કે ના. બીજા બ્રાહ્મણ ગ્રંથોમાં એવા પાઠ છે જે આનાથી ભિન્ન પ્રકારનું સમર્થન કરે છે.

આ અંગે એક જ ઉદાહરણ પૂરતું છે. કામેષ્ઠી યજ્ઞોનું જે વર્ણન છે એમાં ન કેવળ ગાય અને બળદની બલિ આપવાની આજ્ઞા છે; પણ એવું ય સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે; કેવી રીતે ગાય અને બળદની કયા દેવતાને બલિ ચઢાવવી જોઈએ. વિષ્ણુને બલિ ચઢાવવો હોય તો એક બાંડિયો બળદ પસંદ કરવો જોઈએ. વૃત્ર નાશક 'ઈંદ્ર' ને બલિ ચઢાવવો હોય તો પણ એક બાંડિયો બળદ પસંદ કરવો જોઈએ. જેના શિંગડા લટકતા હોય અને જેના માથા ઉપર તિલક જેવી છાપ હોય! પૂષણને માટે કાળી ગાય, રુદ્રને માટે લાલ ગાય, નો બલિ ચઢાવવો જોઈએ. આજ પ્રકારે તૈત્તિરીય બ્રાહ્મણમાં પંચશારદીય સેવા નામક યજ્ઞનું વર્ણન કરવામાં આવ્યું છે. જેની સૌથી મહત્ત્વની વાત એ છે કે; એમાં પાંચ વર્ષની ઉંમરના સિત્તેર ખાંધ વગરના બાંડિયા વાછરડાને અને ત્રણ વર્ષની ઉંમરના એટલા જ બાંડિયા વાછરડાઓને મારવામાં આવતા હતા.

'આપસ્તંબ સૂત્ર'ની વિરુદ્ધમાં નિમ્નલિખિત વાત ધ્યાન આપવા યોગ્ય છે.'

૧ કાણે : ધર્મસૂત્ર વિચાર (મરાઠી) પૃ.૧૮૦

પહેલાં તો એ જ સૂત્રમાં જેના વિરુધ્ધ કથન મળે છે : સૂત્રમાં લખ્યું છે (૧૫.૧૪.૨૯) "ગાય અને બળદ પવિત્ર છે. એટલે એને ખાવા જોઈએ."

બીજી વાત ગૃહસુત્રમાં આપવામાં આવી છે તે 'મધુપર્ક' બનાવવાની વિધિ છે. આર્યોમાં વિશેષ અતિથિઓના સ્વાગત માટેની નિશ્ચિત પ્રથા બની ગઈ હતી. જે સર્વશ્રેષ્ઠ વસ્તુ ખવડાવવામાં આવતી હતી એને 'મધુપર્ક' કહેવામાં આવે છે. કેટલાય ગુહ્ય સૂત્રોમાં 'મધુપર્ક' અંગે વિસ્તૃત માહિતી આપવામાં આવી છે. ગુહ્યસુત્રો અનુસાર છ મહત્ત્વના મહેમાનો માટે મધુપર્ક આપવાનો આદેશ છે. (૧) ઋત્વિજ અર્થાત્ યજ્ઞ કરાવનાર બ્રાહ્મણ. (૨) આચાર્ય (૩) વરરાજા (૪) રાજા (૫) સ્નાતક અર્થાત્ ગુરુકુળમાંથી પદવીપ્રાપ્ત વિદ્યાર્થી (૬) એવી કોઈ પણ વ્યક્તિ જે ગૃહસ્વામીના અતિથિ તરીકે પ્રિય હોય. કોઈ કોઈ આ સુચિમાં અતિથિનો પણ સમાવેશ કરે છે. ઋત્વિજ, રાજા અને આચાર્ય સિવાય શેષ લોકોને વર્ષમાં એકવાર મધુપર્ક આપવાનો નિયમ હતો. ઋત્વિજ, રાજા અને આચાર્ય માટે જ્યારે પણ આવે ત્યારે મધુપર્કના અધિકારી માનવામાં આવ્યા છે.

આ 'મધુપર્ક' કઈ વસ્તુઓથી બનાવવામાં આવતું હતું ? જે વસ્તુઓથી આ મધુપર્ક બનતું હતું એના અંગે મતભેદ છે. આશ્વલાયન ગુહ્યસુત્ર અને આપસ્તંબ ગુહ્યસુત્રમાં (૧૩.૧૦) મધ અને દહીં અથવા ઘી અને દહીં ખવડાવવાની વાત કરે છે. પારાર્થસુત્ર (૧૩) અનુસાર અને બીજા સૂત્રગ્રંથો અનુસાર મધ, દહીં અને માખણ ત્રણ ચીજોની મિલાવટથી બને છે. આપસ્તંબ ગુહ્યસુત્રે ૧૩-૧૧-૧૨) બીજાઓના આ મતનો પણ ઉલ્લેખ કર્યો છે કે આ ત્રણેય ચીજો ભેગી કરીને બનાવી શકાય છે. અથવા આ ત્રણેયની સાથે બાફેલા જવ અને બાજરી મિલાવીને પાંચચીજોનો પણ બનાવી શકાય છે. હિરણ્ય ગૃહ્ય સુત્ર (૧૨.૧૦-૧૨) દહીં, ઘી, પાણી અને અન્ન અને મધ આ પાંચ ચીજોમાંથી કોઈ પણ ત્રણ મિલાવવાની છૂટ આપી છે. કૌશિક સુત્ર (૯૨)માં નવવસ્તુઓના મિલાવટનો ઉલ્લેખ છે. દા.ત. બ્રાહ્મ (મધ અને દહીં) ઐન્દ્ર (દુધ અને ચોખા) સૌમ્ય (દહીં અને ઘી) પોષણ (ઘી અને દહીં) સારસ્વંત (દૂધ અને ઘી), માંસલ (સુરા અને ઘી) આનો ઉપયોગ સીત્રામણી અને રાજસૂર્ય યજ્ઞમાં જ થાય છે) પરિવ્રાજક (સરસીયાનું તેલ અને એના રોટલા) - માધવ ગુહ્ય સુત્રનું

(૧.૯.૨૨)માં કથન છે કે "વેદની આજ્ઞા છે કે, મધુપર્ક માંસ વિના હોવું જ ન જોઈએ. એટલે જો ગાયને છોડી દેવામાં આવે તો બકરીનું માંસ અથવા ખીરની બલિ આપી શકાય છે. હિરણ્ય ગૃહ્ય સુત્ર (૧.૧૩.૧૪)નું કહેવું છે કે બીજા માંસની જ બલિ આપી દેવી જોઈએ. બોધાયન ગુહ્યસુત્ર (૧.૨ ૫૧-૫૪) કહે છે કે જો ગાયને છોડી દેવામાં આવે તો એક બકરી અથવા એક ઘેટાનું માંસ બલિ તરીકે આપવું જોઈએ. અથવા કોઈ જંગલી માંસ (હરણ વગેરે) વિના મધુપર્ક બની જ શકે નહીં. જો કોઈ માંસની બલિ આપી શકે તેમ ન હોય તો ધાન્ય રાંધીને ચલાવે.

આ રીતે મધુપર્કમાં માંસ - વિશેષ રૂપે ગાયનું માંસ એક આવશ્યક અંગ છે.

અતિથિને માટે ગૌહત્યાની બાબત એટલી બધી પ્રચલિત થઈ ગઈ હતી કે અતિથિનું નામ જ 'ગોઘ્ન' આપવામાં આવ્યું અર્થાત્ ગાયની હત્યા કરનારો. આ હત્યાથી બચવા માટે આશ્વાલયન ગુહ્યસુત્રમાં (૧:૨૪:૨૫)નું સુચન છે કે અતિથિના આગમન વખતે ગાયને મુક્ત કરવી જેથી ગાયની હત્યા પણ ન થાય અને આતિથ્ય'નો નિયમ પણ ભંગ થાય નહીં.

ત્રીજી બાબત અંગે આપસ્તંબ ધર્મસુત્રના કથનનું વિરોધાભાસી રૂપમાં મૃતક દેહના સંસ્કારનો ઉલ્લેખ કરી શકાય તેમ છે. આ સુત્રનું કહેવું છે કે[1]

(૧) એણે ત્યારે નીચે લખ્યા પ્રમાણે યજ્ઞ સાધન (મૃતક શરીર ઉપર) રાખવું જોઈએ.

(૨) જમણા હાથમાં ગુહુ નામનો ચમચો.

(૩) ડાબા હાથમાં ઉપભૃત નામનો બીજો ચમચો.

(૪) જમણી બાજુ 'સ્ફ્ય' (Sphya) નામની લાકડીના યાજ્ઞિક તલવાર અને ડાબી બાજુ અગ્નિહોત્રી હવની.

(૫) છાતી ઉપર ધ્રુવા (મોટી બલિદાન દેવાની લાકડી) અને માથા ઉપર રકાબીઓ, દાંત ઉપર પથ્થર.

૧ કાણે : વોલ્યુ. II ભાગ I પૃ. ૫૪૫.

(૬) એના નાકની બન્ને બાજુએ બે નાના બલિદાન માટેના સ્રુવા. (Sruva)

(૭) જો સ્રુવા એક જ હોય તો એના બે ટુકડા કરી દેવામાં આવે.

(૮) એના બન્ને કાનો પાસે બે પ્રસિત્રહરણ (એટલે એવા વાસણો જેમાં બલિદાનની ભોજન સામગ્રી યજ્ઞ કરનાર યાજ્ઞિક-બ્રાહ્મણ ખાય છે).

(૯) જો પ્રસિત્રહરણ એક જ હોય તો એના બે ટુકડા કરવામાં આવે.

(૧૦) પેટ ઉપર પત્રી નામનું વાસણ.

(૧૧) તે ચષક અથવા પ્યાલો જેમાં યાજ્ઞિકની ભોજન સામગ્રીનો હિસ્સો રાખવામાં આવે છે.

(૧૨) ગુપ્તાંગો પર સમ્ય (Samy) નામની લાકડી.

(૧૩) જાંગો પર બે સળગતી લાકડીઓ.

(૧૪) પગ ઉપર ચૂનો અને પથ્થર

(૧૫) તેના પગમાં બે ટોપલી હોવી જોઈએ.

(૧૬) જો એક જ ટોપલી હોય તો એના બે ભાગ પાડીને.

(૧૭) જે ખોખરી ચીજ હોય છે એમાં ઘી નાખીને ભરવામાં આવે.

(૧૮) મૃત વ્યક્તિના પુત્રે ઘંટીની ઉપર અને નીચેના પાટ ઊઠાવવા જોઈએ.

(૧૯) તાંબુ, લોખંડ અને માટીનો સામાન.

(૨૦) માદા પશુના પેટનું કાળજું કાઢીને ઋગવેદના (X૧૬.૭)નો તે મંત્ર કે "આ બાજુ પર જે તારી આગથી રક્ષા કરે અને જે ગાયથી પ્રાપ્ત થાય છે" ભણીને એના દ્વારા મૃત વ્યક્તિનું માથું અને મોઢું ઢાંકી દેવું જોઈએ.

(૨૧) પશુનું અંડકોષ કાઢીને મૃતવ્યક્તિના હાથમાં રાખવામાં આવે સાથે આ મંત્ર ભણવામાં આવે કે, "શર્માના બન્ને પુત્રો અને કૂતરાઓથી બચો' (ઋગવેદ X૧૪, ૧૦) જમણા હાથમાં જમણો અંડકોષ અને ડાબા હાથમાં ડાબો અંડકોષ મૂકવો.

(૨૨) મૃત વ્યક્તિના હૃદય ઉપર તે પશુઓનું હૃદય મૂકે છે.

(૨૩) કેટલાક આચાર્યોના મત અનુસાર લોટ કે ચોખાની બે મુઠ્ઠીઓ.

(૨૪) કેટલાક આચાર્યોના મત અનુસાર આવું ત્યારે કરવું જ્યારે અંડકોષ પ્રાપ્ત ન હોય.

(૨૫) પશુના અંગે અંગના વિભાગો કરીને એમને મૃત વ્યક્તિના તે તે અંગો પર મૂકવામાં આવે અને એમને ચામડાંથી ઢાંકી તે મંત્ર ભણવામાં આવે "હે અગ્નિ ! જ્યારે પ્રણિના જળ આગળ લઈ ગયા છે, ત્યારે આ ચષક (પ્યાલાને) ઊંધો કરી ન દે !' (ઋગવેદX૧૬.૮)

(૨૬) પોતાનો જમણો ધૂંટણ ઝુકાવી એને દક્ષિણ અગ્નિમાં અગનયે સ્વાહા, કામાય સ્વાહા, લોકાય સ્વાહા, અનુમતયે સ્વાહા કહીને આહુતિ આપવી જોઈએ.

(૨૭) મૃત વ્યક્તિની છાતી ઉપર એક પાંચમી આહુતિ આપવી જોઈએ. સાથે આ મંત્ર ભણવો જોઈએ કે "નિશ્રવયે, આનાથી હજારોનો' જન્મ થયો છે હવે તે એમાં પેદા થાય. સ્વર્ગ માટે સ્વાહા.

ઉપરના આશ્વાલય ગુહ્ય સુત્રના ઉધ્ધરણથી એ વાત સ્પષ્ટ થાય છે કે: પ્રાચીન હિન્દી આર્યોમાં જ્યારે કોઈ આદમી મૃત્યુ પામતો હતો ત્યારે તો એક પશુની બલિ આપવામાં આવતી જ હતી. અને તે મૃતપશુના અંગ ઉપાંગ મૃતવ્યક્તિના પ્રત્યેક અંગ ઉપાંગ પર મૂકીને એને સળગાવવામાં આવતો હતો.

ગૌહત્યા તથા ગૌમાંસાહાર અંગેના પ્રમાણોની આ અવસ્થા હતી. આમાંથી કયો પક્ષ સાચો માનવામાં આવે ? ઉચિત અને યથાર્થ વાત તો એ લાગે છે કે, સતપથ બ્રાહ્મણ અને આપસ્તંબ ધર્મસૂત્રના એવા લેખો જે હિંદુઓના ગો-હત્યા તથા ગો માંસાહારના વિરોધી ગણવામાં આવે છે તે કેવળ અત્યાધિક ગોહત્યા તથા ગોમાંસાહારની વિરોધી પ્રેરણાઓ છે. તે ગૌહત્યાનો નિષેધ નથી દર્શાવતી. વાસ્તવમાં આ પ્રેરણાઓથી એટલું જ સિધ્ધ થાય છે કે, આ સમયે ગૌહત્યા તથા ગૌમાંસાહાર એક સામાન્ય વાત બની ગઈ હતી. આ પ્રેરણાઓ સિવાય પણ ગૌહત્યા અને ગૌમાંસાહારનું પ્રચલન ચાલુ જ હતું. પરિણામે ઉપરોક્ત ઉપદેશ નિરર્થક થઈ જાય છે. આર્યોના મહાન ઋષિ યાજ્ઞવલ્કયના આચરણથી આ બાબત સાબિત થાય છે. શતપથ બ્રાહ્મણગ્રંથોમાં પ્રથમ અનુચ્છેદ જે આગળ ટાંક્યું છે તે હકીકતમાં યાજ્ઞવલ્કયને સંબોધીને જ કરવામાં આવ્યું છે. યાજ્ઞવલ્કયે આ અંગે શું ઉત્તર આપ્યો ?

આ ઉપદેશને સાંભળીને યાજ્ઞવલ્કય બોલ્યા;

"જો એ કોમળ હોય તો હું એને ખાઉં છું."

એક સમયે હિંદુઓ ગૌહત્યા કરતા રહ્યા છે અને ગૌમાંસાહાર પણ કરતા રહ્યા છે. આ વાત તો બૌધ્ધ સૂત્રોમાં આવેલાં યજ્ઞોના વર્ણનો ઉપરથી સારી રીતે સિધ્ધ થઈ શકે તેમ છે. જે સમય વેદો અને બ્રાહ્મણ ગ્રંથો પછીના ઘણા પાછળના સમયનો છે. જે પરિમાણમાં ગાયો અને પશુઓની હત્યા થતી હતી તે તો ભયાનક ગણી શકાય. બ્રાહ્મણોએ ધર્મના નામે જે હત્યાઓ કરી છે એનો તો અંદાજ આવવો પણ કલ્પનાતિત છે. હા, આ કસાઈપણા નો કંઈક અંદાજ બૌધ્ધ સાહિત્યના કેટલાક ટાંચણો દ્વારા થઈ શકે તેમ છે. ઉદાહરણ રૂપે આપણે કૂટદન્ત બ્રાહ્મણને બુધ્ધે જે પશુહત્યા ન કરવાનો ઉપદેશ આપ્યો એને ટાંકી શકાય. બુધ્ધ વ્યંગની ભાષા બોલતા નથી. તો પણ એમના કથનથી વૈદિકયુગના કર્મકાંડ અંગેનું એક સ્પષ્ટ ચિત્ર ઉપસી આવે છે. એમનું કહેવું છે કે;

"અને આગળ, હે બ્રાહ્મણ; આ યજ્ઞમાં ન તો બળદની હત્યા કરવામાં આવી કે ન બકરીઓની. ન કૂકડાની હત્યા કરવામાં આવી કે ન તો મોટા સુવ્વરની કોઈ પણ પ્રાણીને મોતને ઘાટ ન ઉતારવામાં આવ્યું. થાંભલા બનાવવા કોઈ વૃક્ષને પણ કાપવામાં ન આવ્યું. યજ્ઞમંડપની આજુબાજુ ઢાંકવા માટે 'દવ ઘાસ' પણ કાપવામાં ન આવ્યું. અને એ યજ્ઞમાં જે 'દાસ' અથવા બીજા કર્મચારીઓ હતા તેઓ ન તો મારના ભયથી કે મારમારવાથી કામ કરતા હતા કે ન તો કામ કરતી વખતે એમના ચહેરાઓ આંસુઓથી ખરડાયેલા હતા."

કુટદન્તને 'બુધ્ધ', 'ધર્મ' અને 'સંઘ'નું શરણ પ્રાપ્ત થવાથી પોતાની કૃતજ્ઞતા પ્રગટ કરતી વખતે એણે જે પ્રકારે યજ્ઞોમાં ભયાનક પશુબલિ ચઢાવવામાં આવતી હતી એના અંગેની કેટલીક સ્થિતિ બતાવતાં કહ્યું કે,

"હે ! ભન્તે, આજથી હું 'બુધ્ધ, ધર્મ, અને સંઘ'ની શરણ ગ્રહણ કરુ છું. આ જીવન દરમિયાન મને ત્રિશરણ પ્રાપ્ત ઉપાસક ગણો. હું જાતે જ હે ગૌત્તમ! હવે હું સાત સો બળદો, સાતસો તરુણ વાછરડાઓ, સાતસો બકરીઓ અને સાતસો ઘેટાંઓને મુક્ત કરું છું. તે બધા પ્રાણીઓ ઘાસ ખાય, ઠંડુ પાણી પીએ અને ઠંડી ઠંડી હવાઓનો આનંદ લે."

સંયુક્ત નિકાય (III૧-૯)માં કોશલ નરેશ પ્રસેનજિત દ્વારા કરવામાં આવેલ યજ્ઞનું વર્ણન કરવામાં આવ્યું છે. એમાં એવું લખ્યું છે કે "પાંચસો બળદો, અને પાંચસો વાછરડા અને એટલા જ તરુણ વાછરડા, બકરીઓ, અને ઘેટાં યજ્ઞમાં બલિ આપવા માટે યૂપ સ્તંભ સુધી લઈ જવામાં આવ્યાં."

આ સાક્ષીઓ અને પુરાવાઓ જોતાં કોઈ પણ ને એ બાબત અંગે શંકા કે સંદેહ રહેવો જોઈએ નહીં કે એક એવો સમય હતો જ્યારે હિંદુઓ પછી તે બ્રાહ્મણ હોય કે અબ્રાહ્મણ હોય કેવળ માંસાહારી જ નહોતો પરંતુ ગૌમાંસ ભક્ષણ કરનારો હતો.

પ્રકરણ ૧૨

# અ-બ્રાહ્મણોએ ગૌમાંસ ખાવાનું કેમ છોડી દીધું?

હિંદુઓની ભિન્નભિન્ન જાતિઓ અને વર્ગોના અનેક રીતરિવાજોની જેમ એમના ખાનપાનની આદત પણ એવી જ રીતે સ્થગિત અને જડવત્ બની ગયેલી છે. જે રીતે રીતરિવાજોના આધારે હિંદુઓનું વર્ગીકરણ કરી શકાય છે એવી જ રીતે એમના ખાનપાનની આદતના આધારે પણ વર્ગીકરણ કરી શકાય તેમ છે. જેમ સંપ્રદાયની દ્રષ્ટિથી હિંદુઓના શૈવ કે વૈષ્ણવ એવા વિભાગો પાડી શકાય છે એવી જ રીતે હિંદુઓ કાંતો માંસાહારી કે શાકાહારી હોય છે.

સાધારણ રીતે માંસાહારી અને શાકાહારીનું આ વર્ગીકરણ પર્યાપ્ત ગણી શકાય. છતાંય એક અર્થમાં પૂરેપૂરું ઉચિત વર્ગીકરણ નથી. એનાથી અધિક વિસ્તૃત વર્ગીકરણ કરવા માટે આપણે માંસાહારી વર્ગને બે વિભાગોમાં વહેંચી શકીએ. (૧) જે માંસાહારી છે પણ ગૌમાંસ નથી ખાતા તે વર્ગ અને (૨) જે ગૌમાંસ પણ ખાય છે તે વર્ગ.

બીજા શબ્દોમાં કહીએ તો ખાનપાનની દ્રષ્ટીએ હિંદુઓમાં સમાજને ત્રણ વિભાગમાં વહેંચી શકાય. (૧) જે શાકાહારી છે, (૨) જે માંસાહારી છે પરંતુ ગૌમાંસ નથી ખાતા, (૩) જે ગૌમાંસ પણ ખાય છે. આ વર્ગીકરણ સાથે મેળ બેસે તેવું હિંદુસમાજનું ત્રિવિધ વર્ગીકરણ છે. (૧) બ્રાહ્મણ, (૨) અબ્રાહ્મણ, (૩) અછૂત. જો કે આ વર્ગીકરણ હિંદુસમાજની ચાર્તુવર્ણ વ્યવસ્થા સાથે બંધબેસતું નથી તો પણ વસ્તુસ્થિતિ સાથે એનો પૂરો મેળ બેસે છે. કારણ કે બ્રાહ્મણોમાં જ એક વર્ગ એવો છે [૧]જે શાકાહારી છે અને અબ્રાહ્મણોનો એક વર્ગ એવો છે જે માંસાહારી છે, પણ ગૌમાંસહારી નથી. જ્યારે અછૂતો જ ગૌમાંસ ખાનારો વર્ગ છે.

આ ત્રિવિધ વર્ગીકરણ સારપૂર્ણ છે અને એનો વસ્તુસ્થિતિ સાથે બંધ બેસતો

૧ ભારતના બ્રાહ્મણોના બે વિભાગ છે. (૧) પંચદ્રવિડ અને (૨) પંચગૌડ (Panch Ganuda) પહેલા પ્રકારના બ્રાહ્મણો શાકાહારી છે. બીજા નથી.

આવે છે. કોઈ પણ માણસ આ વર્ગીકરણ ઉપર ધ્યાનથી વિચાર કરશે તો અબ્રાહ્મણોની સ્થિતિ પ્રત્યે એનું વિશિષ્ટ ધ્યાન આકર્ષિત થયા વિના નહીં રહે.

શાકાહારી હોવાનું તો સમજમાં ઉતરે એવું છે. પણ જે માંસાહારી છે તે એકમાત્ર ગૌમાંસ ખાવાનો વિરોધી આપત્તિ શા માટે ઉઠાવે છે ? આ એક એવી ગુંચવણ છે જેનો ઉકેલ શોધવો આવશ્યક છે. અબ્રાહ્મણોએ ગૌમાંસાહાર શા માટે ત્યજી દીધો ? આ અંગે આ વિષયના નીતિનિયમોનો અભ્યાસ કરવો જરૂરી થઈ પડે છે. આ અંગેના નીતિનિયમો અને કાયદાઓ અશોકના કાનુનોમાં કે મનુના કાનુનોમાંથી જ મેળવી શકાય તેમ છે.

--૨--

આપણે અશોકથી આરંભ કરીએ. અશોકના અભિલેખો, જેનો આ વિષયવસ્તુ સાથે સંબંધ છે. એ ત્રણ શિલાલેખો છે. શિલાલેખ ક્રમ (૧) સ્તંભલેખ ક્રમ (૨) અને (૫). શિલાલેખ ક્રમ (૧) આ પ્રમાણે છે.

“આ ધર્મલેખ દેવતાઓના પ્રિય પ્રિયદર્શી રાજાએ લખાવ્યો છે. અહીં આ રાજ્યમાં રાજધાનીમાં ક્યારેય કોઈ જીવને મારીને હોમ ન કરવો અને “સમાજ”[1] ન કરવામાં આવે. કારણ કે દેવતાઓને પ્રિય પ્રિયદર્શી રાજા સમાજમાં ઘણાં પ્રકારના દોષ જુએ છે. તથાપિ એક પ્રકારના એવા ‘સમાજ’ છે જેમાં દેવતાઓને પ્રિય પ્રિયદર્શી રાજા પસંદ કરે છે. પહેલાં દેવતાઓને પ્રિય પ્રિયદર્શી રાજાની પાકશાળામાં હરરોજ કેટલાય સહસ્ત્ર જીવ સુપ બનાવવા માટે મારવામાં આવતા હતા. પણ હવે પછી જ્યારથી આ ધર્મલેખ લખાઈ રહ્યો છે ત્યારથી કેવળ ત્રણ જ જીવ મારવામાં આવે છે. (અર્થાત્) બે મોર અને એક મૃગ. પણ મૃગને મારવાનું નિયત નથી. આ ત્રણેય પ્રાણીઓ ભવિષ્યમાં મારવામાં આવશે નહીં.”[2]

૧ ‘સમાજ’ એટલે એક પ્રકારનો ઉત્સવ જેમાં ખેલકૂદ, નાચવું-ગાવું, (માંસ) ખાવું, (સુરા) પીવું વગેરેની પ્રધાનતા રહે છે.

૨ ઈયં ધમ્મમલિપિ દેવાનાંપિયેન પિયદાસિના પરાજા ખૈરવાયિતા । ઈધ ન કિંચિ જીવં આરભિત્વા પ્રજુહિતવ્યં ન ચ સમાજો કથતો બડકં હિ દોસં સમાજં હિ પસતિ દેવાનં પિયો પ્રિયદસિ રાજા । અસ્તિ વિતુ એકચા સમાજા સાધુમતા દેવાનં પિયસ પિયદાસનો રાજ્ઞૈ. પુરા મહાનસં હિ દેવાનં પિયો પિય દાસના રાજ્ઞે અનુદિસ બહૂનિ પ્રાળસતસહસ્રાનિ આરભિસુ સુપાથાય. સે અજ યથા-યર્થ ધર્મલિપિ લિખિતા તો એવ પ્રાણા આરમરે સૂપા થાય દ્વૌ મોરા એકી મગો, સોપિ મગો ન ધુવો એતાપિ

સ્તંભ લેખ ક્રમ : ૨ આ પ્રમાણે છે

દેવતાઓના પ્રિય પ્રિયદર્શી રાજા એવું કહે છે કે, - ધર્મ (કરવો) સારું કાર્ય છે પણ ધર્મ શું છે ? ચિત્ત ક્લેશની ન્યૂનતા, ઘણાં શુભ કાર્યો, દયા, દાન, સત્ય અને શૌચ (પવિત્રતા)નું પાલન કરવું. જ્ઞાન, દાન પણ મેં અનેક પ્રકારે કર્યા છે. બેપગા અને ચોપગા પક્ષીઓ તથા જળચરોને પ્રત્યે મેં અનુગ્રહ કર્યો છે. મેં એમને પ્રાણ દક્ષિણા આપી છે. તથા બીજા પણ અનેક પ્રકારના ઉપકારો કર્યા છે. આ લેખ મેં એટલા માટે લખાવ્યો છે કે લોકો એના અનુસાર આચરણ કરે અને આ ચિરસ્થાઈ રહે. જે એના અનુસાર ચાલશે તે સુકૃત કરશે. (અશોક શિલાલેખ નં. ૨)[1]

સ્તંભ લેખ ક્રમ પાંચ આ પ્રકારે છે.

"દેવતાઓને પ્રિય પ્રિયદર્શી રાજા કહે છે કે; રાજ્યાભિષેકના ૨૬ વર્ષ પછી મેં આ પ્રાણીઓના વધ કરવાની મનાઈ ફરમાવી છે જેમાં પોપટ, મેના, અરુણ, ચકોર, હંસ, નાન્દીમુખ, ગેલાટ, ચામાચીડિયું, અંબાકપિલીકા (લાવરી), દુડિ (કાચબી), હાડકાં વિનાની માછલી, વેદવેયક (જીવંજીવક), ગંગા પુટ્ટક, સંકુજ મત્સ્ય, કાચબો સાહી, શાહુડી, બારશિંગો, સાંઢ, ઓકપિંડ, મૃગ, સફેદ કબૂતર અને તમામ પ્રકારના જે પ્રાણીઓ ચોપગા છે જે કોઈ પણ પ્રકારના ઉપયોગમાં આવતા નથી કે જેને ખાવામાં આવતા નથી. ગાભણી ગાય કે દુધ આપતી બકરી, ઘેટાં કે સુવરી તથા એનાં બચ્ચાં જે છ મહિના સુધીના હોય એને મારવા જોઈએ નહીં. મરઘાને મારવો ન જોઈએ. જીવિત પ્રાણીઓ સાથે ભૂસું ન સળગાવવું જોઈએ. અનર્થ કરવા માટે કે પ્રાણીઓની હિંસા કરવા માટે વનમાં આગ ન લગાડવી જોઈએ. એક જીવને મારીને બીજા જીવને ખવડાવવો ન જોઈએ. પ્રત્યેક ચાર ચાર મહિને, ત્રણ ઋતુઓની ત્રણ પૂર્ણિમાઓને દિવસે, પોષ માસની પૂર્ણિમાએ, ચૌદસ કે અમાસ કે પ્રતિપદાના દિવસે તથા પ્રત્યેક ઉપવાસના દિવસે માછલી મારવી ન જોઈએ કે

ત્રી પ્રાણા પછા ન આરમિસરે (સૌજન્ય ભદંત આનંદ કૌશલ્યાયન)

૧ દેવાનાં પ્રિયે પ્રિયદસિ રાજા એવં આહ ધમ્મ સાધુ કિય ચ ધર્મતિ અપાસિનવે બહુકયાને દયા દાને સચે સોચય, ચક્ષુદાન પિ મે બહુપિયે દિને દુપદ ચતુપદસુ પરિવવાલીચલે સુવિવિધે મે અનુગ્રહ કરે આવાન દાકિનાયે અનાનિ પિ ચ મે બહુનિ કયાનાનિ કશને એતાય મે અઠાયે રૂય ધર્મલિપિ લિખાપિતા હેવ અનુપરિપજતુ પિલ પિતિકા ચ હોતુતી તિ, યે ચ હેવં સઅપિયજીસતિ સે સુકટ કદતીતિ ।

વેચવી ન જોઈએ. આ બધા દિવસોમાં હાથીઓને વનમાં કે તળાવોમાં કોઈ પણ પ્રકારના પ્રાણીઓને મારવા જોઈએ નહીં. પ્રત્યેક પક્ષની અષ્ઠમી, ચૌદસ, અમાસ અને પુનમ તથા પુષ્ટ અને પુર્નવસુ નક્ષત્રના દિવસે અને પ્રત્યેક ચાર મહિનાના તહેવારોના દિવસે બળદને મારવા ન જોઈએ અથવા બકરાં, ઘેટાં, સુવર કે એવા પ્રકારના બીજા પ્રાણીઓની હત્યા ન કરવામાં આવે. પુષ્ય અને પુર્નવસુ નક્ષત્રના દિવસે, પ્રત્યેક ચર્તુમાસની પુર્ણિમાએ અને પ્રત્યેક ચાર્તુમાસ્યના શુક્લ પક્ષમાં ઘોડા અને બળદોને ન મારવા જોઈએ. રાજ્યાભિષેક પછીના ૨૬ વર્ષ પછી પચ્ચીસ વાર જેલમાંથી લોકોને મુકત કર્યા છે." [૧]અહીં સુધી અશોકના કાનુનો અંગેની વાત છે.

--૩--

હવે આપણે મનુના કાનુનો અંગે વિચારીએ. એમના કાનુનોમાં માંસાહારના સંબંધમાં નિમ્નલિખિત વ્યવસ્થા કરવામાં આવી છે.

૫-૧૧ કાચુ માંસ ખાનારા (ગિધડાં વગેરે) અને ગામમાં - ઘરમાં રહેનારાં (કબૂતર વગેરે) પક્ષીનું માંસ ન ખાવું. જેના નામનો નિર્દેશ ન કરાયો હોય એવા એક ખરીવાળા ઘોડા, ગધેડા વગેરે પણ અભક્ષ્ય છે. ટિંટોડી પક્ષીનું માંસ પણ વર્જિત છે. [૨]

૫-૧૨

૧ દેવાનં પિયે પિયદસિ રાજા હેવ આહ - સડ વીસતિ બસ અમિસિતેન મે ઈમાનિ જાતાનિ અવધિયાનિ કરાનિ સે યથા સુકે, સાલિકા અલુને 'ચકવાકે હસે, નદીપુરવે, ગોલાટે, જતૂકા, અવાકપિલિકા, દડી, અનટિકમછે, વેદયેયકે, ગગાપુપુટ કે સકિજમ છે, પનસસે સિમલે સડકે ઓકપિંકે પલસસે સેતકોપતે ગાવકપોતે સબે ચતુપદ થે પરિમોગનો ઈતિ ન ચ ખાદયતિ એડકા ચસૂકલી ચ ગમિની વે યથમીન વા અવધિય પતકે પિ ચ કાનિ આસં માસિકે વધિકુકુટે નો કરવિયે જીવેન તુસે સજીવે નો ઝાપે તવિયે, દાવે અનઢાયે વા વિહિયાયે વા નો ઝાપેત વિયે, જીવને જીવે નો પુસિતવિયે, તીસુ ચાતુમાસીસુ તિસાય પુનનિમાસિય તિનિ દિવસાનિ ચાતુદસં પનઉસ પરિપદાયે ધુવાયે ચા અનુપોસયં મછે ગઅધિયે નોપિ વિકેતવિયે એતાનિ ચેવ દિવસાનિ નાગવનસિ કેવટ મોગસિ યાનિ અનાનિ પિ જીપ નિકાયાનિ નૌ હંતવિયાની અઢમી પરવાયં ચાતુદસાયે પપનં ઉસાયે તિસાય પુનાવસુને તીસુ ચાર્તુમાસીસુ સુદિવસાને મૌને નો નીલખિતવિયે અજકે એડયે સૂકલે એવાપિ અને નીલખિયતિ ના નીલ ખિતવયે તિસાયે પુનાવસુને ચાર્તુમાસિયે ચાતુંમાસિ પરવાયે અસ્વસા મોનસા લખને નો કરવિયે, યાવ સકવીસતિ બસ અમિસિતેન મે એતાયે અંતલિકાયે પંનવીસતિ બંધન મોરવાનિ કર્તાન ।' (સ્તંભલેક સંખ્યા ૫.

૨ ક્વ્યાદાગ્છકુનાન્સર્વાસ્તથા ગ્રામનિવાસિન: ।
અનિર્દિષ્ટાં સ્વૈકશ કાંષ્ટિ ટિટ્મં ચ વિવર્જયેત્ । (૫-૧૧)

ચકલી, સારસ, પપીહા, હંસ, ચકવા, લક્કડખોદ, બતક, રજજુવલ, જલકૂકડી, પોપટ અને મેના આ પક્ષીઓનું માંસ ન ખાવું. [૧]

૫-૧૩૧લક્કડખોદ અને જેના પગ જોડાયેલા છે. એવા જળબતક, [૨]નખથી અલગ કરીને ખાનારા બાજ પક્ષી વગેરે, પાણીમાં ડૂબકી મારીને માછલી ખાનાર પક્ષી, વધસ્થાનનું માંસ અથવા સૂકાયેલા માંસ વર્જિત છે.

૫-૧૪ બગલો, બલાક, દ્રોણકાક, ખંજન, માછલી ખાનારા જલજીવ (મગર વગેરે) ગામનું ભૂંડ, અને તમામ પ્રકારની માછલી ન ખાવી. [૩]

૫-૧૫ જે જેનું માંસ ખાય છે તે એનું માંસ ખાનારો ગણાય છે. માછલી બધાનું માંસ ખાય છે તેથી માછલી ખાનાર બધાનું જ માંસ ખાનારો ગણાય છે. એટલા માટે માછલી ન ખાવી. [૪]

૫-૧૬ પાઠીન, બુઆરી અને રોહિત (રોહુ) માછલી હવ્ય-કવ્યને માટે પ્રશસ્ત કહેવાઈ છે. રાજીવ, સિંહતુંડ અને શલ્કવાળી તમામ માછલીઓ ખાદ્ય છે. [૫]

૫-૧૭ એકલા ચાલનારા અને રહેનારા સર્પાદિ જીવોનો, ભક્ષ્ય યોગ્ય કહેલા તે તમામ પશુપક્ષી, જે પરિચિત ન હોય એમને અને પાંચ નખવાળા વાનરાદિ પ્રાણીઓને ખાવા નહીં. [૬]

---

૧ કલવિકાક પ્લવ હંસ ચક્રાહ્વં ગ્રામ કુકુટમ્ ।
સારસ રજજુવાલં ચ દાત્યૂહ શુકસારિકે ॥ (૫-૧૨)

૨ પ્રતુદાઝ્જાલ પાદાંશ્ચ કોયષ્ટિ નખવિષ્કિરાન્ ।
નિમતશ્ચ મત્સ્યદાજ્શોનં વલ્લૂરમેવ ચ ॥ (૫-૧૩)

૩ બકં ચૈવ બલાકાં ચ કાકોલં ખઝ્જરીટકમ્ ।
મત્સ્યાદાન્વિઈવહાંશ્ચ મત્સ્યાનેવ ચ સર્વશઃ ॥ (૫-૧૪)

૪ યો યસ્વ માંસમશ્નાતિ સ તન્માંસાદ ઉચ્યતે ।
મત્સ્યાદઃ સર્વમાંસાદસ્તસ્મા મત્સ્યાન્વિ વર્જયેત્ ॥ (૫-૧૫)

૫ પાઠિન રોહિતાવાદ્યો નિયુક્તો હવ્યકવ્યયોઃ ।
રાજીવા સિહંતુન્કાંશ્ચ સશલકાશ્ચૈવ સર્વશઃ ॥(૫-૧૬)

૬ ન ભક્ષ્યેદેકચરાન જ્ઞાતાંશ્ચ મૃગદ્વિજાન્ ।
ભક્ષ્યેજ્વપિ સમુદ્દિષ્ટાન્સવ ન્વિઝ્જન ખસ્તિ થા ॥ (૫-૧૭)

૫-૧૮ પાંચ નખવાળાઓમાં સેંધ, શાહુડી, પાટલા, ઘો, ગેંડા, કાચબો અને ખરહા તથા એક દાંતવાળા પશુઓમાં ઊંટને છોડીને બકરાં સસલું વગેરે પશુંઓ ભક્ષ્ય છે એવું કહેવામાં આવ્યું છે. [૧]

--૪--

પશુઓની હત્યા અંગે અશોક અને મનુના જે કાયદા છે તે અહીં આવી ગયા છે. નિ:સંદેહ આપણો વિષય તો મુખ્યત્વે ગૌહત્યા અંગે છે. અશોકના કાયદાની પરીક્ષા અને છણાવટ કરતાં પ્રશ્ન પેદા થાય છે કે, શું ગૌહત્યાનો નિષેદ કરવામાં આવ્યો છે ? આ બાબતમાં મતભેદ દેખાય છે. પ્રો. વિન્સેન્ટ સ્મિથનો મત છે કે; અશોક ગૌહત્યાનો નિષેધ કર્યો નથી. અશોકના કાયદાઓ અંગે ટીપ્પણી કરતાં પ્રો. સ્મિથ કહે છે કે;[૨]

"એ વાત પ્રત્યે ધ્યાન આપવા જેવું છે કે, અશોકના કાનુનોમાં ગૌહત્યાનો નિષેધ કરવામાં આવ્યો નથી કે ગૌહત્યાને ગેરકાનુની ગણવામાં આવી નથી."

પ્રો. રાધાકુમુદ મુખર્જી[3] પ્રો. સ્મિથ સાથે સહમત થતા નથી. એમનું કહેવું છે કે; અશોકે ગૌહત્યા અવશ્ય બંધ કરાવી હતી. પ્રો. મુખર્જીનો આધાર સ્તંભ લેખ સંખ્યા પાંચમાં - જે હત્યાઓથી દૂર રહેવાનું કથન છે જે બધા જ ચોપગા પશુઓને લાગુ પડે છે. એમનો તર્ક એવો છે કે, આ રીતે ગાયને હત્યાથી મુક્ત કરવામાં આવી હતી. સ્તંભલેખમાં જે કંઈ કહેવાયું છે એનું ઉચિત અર્થઘટન થતું નથી. સ્તંભલેખમાં જે કથન છે એમાં વિશેષતા છે તે તમામ ચોપગા પશુઓને લાગુ પડતી નથી. એ કથન એવા ચોપગાઓને લાગુ પડે છે જે "ન તો કોઈ પણ પ્રકારના ઉપયોગમાં આવે છે અથવા ન તો ખાવામાં આવે છે." ગાયને આપણે એવું ચોપગું પ્રાણી ગણી શકીએ નહીં. પ્રો. સ્મિથનું કથન સાચું હોય એમ લાગે છે કે અશોકે ગૌવધ બંધી ફરમાવી હતી. પ્રો. મુખર્જીના કથન અનુસાર અશોકના સમયમાં ગાયનું માંસ ખાવામાં આવતું

૧ સ્વાવિધં શલ્યકં ગોધાં ખડકાકર્મસશાંસ્ત થા ।
ભક્ષ્યાન્યઝ્જાખેષ્યા હુરનુષ્ટ્રૌસ્ચૈકતો દત: ॥(૫-૧૮)

૨ પ્રોફે. સ્મિથ અશોક પૃ. ૫૮

3 મુખર્જી : અશોક પૃ. ૨૧, ૧૮૧, ૧૮૪

નહોતું અને એટલા માટે નિષેધાત્મક આજ્ઞા ગાય ઉપર પણ લાગુ પડે છે એમ કહીને ઉભી થતી સમસ્યાથી બચવાનો એમણે પ્રયાસ કર્યો છે.

અશોકના સમયમાં ગૌમાંસ ખાવામાં આવતું નહોતું અને એટલે જ નિષેધાત્મક આજ્ઞા ગાય ઉપર પણ લાગુ પડે છે. એમનું આવું કથન એકદમ બેહુદું છે કારણ કે ગાય એવું પશુ છે જેને તમામ વર્ગો ખાતા જ હતા.

પ્રો. મુખર્જીની જેમ અશોકના સ્તંભલેખન સાથે ખોટું સમર્થન કરીને એણે ગૌહત્યા કાનુન દ્વારા બંધ કરાવી દીધી હતી એવો અર્થ કાઢવાની કોશીશ કરવાની આવશ્યકતા નથી. અશોકને ગૌ પ્રત્યે કોઈ વિશેષ સંબંધ નહોતો અને ન તો એ પોતાનું ખાસ કર્તવ્ય માનતો હતો કે ગાયને હિંસાથી બચાવે. અશોક પ્રાણીમાત્ર ઉપર પછી તે મનુષ્ય હોય કે પશુ હોય દયા દાખવવા માગતો હતો. એને જ્યાં જ્યાં અનાવશ્યક રૂપથી પશુ હત્યા જોવા મળી ત્યાં ત્યાં એ હત્યાઓ બંધ કરાવવા માટે પ્રયત્ન કરવો. એ પ્રકારનું એણે પોતાનું કર્તવ્ય માન્યુ હતું. આ કારણે જ એણે યજ્ઞોને માટે પશુવધનો નિષેધ કર્યો હતો. આ વાત એને આવશ્યક લાગી હતી. એણે એવા પશુઓની હત્યાનો પણ નિષેધ કર્યો જે કોઈ પણ ઉપયોગમાં આવતા નહોતા અથવા જેને ખાઈ શકાતા પણ નહોતા. એવા પશુઓનો વધ વાસ્તવમાં તેને અનુચિત લાગતો હતો. અશોકે વિશેષ રીતે ગૌવધ વિરુધ્ધ કોઈ કાનુન બનાવ્યો નથી. જો આપણે બૌધ્ધ દ્રષ્ટિકોણ સમજી લઈએ તો એ વાતને લક્ષ્ય ગણીને અશોક ઉપર કોઈ દોષારોપણ કરી શકાય નહીં.

જ્યારે આપણે મનુને અંગે વિચારીએ છીએ, એમણે પણ ગૌહત્યાની વિરુધ્ધમાં કોઈ કાનુન બનાવ્યો નથી. એમણે તો વિશેષ અવસરો પર ગૌ-માંસાહાર અનિવાર્ય ગણાવ્યો છે.

તો પછી - અબ્રાહ્મણોએ ગૌમાંસાહાર શા માટે છોડી દીધો ? આ ત્યાગની પાછળનું કોઈ કારણ પહેલી નજરે જ જોઈ શકાય એવું દેખાતું નથી. પણ આખરે આનું કોઈને કોઈ કારણ તો હોવું જ જોઈએ.

જે કારણ મને સુઝે છે તે એ છે કે અબ્રાહ્મણોએ બ્રાહ્મણોનું અનુકરણ કરવાનો પ્રયત્ન કર્યો અને ગૌમાંસાહાર છોડી દીધો. આ તદ્દન નવિન વિચાર છે. પણ આ કંઈ અસંભવ વિચાર નથી. શ્રી ગ્રાબીએલ તાર્દે (Gabriel Tarde)

નામનો ફ્રાંસનો લેખક સંસ્કૃતિ અંગે લખે છે કે, "જ્યારે કોઈ પણ ઉચ્ચવર્ગની સંસ્કૃતિની નકલ નિમ્નસ્તરનો વર્ગ વિશેષ કરે છે ત્યારે એવી સ્થિતિ સર્જાય છે કે, નકલ ધીરે ધીરે થાય છે અને પછી મશીનની ક્રિયાની માફક સહજ બની જાય છે અને જાણે કે પ્રાકૃતિક નિયમ હોય એવો ભાસ થાય છે." ગ્રાબીએલ તાર્દેએ નકલ કરવા અંગેના નિયમોની ચર્ચા કરી છે. એમાં એક મુદ્દો એ છે કે હંમેશાં નીચેનો વર્ગ ઉપલાવર્ગની નકલ કરતો હોય છે. આ એક એવી સર્વસામાન્ય વાત છે જેનો કોઈ પણ મનુષ્ય ઈન્કાર કરી શકે નહીં.

અ-બ્રાહ્મણોમાં જે ગૌપૂજાનો ભાવ ઉદય થયો અને એમણે ગૌ માંસ ખાવાનું છોડી દીધું એમાં જરાય અવિશ્વાસ રાખવા જેવો નથી. પોતાનાથી ઉપલા દરજજાના બ્રાહ્મણોની નકલ કરવાના પ્રયત્નોનું જ આ પરિણામ છે. એ વાત પણ સાચી છે કે; બ્રાહ્મણો દ્વારા ગૌપૂજાની તરફેણમાં ઘણો પ્રચાર કરવામાં આવ્યો હતો. ગાયત્રી પુરાણ આ પ્રકારના કાર્યનો એક નમૂનો છે. પણ મૂળતઃ નકલ કરવાનો પ્રાકૃતિક નિયમનું જ આ પરિણામ છે. હા, હવે આ વાત સ્વીકારતાં એક બીજો પ્રશ્ન ઉઠે છે કે બ્રાહ્મણોએ ગૌમાંસ ખાવાનું શા માટે છોડી દીધું ?

પ્રકરણ ૧૩

# બ્રાહ્મણો શા માટે શાકાહારી બની ગયા ?

એ તો સ્પષ્ટ જ છે કે અ-બ્રાહ્મણોમાં એક ક્રાંતિ થઈ હતી. ગૌમાંસાહાર છોડી દેવો એ ક્રાંતિ જ હતી. પણ જો અ- બ્રાહ્મણોમાં એક ક્રાંતિ થઇ તો બ્રાહ્મણોમાં બેવડી ક્રાંતિ થઈ હતી. એમણે ગૌમાંસાહાર છોડી દીધો એને એક ક્રાંતિ ગણી શકાય અને માંસાહારનો સદંતર ત્યાગ કરીને શાકાહારી બની જવું એ બીજી ક્રાંતિ હતી.

આગળના પરિચ્છેદોમાં જણાવ્યું એના અનુસાર તો એ ક્રાંતિ જ હતી એમાં સંદેહ નથી. એક એવો સમય પણ હતો જ્યારે બ્રાહ્મણો સૌથી મોટા ગૌમાંસાહારી હતા. જો કે બિન-બ્રાહ્મણો પણ ગૌમાંસ ખાઈ લેતા હતા. પણ આવું ગૌમાંસ એમને રોજે રોજ સુલભ થતું નહોતું. ગાય એક મૂલ્યવાન પશુ હતું અને બિન-બ્રાહ્મણ લોકો કેવળ ભોજનને માટે જ ગાયની હત્યા કરે એ વાત એમના માટે મુશ્કેલ હતી. તેઓ ખાસ-ખાસ વિશેષ અવસરો પર જ એવું કરી શકતા હતા. જ્યારે તેમને ધાર્મિક વિધિ પૂરી કરવાની થતી અથવા કોઈ દેવને પ્રસન્ન કરવા વ્યક્તિગત સ્વાર્થ એમને મજબૂર કરતો ત્યારે જ ગૌહત્યા કરતા. પણ બ્રાહ્મણોની તો વાત જ જુદી હતી. બ્રાહ્મણો તો પુરોહિતો હતા. કર્મકાંડના એ યુગમાં ભાગ્યે જ એવો દિવસ રહેતો જ્યારે કોઈને કોઈ નિમિત્તે ગૌ-વધ ન થતો હોય અને જેમાં કોઈને કોઈ બ્રાહ્મણને બોલાવતું ન હોય ! બ્રાહ્મણ માટે પ્રત્યેક દિવસ ગૌમાંસાહારનો દિવસ હતો. એટલે બ્રાહ્મણો સૌથી મોટા ગૌમાંસાહારી હતા. બ્રાહ્મણોના યજ્ઞ ધર્મના નામે નિરપરાધ પશુઓની હત્યાના આયોજન સિવાય બીજું કશું જ થતું નહોતું.

પશુની હત્યા કરતાં પહેલાં બેહિસાબ, લાંબા અને વિવિધ મંત્રો સાથે પ્રારંભિક સંસ્કાર કરવામાં આવતો હતો. યજ્ઞની મુખ્ય મુખ્ય વાતોની એક કલ્પના અહીં આવે તે માટે થોડુંક વિવેચન જરૂરી છે. યજ્ઞ સ્તંભને જ 'યૂપ' કહેતા. એની સ્થાપનાથી જ યજ્ઞનો પ્રારંભ થતો.[1]

૧ વજ્રો વા એષ યધૂપ: સોડષ્ટાશ્રિ: કર્તવ્યો ડટાશ્રિર્વૈ વજ્રસ્તં પ્રહરતિ દ્વિષતે માતૃવ્યાપ વધ યોડસ્ય

પશુઓની હત્યા પહેલાં પશુઓને આ યજ્ઞસ્તંભ પાસે જ બાંધવામાં આવતા. 'યુપ'ની આવશ્યકતા બતાવ્યા પછી ઐતરેય 'બ્રાહ્મણ'માં એનું તાત્પર્ય બતાવ્યું છે,[૧]

"યૂપ એક શસ્ત્ર છે. એની આઠ ધાર હોવી જોઈએ કારણ કે શસ્ત્ર (લોખંડની ગદા)ના આઠ ખૂણા હોય છે. જ્યારે પણ તે એનાથી કોઈ શત્રુ કે વિરોધી ઉપર પ્રહાર કરે છે તો એને મારી નાખે છે. આ શસ્ત્ર એવું છે જેના દ્વારા જેનો વધ કરવો હોય તેનો વધ થઈ જ જાય. 'યુપ' એક એવું શસ્ત્ર છે જે શત્રુના વિનાશ માટે સીધું ઊભું રહે છે. આના દ્વારા યજ્ઞ કર્તાનો શત્રુ જો (યજ્ઞમાં) ઉપસ્થિત હોય તો આ યુપને જોઈ દુઃખને પ્રાપ્ત થાય છે."

યુપને માટે યજ્ઞકર્તાના યજ્ઞ કરવાના ઉદ્દેશ્ય અનુસાર ભિન્નભિન્ન પ્રકારના લાકડાં પસંદ કરવામાં આવે છે. ઐત્તરેય બ્રાહ્મણ ગ્રંથનું કથન છે કે;

"જે સ્વર્ગ ચાહે છે એણે પોતાની 'યૂપ' ખદિરના લાકડાંનું બનાવવું જોઈએ. કારણ કે દેવતાઓએ ખદિરના લાકડાંઓથી જ 'યૂપ' દ્વારા દિવ્યલોક પર વિજય મેળવ્યો હતો. એવી જ રીતે યજ્ઞકર્તા ખદીરનાં લાકડાંથી બનેલા 'યૂપ'થી દિવ્ય લોક જીતતો હોય છે."

"જે ભોજન ઈચ્છે છે અને પુષ્ટ થવા માગે છે એણે પોતાનો 'યૂપ' બિલ્વના લાકડાંથી બનાવવો જોઈએ. બેલના વૃક્ષને પ્રતિવર્ષ ફળ લાગે છે. આ ફળદ્રુપતાનું પ્રતિક છે. કારણ કે તે જડથી શાખાઓ સુધી (પ્રતિવર્ષ) આકારમાં વધતું જ રહે છે. એટલે તે પુષ્ટતાનું પ્રતિક છે. જે બાબત જાણે છે તે પોતાનો 'યૂપ' બેલના લાકડાંનો બનાવે છે. એનાં બાળકો અને પશુઓ આના દ્વારા પુષ્ટ થાય છે."

"બેલની લાકડીથી બનેલા 'યૂપ' અંગે એટલું જ કહેવાનું છે - જો બિલ્વને

---

તૃત્ય સ્તસ્ત્રૈ સ્તતૈવૈ ઈતિ ।
વજ્રો વૈયૂપઃ સ એષ દ્વિપતો વધ ઉદ્યતંરિતષ્ઠતિ તસ્મો દ્વાર યેત્ત હિ યો દ્રેષ્ટિ તસ્યા પ્રિયં મવત્ય મુખ્યાયં દ્રૂપોડમુખ્યાય યૂપ ઈતિ દ્રષ્ટવા ઈતિ ।

૧ ઐતરેય બ્રાહ્મણ II પૃ. ૭૨-૭૪.

વારંવાર 'પ્રકાશ' કહે છે અને એવું સમજી લે છે, તે પોતાના લોકોમાં પ્રકાશ બની જાય છે અને પોતીકા લોકોમાં સૌથી શ્રેષ્ઠ.[૧]

"જે સૌંદર્ય અને પવિત્ર વિદ્યા ચાહે છે એણે 'પોતાનો 'યૂપ' પલાસનાં લાકડાંનો બનાવવો જોઈએ કારણ કે પલાસ સૌંદર્ય અને પવિત્ર વિદ્યાનું વૃક્ષ છે જે આ વાત જાણે છે તે પોતાનો યૂપ પલાસના લાકડાંનો બનાવે છે. તે સુંદર થઈ જાય છે અને પવિત્ર વિદ્યા પ્રાપ્ત કરે છે.

"પલાસના લાકડાંથી બનેલા 'યૂપ' અંગે (આટલું વિશેષ વક્તવ્ય છે કે પલાસ બધા જ વૃક્ષોનો ગર્ભ છે. એટલે તેઓ તેમની અથવા તે વૃક્ષ પલાસની વાત કરે છે. જે આ જાણે છે એની તમામ ઈચ્છાઓ - કોઈ વૃક્ષ સાથે ભલેને હોય, પણ પૂરી થાય છે."[૨]

આના પછી 'યૂપ'ના અભિષેકનો સંસ્કાર થાય છે.[૩] અધ્વર્યુ (હોતાને) કહે છે, "અમો 'યૂપ'નો અભિષેક કરીએ છીએ. અપેક્ષિત મંત્ર ભણો ત્યારે હોતા મંત્ર ભણે છે. 'અંજન્તિ ત્વાં અધ્વરે ....' (૩.૮.૧.) અર્થાત્ "હે ! વૃક્ષ ! પુરોહિત દિવ્ય મધુ (માખણથી તારું સ્વાગત કરું છું) જો તું સીધું ઊભું હોય કે તારી માતા પૃથ્વી પર સૂઈ રહેલું હોય તો અમોને ધન આપ' દિવ્યમધુ ઓગળેલું માખણ છે. જેના દ્વારા પુરોહિત 'યૂપ'નો અભિષેક કરે છે. બીજો અડધો મંત્ર અમોને આપ. વગેરેનો અર્થ તુ સીધું ઉભું હોય કે પડેલું હોય અમને ધન આપ.[૪]

ત્યારે હોતા એનું પુનરુચ્ચારણ કરે છે. "જાતો જાયતે સુદિનત્વે (૩, ૮, ૫) અર્થાત્ ઉત્પત્તિ પછી તે (યૂપ) પોતાના જીવનના મધ્યકાળમાં મરણશીલ મનુષ્યોના ઉપયોગમાં આવે છે. બુધ્ધિમાન લોકો એને (યૂપને) સમજાવીને સંલગ્ન

૧ "પુષ્યતિ પ્રજાં ચ પશુશ્ચ ય એવ વિદ્વાન્બૈલં યૂપં કુરુતે ઈતિ ।
યદેવ બૈલવાં ઈ બિલવં જ્યોતિરિતિ વા આચક્ષતે ઈતિ જ્યોતિ સ્વેતુ
ભવતિ શ્રેષ્ઠ સ્વાનાં ભવતિ ય એવં વેદ ઈતિ ।

૨ યદેવ પાલાશં ઈ સર્વેષાં વા વનસ્પતિનાં યોર્નિયત્ય લાશસ્તસ્મા - ત્પલાશસ્યૈવ પલાશેના ડ ચક્ષતેડમુષ્ય પલાશમુણ્ય પલાશમિતિ ઈતિ સર્વેષાં હાસ્ય વનસ્પતિનાં કામા ઉપાપ્તો ભવતિ ય એવ વેદ ઈતિ: ।

૩ અત્રેય બ્રાહ્મણ ॥ પૃષ્ઠ ૭-૭૪

૪ અત્રેય બ્રાહ્મણ (માર્ટિન હગ) ॥ પૃ. ૭૪-૭૮

કરે છે. તેઓ દેવતાઓના વ્યાખ્યાન કુશળ દૂતની જેમ સ્વર મોટો કરે છે. જેથી દેવતાઓ એને સાંભળી શકે. તે (યૂપ) જાત અર્થાત્ ઉત્પન્ન કહેવાય છે કારણ કે તે આ શ્લોકના પહેલા ઉચ્ચારણથી પેદા થાય છે. વર્ધમાન (શબ્દથી) અર્થાત્ વિકસિત થઈને તે તેને (યૂપને) આ પ્રકારે વધારે છે. પુનન્નિ (શબ્દથી) અર્થાત્ પવિત્ર કરવું, સજાવવું, તેઓ એને આ પ્રકારે પવિત્ર કરે છે. તે એક 'વ્યાખ્યાન કુશળ દૂત' શબ્દોથી દેવતાઓને યૂપના અસ્તિત્વની સૂચના આપે છે.[1]

હોતૃ યજ્ઞસ્તંભના અભિષેકનો સંસ્કાર સમાપ્ત કરે છે. એ સમયે કહે છે[2] યુવા સુવાસા: પરિવીત આગાત્ (૩, ૮, ૪) અર્થાત્ પટ્ટીથી સજાવેલા યુવાઓ આવી પહોંચ્યા છે. તે (તમામ વૃક્ષોને) જે ક્યારેય પણ ઉત્પન્ન થયા હોત, વધ્યા હોય, બુધ્ધિમાન પુરોહિત પોતાના અંતસના સુવ્યવસ્થિત વિચારોને મંત્રપાઠ દ્વારા એને પેદા કરે છે. પટ્ટીથી સજેલા યુવાઓ જીવનદાયિની વાયુ (આત્મા) છે. જે શરીરના અંગો દ્વારા ઢંકાયેલા છે. 'તે ઉત્તમ છે' વગેરે શબ્દો દ્વારા તે ('યૂપ') ઉત્તમ થતો જાય છે (અધિક શ્રેષ્ઠ અને સુંદર) આ મંત્રના બળથી બને છે.

આનાથી આગળનો સંસ્કાર આગથી યજ્ઞસ્તંભની પરિક્રમા કરવાનો છે. આ અંગે ઐત્તરેય બ્રાહ્મણમાં નિમ્નલિખિત સુચન છે.

"જ્યારે (પશુ)ને ચારેય બાજુ આગ ફેરવવામાં આવે છે ત્યારે અધ્વર્યુ હોતૃને કહે છે કે, પોતાના મંત્રનો પાઠ કરો. જયારે હોતૃ અગ્નિને સંબોધિત કરીને ગાયત્રી છંદમાં રચેલા ત્રણ મંત્રોનો પાઠ કરે છે. "અગ્નિ હોંતાનો અધ્વરે" (૪, ૧૫, ૧-૩) અર્થાત્ (૧) અમારો પુરોહિત, અગ્નિ, એક ઘોડાની આજુબાજુ ફેરવવા જઈ રહ્યો છે તે દેવતાઓમાં યજ્ઞનો દેવતા છે. (૨) એક રથીની જેમ અગ્નિ યજ્ઞની પાસેથી ત્રણવાર પસાર થાય છે, તે દેવતાઓની પાસે આહુતિ

૧ જાતો જાયતે સુદિનત્વે આહ્નામિતિ ઈતિ ।
જાતો હ્યેષ એતજજાયતે ઈતિ ।
સમર્થ આ વિદથે વર્ધમાન ઈતિ વર્ધય નયેનવૈનં તત્ ઈતિ । પુનન્તિ ધીરા અપસો મનીષેતિ પુનન્ત્યેવૈન તત્ ઈતિ । દેવયા વિતં ઉદયતિં વાચમિતિ દેવેભ્ય એવૈનં તન્નિવેદયતિ ઈતિ ।

૨ પર્યગ્નેય ક્રિયાળામનુપૂ હોત્યા ધ્વર્યુ: । ઈતિ અગ્નિહોતાં નો અધ્વરે ઈતિ તૃચમાગ્નેયં ગાયત્રમન્વાહ યર્યગ્નિ ક્રિમાળે સ્વયૈનં તદ્દેવતયા સ્વેનચ્છાન્દસા સમર્ધિતિ ઈતિ ।

લઈ જાય છે. (૩) ભોજનનો અધિષ્ઠાતા અગ્નિ ઋષિ આહુતિની આસપાસ ફરીને તે યજ્ઞકર્તાને ધન આપે છે."[૧]

જ્યારે પશુની આસપાસ અગ્નિ લઈને ફરવામાં આવે છે ત્યારે એને પોતાના દેવતા અને પોતાના છન્દસ દ્વારા યશસ્વી બનાવીએ છીએ. "તેને એક 'ઘોડા'ની જેમ લઈ જવામાં આવે છે"નો અર્થ છે કે, તે એને ફેરવે છે જાણે કે ઘોડો ન હોય ! એક 'રથીની માફક 'ત્રણવાર યજ્ઞની આસપાસ તે ફરે છે' એનો અર્થ એ થયો કે રથીની માફક (ઝડપથી યજ્ઞની આસપાસ ફરે છે) તે વાજપતિ (ભોજનનો અધિષ્ઠતા) કહેવાય છે કારણ કે તે (વિવિધ પ્રકારના) ભોજનોનો અધિષ્ઠતા છે.

"અધ્વર્યુ કહે છે, 'હે હોતઃ ! દેવતાઓને આહુતિ આપવા માટે વધારાની આજ્ઞા આપો."[૨]

"ત્યારે હોતૃ (વધ કરનારાઓને) આદેશ આપે છે - હે દિવ્ય વધ કરનારાઓ! (પોતાનું કાર્ય) આરંભ કરો અને તમે જે માનવિય વધ કરનારાઓ છે તેઓ પણ. આનો અર્થ એ છે કે તમામ વધકરનારા ચાહે તે દેવતાઓમાં હોય, ચાહે માનવીઓમાં હોય - આજ્ઞા આપે છે કે (આરંભ કરો).[3]

વધ કરવા માટેના શસ્ત્રો અહીં લાવો. તમે લોકો યજ્ઞના બન્ને સ્વામીઓ 'દ્વારા યજ્ઞનો આદેશ આપી રહ્યા છો. [૪]

"પશુ આહુતિ છે. યજ્ઞકર્તા આહુતિનો સ્વામી છે. આ પ્રકારે હોતૃ યજ્ઞકર્તાને એની આહુતિથી યશસ્વી બનાવે છે. એટલે તેઓ સત્ય કહે છે કે; જે દેવતાને માટે પશુનો વધ કરવામાં આવે છે તે જ એનો સ્વામી છે. જો એક જ દેવતાને માટે 'પશુ'ની બલિ આપવામાં આવે તો પુરોહિતે કહેવું જોઈએ કે; મેધપતયે અર્થાત્ યજ્ઞના સ્વામીને માટે (એક વચન) જો દેવતાઓને માટે હોય તો

૧ વાજી સન્યરિળીયત ઈતિ વાજિનમિવ હ્યેન સતં પરિળયન્તિ ઈતિ । પરિત્રિ વિષ્યધ્વર પાત્યગ્નિ રથીરિવેત્યેષ હિ રથી રિવાધ્વરં પરિ યાતિ ઈતિ । પરિવાજપતિ વર્ગપરિત્યેષ હિ વાજાનાંપતિઃ ઈતિ ।

૨ અતઃ ઉપપ્રેષ્ય હોતર્હવ્યા દેવેમ્ય ઈત્યાહાધ્વર્યુ ઈતિ ।

૩ દેવ્યાઃ શમિતાર આરમ્ભદ્ભમુત મનુષ્યા ઈત્યાહ, યે ચૈવ દેવાનાં શમિતારો યે ચ મનુષ્યાળાં તાનેવ તત્સશાસ્તિ ઈતિ । અત્રેય બ્રાહ્મણ (માર્ટિન હંગ) ॥ પૃ. ૮૪-૮૬

૪ ઉપનયત મેધ્યા આશાસાના મેધ પતિમ્યાં મેધમિતિ ઈતિ ।

દ્વિવચનનો પ્રયોગ કરવો જોઈએ - યજ્ઞના બન્ને સ્વામીઓ માટે. જો અનેક દેવતાઓ માટે હોય તો બહુવચનનો પ્રયોગ કરવો જોઈએ. યજ્ઞના સ્વામીઓ માટે આ નિશ્ચિત ધર્મ છે.[૧]

"તમે એમના માટે અગ્નિ લાવો ! પશુને જ્યારે વધસ્થાન તરફ દોરીને લઈ જવાયું ત્યારે એણે પોતાની સામે મૃત્યુને જોયું. તે દેવતાઓની પાસે જવા માગતું નહોતું ત્યારે દેવતાઓએ એને કહ્યું, "આવ, અમે તને સ્વર્ગમાં પહોંચાડીશું. પશુ માની ગયું અને બોલ્યું તમારામાંથી એકે મારી આગળ આગળ ચાલવું જોઈએ. દેવતાઓએ સ્વીકાર કર્યો. ત્યારે અગ્નિ પશુની આગળ આગળ ચાલ્યો અને પશુ એની પાછળ પાછળ. એના ઉપરથી જ તે કહે છે કે, પ્રત્યેક પશુ પર અગ્નિનો અધિકાર છે કારણ કે પશુ અગ્નિની પાછળ પાછળ ચાલ્યું છે. એટલા માટે તેઓ પશુની આગળ આગળ અગ્નિને લઈને જાય છે."[૨]

"પવિત્ર ઘાસ વિખેરી દો. પશુ વનસ્પતિ પર જીવે છે. હોતૃ આ રીતે પશુને એનો સમસ્ત આત્મા આપે છે. (કારણ કે વનસ્પતિ એનો જ હિસ્સો માનવામાં આવે છે.)[3]

'પશુને ચારે બાજુ ફેરવ્યા પછી પશુ યજ્ઞને માટે પુરોહિતને આપવામાં આવે છે. યજ્ઞને માટે પશુ સમર્પણ કોણ કરે એના અંગે ઐત્તરૈય બ્રાહ્મણમાં આજ્ઞા છે કે, માતા, પિતા, ભાઈ, બહેન, મિત્ર અને સાથીઓ વધ કરવા માટે પશુને સમર્પણ કરે. જે વખતે આ શબ્દ કહેવાય છે ત્યારે તેઓ પશુને પકડી લે છે. જેના અંગે એવું માનવામાં આવે છે કે: તે **માતાપિતા દ્વારા હંમેશનું ત્યાજય છે.**[૪]

---

૧ પશુર્વૈમેધો યજમાનો મેધપતિર્વજમાનમેવ તત્સ્વેન મેધેન સમર્ધપતિ ઈતિ । અથો ખલવાહુર્યસ્યૈવ વાવકસ્યૈ ચ દેવતાયૈ પશુરાલભ્યતે સૈવ મેઘપતિરિતિ ઈતિ ।
સ વદ્યેક દેવત્ય: પશુ: સ્યાન્મેધપતય ઈતિ બ્રુયાદ્યાદિ દ્વિવેવત્યો મેધપતિભ્યામિતિ યદિ બહુદેવત્યો મેધપતિભ્ય ઈત્યેતદેવ સ્થિતમ્ ઈતિ ।

૨ પ્રાષ્મા અગ્નિ મરનેતિ ઈતિ । પશૂ વૈનિયમાન: સ મૃત્યુ પ્રાયશ્ચત્સ દેવ નાન્વકામયતૈનું તં દેવા અબ્રૂવન્ને હિ સ્વર્ગ વૈ ત્વા સોતં ગતિવ્યામ ઈતિ સ તથેત્ય બ્રવીત્તસ્ય વૈ મે પુષ્માકમેક: પુરસ્તાદૈત્વિતિ તથેતિ તસ્યાગ્નિ પુરસ્ના દૈત્સોડગ્નિ મનુપ્રાચ્યવત, ઈતિ ।
તસ્માદાહુ રાગ્નેયોવાવ સર્બ: પશુરગ્નિ હિ સોડનું પ્રાચ્યવતેતિ ઈતિ ।
તસ્માદ્ગ્યગ્નિ પુરસ્તદ્ગરન્તિ ઈતિ । અત્રેય બ્રાહ્મણ (માર્ટન હંગ) ।। પૂ. ૮૬

3 સ્તૃણીત બર્હિરિત્યો બધ્યાત્મા વૈ પશુ: પશુમેવ તત્સર્વાત્માનં કરોતિ ઈતિ ।

આ સુચનાને વાંચીને આશ્ચર્ય થાય છે કે પ્રત્યેક વ્યક્તિને લગભગ પશુને યજ્ઞ માટે સમર્પિત કરવાના સંસ્કારમાં ભાગ લે એવું જરૂરી મનાયું છે. કારણ સ્પષ્ટ જ છે. યજ્ઞમાં ૧૭ બ્રાહ્મણ પુરોહિતો રહેતા અને સ્વાભાવિક રીતે જ તેઓ મૃત પશુ (બલિ)ની આખીને આખી લાશ પોતાના માટે જ લઈ લેવા ઈચ્છતા હતા. [૧]

હકીકતમાં તો જો એમને આખીને આખી લાશ પોતાને માટે ઉપલબ્ધ થાય નહીં તો સત્તર બ્રાહ્મણ પુરોહિતોમાં એનો બરાબરીપૂર્વકનો ભાગ થઈ જ શકે નહીં અને કાનુની દ્રષ્ટીએ પણ બ્રાહ્મણને આખીને આખી લાશ મળી પણ શકે નહીં. જો કોઈ પશુ ઉપરનો પોતાનો અધિકાર છોડી દે તો જ આમ બને એટલે 'આ સુચનામાં' જે આદમી પશુની સાથે સમર્પણ કરવા આવ્યો હોય એણે પણ પોતાનો અધિકાર છોડી દેવાનો આદેશ આપવામાં આવ્યો છે.

હવે પશુનો વધ કરવા અંગેના વિધિવિધાનો આવે છે. ઐત્તરેય બ્રાહ્મણમાં પશુની હત્યા કરવાની વિધિનું વર્ણન આ પ્રકારે આપવામાં આવ્યું છે.

"એના પગ ઉત્તર દિશા તરફ વાળો. એની આંખો સૂર્ય સામે, એની શ્વાસાવાયુને, એના પ્રાણવાયુને, એની શ્રવણ શક્તિને દિશાઓ તરફ અને શરીર પૃથ્વીને સોંપી દો. આ પ્રકારે (હોતૃ) એને લોકોની સાથે જોડી દે છે.[૨]

"(કાપ્યા વિના) આખી ચામડી ઉતારી લો. નાભિ કાપતાં પહેલાં (Omentum) ચીરી નાખો (એનું મોં બંધ કરીને) એના શ્વાસને અંદરને અંદર જ રોકી દો. આ પ્રકારે તે (હોતૃ) પશુઓમાં શ્વાસ મૂકે છે. [3]

"એની છાતીનો એક ભાગ બાજના જેવો, કાળી બાજુઓનાં (બે ટૂકડા)

---

૧૩ 'અન્વેન માતા માન્યતાનું પિતાનh, માતા સગમ્યોડનુ સખ્યા સપૂથ્ય ઈતિ જનિવૈરીનં તત્સ્મનુ મતમાલભન્તે, ઈતિ ।" - ઐત્તરૈય બ્રાહ્મણ - (માર્ટિન હંગ) ॥ પૃ. ૮૬

૧ વાસ્તવમાં બ્રાહ્મણ આખીને આખી બલિની લાશ મેળવી લેતો હતો. કેવળ પશુના પગ જ પરીકર્તા અને એની પત્નીના ભાગમાં આવતી હતી.

૨ એકધાડસ્ય ત્વચમાચ્છયતાત્મ પુરા નાભ્યા અવિશસોમુ વયામુ ત્શિદતા દન્તરેવોષ્માણં વારયધ્વાદિતિ પશુષ્વેવ તત્ પ્રાણાન્ દધાતિ (એત. બ્રા)

3 શ્યેનમસ્ય વક્ષ: કૃણુતાત્ પ્રશંસા બાહુ શાલા દોષાણી કશ્યપેવા સાડચ્છિદ્ર શ્રોણી કવષોરુસ્ને કષર્ણાદષ્ટી વન્ના ષડ્ વિંશતિદસ્ય બડ ક્રયસ્તા અનુષ્ઠો ચ્યાવયતાદ્ । માત્રં માત્રમસ્યા નૂને કૃણુતા: દિત્યં મન્યેવાત્ય તદ્ માત્રાણિ પ્રોણતિ । (એત. બ્રા.)

કુહાડીના (આકારના), આગળના પગના (બે ટૂકડા), ધાનના રેષાના (આકારના), ખભાના (બે ટુકડા), બે કાઈઓના (આકારના) કમ્મરની નીચેનો ભાગ અતૂટ રહે, જાંઘના (બે ટૂકડા), રેષાઓના (આકારના) બન્ને ઘૂંટણોના (બે ટૂકડા), પાનના (આકારના) એની ૨૬ પાંસળીઓ એક પછી એક એમ કાઢી લેવી જોઈએ. એના પ્રત્યેક અંગને સુરક્ષિત રાખવામાં આવે એ રીતે તે એના તમામ અંગોને લાભ પહોંચાડે છે."

યજ્ઞને માટે પશુની હત્યા કરવા અંગેના બે સંસ્કાર બાકી રહે છે. એક છે બ્રાહ્મણ પુરોહિતનો, જેણે કસાઈ તરીકેનું કામ કર્યું હતું એને હત્યાના પાપથી મુક્ત કરવાનો સંસ્કાર સિધ્ધાંતરુપે તે 'હત્યારો' ઠરે છે કારણ કે પશુ કેવળ યજ્ઞકર્તા માટે એક પ્રતિક જ છે. એને 'હત્યા'ના પરિણામથી બચાવવા માટે ઐત્તરેય બ્રાહ્મણે હોતૃને નિમ્ન પ્રકારે આજ્ઞા આપી છે કે; ઉદરસ્યને ન કાપો જે ધુવડના આકારનો હોય છે અને હે વધ કરનારાઓ ! તમારાં બાળકો અથવા તમારા સંતાનોમાં પણ કોઈ એવો ન હો જે એમને કાપી નાંખે, આ શબ્દોને કહીને તે દેવતાઓ અને મનુષ્યો બન્નેની મધ્યમાં જે હત્યારો છે એને આપે છે.[1]

ત્યારે હોતૃને ત્રણ વાર કહે છે [2]હે અધ્રિગુ ! (અને હે અન્ય) (પશુઓ)નો વધ કરો. એને સારી રીતે કરો. એનો વધ કરો. હે અધ્રિગુ પશુની હત્યા થયા પછી એને ત્રણવાર કહેવું જોઈએ (જો હત્યાના દુષ્પરિણામથી અમને) દૂર રાખો. કારણ કે દેવતાઓમાં જે અધ્રિગુ છે જે (પશુને) ચુપ કરે છે અને અપાપા (દૂરને દૂર) છે જે એને નીચે પાડે છે. આ શબ્દ કહીને તે પશુને એમને સોંપી દે છે. જે એનું મોં બંધ કરીને એને ચુપ કરી દે છે અને એનો વધ કરી નાખે છે.

ત્યારે હોતૃ જપ કરે છે હે વધ કરનારાઓ ! તમારું પુણ્ય અહિંયા અમારી પાસે છે. તમારું પાપ અન્યત્ર ચાલ્યું જાય. હોતૃના આ કથનથી (પશુવધની)

૧ વનિષ્ઠ મસ્ય વા શવિષ્ટોરુકં મન્યમાના નેટ્વતઓરતો કે તનયે રવિતારવચ્છમિતાર ઈતિ યે ચૈવ દેવાનાં શમિતારો યે ચ મનુષ્યાણાં તેભ્ય એવૈનં તત્ પરિદધાતિ (એત. બ્રાહ્મણ)

૨ આધ્રિનો શમીધ્વં સુશમિશમીધ્વં શમીધ્વમધ્રિમો ૩. ઉ ઈતિ ત્રિબ્રૂયા દયાપૈતિ ચાધ્રિમુર્વં દેવાનાં શમિતાડથાયો નિગ્રમીતા શમિતૃભ્ય શ્રૈવૈનં તન્નિગ્રમીતુભ્યશ્ચ સપ્રયચ્છતિ

આજ્ઞા આપે છે કારણ કે અગ્નિ જ્યારે દેવતાઓને હોતૃ હતો ત્યારે એણે પણ આ શબ્દોમાં (પશુનો) વધ કરવાની આજ્ઞા આપી હતી.[૧]

ઉક્ત જપથી હોતૃ એ સૌના જે પશુઓના શ્વાસ બંધ કરી રહ્યા છે અથવા જે તેમનો વધ કરી રહ્યા છે, એમને (પાપ)ના દુષ્પરિણામોથી મુક્ત કરે છે. જે એમના કોઈ ટુકડાઓને અતિશીઘ્રતાથી કાપવામાં કોઈ ટુકડાને અતિવિલંબથી કાપવામાં, કોઈ ટુકડાને ઘણો મોટો કાપવામાં અથવા કોઈ ટુકડાને ઘણો નાનો કાપવામાં નિયમોનું ઉલ્લંઘન કરે છે. હોતૃ એનો આનંદ લે છે અને પોતાની મેળે જ તમામ પાપોમાંથી મુક્તિ મેળવે છે અને પુરેપુરું આયુષ્ય પ્રાપ્ત કરે છે અને એનાથી યજ્ઞકર્તા પણ પોતાનું પુરેપુરું આયુષ્ય પ્રાપ્ત કરે છે. જેને આ જ્ઞાન છે તે પણ પોતાનું પુરેપુરૂં આયુષ્ય પ્રાપ્ત કરે છે.

આનાથી આગળ ઐત્તરેય બ્રાહ્મણગ્રંથોમાં મૃત પશુના શરીરના ભાગોનો નિકાલ કરવા માટે વિચાર કરવામાં આવ્યો છે. એને આદેશ છે કે,

"એનું છાણ છુપાવવા માટે જમીનમાં એક મોટો ખાડો ખોદો. છાણ શાકાહારથી બને છે કારણ કે પૃથ્વી વનસ્પતિનું ઉદ્‌ગમ સ્થાન છે. એટલે હોતૃ અંતમાં છાણને એના ઉચિત સ્થાનમાં મૂકે છે. પ્રેતાત્માઓને રક્ત આપો કારણ કે એકવાર દેવતાઓએ પ્રેતાત્માઓને હવિર્યજ્ઞ (પુનમ તથા એકમના દિવસનો બલિ)ને એનો હિસ્સો ન આપતાં એણે ભુસું તથા થોડું નાનું ધાન્ય આપ્યું અને પછી એમને (સોમ તથા પશુ યજ્ઞ જેવા) મોટા યજ્ઞોમાંથી બહાર કાઢીને રક્ત આપ્યું. એટલે હોતૃ આ મંત્રનો જપ કરે છે. પ્રેતાત્માઓને રક્ત આપો. એમનો આ હિસ્સો આપીને પછી એમને યજ્ઞમાંથી કોઈ પણ ચીજ લેવાથી વંચિત કરી દેવામાં આવે છે. તેઓ કહે છે, "બુરા આત્માઓને યજ્ઞમાં યાદ કરવા ન જોઈએ. રાક્ષસ, અસુર, ભુંડા આત્માઓ કોઈ પણ હો, કારણ કે યજ્ઞ વિના વિઘ્ન ન હોવો જોઈએ. પણ બીજાઓનો મત છે કે, એમને યાદ કરવા જોઈએ કારણ કે; જો કોઈ કોઈને એના હિસ્સાથી વંચિત કરે છે તો જેને તે

૧ શમિનારો યદ્દત્ર સુકૃતં કૃણવથા સ્માસુ તદ દુષ્કૃતમન્યત્ર યદિત્યાહાગ્નિવૈ દેવાનાં હોતાડસીત્ સ એનં વાચા વ્યશાત્ વાચા વા એનં હોતા વિશાસ્તિ તદ્ યદર્વાગ પત્યરઃ કૃન્તન્તિ યદુલવણું ગશ્ચિ પુરં ક્રિયતે શમિતૃભ્ય શ્રૈવૈન તન્તિ કામૌ તુભ્યશ્ચ સમનુદિશતિ શ્રસ્ત્યેવ હોતોન્મુચ્યેત સર્વાયુઃ સર્વાયુત્વાય । સર્વગા પુરેતિ ય એવં વેદ । ઐત્તરેય બ્રાહ્મણ

વંચિત કરે છે તે તેને કષ્ટ આપશે જો તે પોતાના દંડથી બચી ગયો તો એના પુત્રોને, અને જો તેઓ પણ બચી ગયા તો એના પૌત્રોને કષ્ટ ભોગવવા પડશે. આ પ્રકારે જેં કષ્ટ તમને પડે તે કષ્ટ તમારા પુત્ર કે પૌત્રોને મળે છે."

જે હોય તે, જો હોતૃ સંબોધન કરે તો એને ધીમા સ્વરથી કરવું જોઈએ. કારણ કે 'ધીમોસ્વર' અને 'પ્રેતાત્માઓ' બન્ને છુપાયેલા જેવા રહે છે. જો તે મોટા સ્વરે બોલે તો તે પ્રેતાત્માઓના અવાજમાં બોલે છે અને તે રાક્ષસસ્વર એક ભયાનક અવાજમાં બોલવા માંડે છે. જે વાણીમાં ક્રોધી તથા શરાબી આદમી બોલે છે તે રાક્ષસની વાણી છે. જેને આ જ્ઞાન છે તે જાતે સ્વયંક્રોધી થશે નહીં એટલું જ નહીં એમના સંતાનો પણ એવા થશે નહીં.[૧]

હવે અંતિમ સંસ્કાર બાકી રહી જાય છે. પશુના શરીરના અંગો દેવી દેવતાઓને સમર્પિત કરવાનો સંસ્કાર. આને 'મનોત' કહેવામાં આવે છે. આત્રેય બ્રાહ્મણ અનુસાર[૨] અધ્વર્યુ હોતૃને કહે છે "મનોતને માટે કાપવામાં આવેલા યજ્ઞના પશુઓના અંગો દેવતાઓ સમર્પિત કરવાને માટે ઉપયુક્ત મંત્ર કહો." તે ત્યારે આ મંત્રનું પુનરુચ્ચારણ કરે છે - હે અગ્નિ ! તમે પ્રથમ મનોત છો.[3]

હવે પશુના માંસનું વિભાજન અને વહેંચણીનો પ્રશ્ન શેષ રહી જાય છે. આ વિષયમાં આત્રેય બ્રાહ્મણનો નિર્ણય આ પ્રકારે છે. [૪]

હવે બલિના પશુના ભિન્ન ભિન્ન અંગો (પુરોહિતોમાં) વહેંચવાનો પ્રશ્ન ઉપસ્થિત થાય છે. અમે એનું વર્ણન કરીએ છીએ. જડબાંની બન્ને બાજુના હાડકાં અને જીભ '**પ્રસ્તોતો**'ને આપવામાં આવે. બાજના આકારની છાતી '**ઉદ્ગાતા**'ને, ગળુ અને તાલુ '**પ્રતિહર્તા**' ને; કમ્મરની નીચેનો જમણી બાજુનો હિસ્સો '**હોતૃને**'; ડાબીબાજુ **બ્રહ્મને**, જમણી જાંગ **મૈત્રાવરુણને**; ડાબી **બ્રાહ્મણાચ્છાઓને**, ખાંધની સાથે જમણી બાજુ **અધ્વર્યુને**; ડાબી મંત્રોચ્ચાર

૧ ઐત્તરેય બ્રાહ્મણ (માર્ટિન હગ) ।। પૃ. ૮૭

૨ ઐત્તરેય બ્રાહ્મણ (માર્ટિન હગ) ।। પૃ. ૯૩

3 મનોતનો અર્થ દેવી દેવતાઓને બલિ સમર્પિત કરવાનો સંસ્કાર.

૪ ઐત્તરેય બ્રાહ્મણ (માર્ટિન હગ) ।। પૃ. ૪૪૧-૪૨

સાથે આપનારા (**ઉદ્દગાતાઓને**) જમણી ખાંધ **પ્રતિસ્થાનને,** ડાબી બાજુનો નીચેલો હિસ્સો (**નેષ્ટદ્**)**ને** ડાબી બાજુનો નીચલો હિસ્સો પોતા (**પોત્**)**ને** ડાબી જાંગનો ઉપરનો હિસ્સો **આચ્છાવકને,** જમણી જાંગનો ઉપરનો હિસ્સો **આગ્નિધરને,** ડાબી બાજુનો હિસ્સો **આત્રેયને,** જમણી બાજુનો ઉપરનો હિસ્સો **સદસ્યને,** પાછળનાં હાડકાં અને અંડકોષ (**યજ્ઞ કરાવનારા**) ગૃહસ્થને, જમણો પગ ભોજન કરાવનાર **ગૃહપતિને,** અને ડાબો પગ ભોજ આપનાર ગૃહપતિની **પત્નીને,** ઉપરના હોઠ ગૃહપતિ અને એની પત્નીને સમાન ભાગે આપવામાં આવે. જેની વહેંચણી ગૃહપતિ કરશે. પશુનું **પુછડું** તેઓ પત્નીઓને આપશે પણ આ તેમણે કોઈક **બ્રાહ્મણોને જ આપી** દેવાનું રહેશે. ગર્દન ઉપરના મણકા અને ત્રણ કીકસ અને પીઠના માંસલ હિસ્સાનો અડધો ભાગ (**વકર્ત**) **ઉન્મેતાને,** ગર્દન ઉપરનો માંસલ હિસ્સો (**કલોમ**)**નો** અડધો ભાગ પાડનારાને જો વધ કરનાર જાતે બ્રાહ્મણ ન હોય તો કોઈ **બ્રાહ્મણને** આપી દે. માથું **સુબ્રહ્મણ્યને** આપવું જોઈએ જે કલસોમયજ્ઞનો બલિ બનનાર પશુનો તે ભાગ જે યજ્ઞના ભોજનનો છે તે પુરોહિતોનો છે કેવળ **હોતૃને** માટે તે ઐચ્છિક છે.

(૧) બલીના પશુના આ બધા ટુકડાઓની સંખ્યા ૩૬ છે. જે શ્લોકોથી યજ્ઞ થાય છે તેના પ્રત્યેક ટુકડા એના એક ચરણનું પ્રતિક છે. બૃહતી છન્દમાં ૩૬ શબ્દ ખંડ હોય છે અને દિવ્યલોક બૃહતીની પ્રકૃતિના છે. આ પ્રકારે પશુના ૩૬ હિસ્સા કરીને આ લોક તથા સ્વર્ગમાં જીવનલાભ મેળવે છે અને (ઈહ લોક અને પર લોક) બન્નેમાં પ્રતિષ્ઠિત થઈને તે ત્યાં ચાલે છે.[1]

જે ઉપરોક્ત રીતિથી પશુ (નું માંસ) વહેંચે છે એમને માટે આ સ્વર્ગ સોપાન બની જાય છે. પણ જે એનાથી ઉલટું વહેંચે છે તે બદમાશો અને તોફાનીઓ છે. જે ફક્ત પોતાની માંસાહારની તૃષ્ણાને માટે પશુની બલિ આપે છે. બલિના પશુના આ વિભાગ શ્રૂતના પુત્ર દેવભાગનો આવિષ્કાર છે. જ્યારે

૧ તા વા એતા: ષટ્ત્રિશતમેકપકા યજ્ઞં વાર્ગુન્ત ષટ્ત્રિશદક્ષરા વૈ બૃહતિ ।
બાર્હતા: સ્વર્ગાલોકા: પ્રાળાશ્ચૈવ તત્સ્વર્ગાશ્ચ લોકાનાપ્નુવન્તિ પ્રાણેષ ચ વ
તત્સ્વર્ગેષુ ચ લોકેષુ પ્રતિષ્ઠિતો યન્તિ ઈતિ ।

તે આ જીવનથી જઈ રહ્યો હોય છે તો એને આ રહસ્યને કોઈને પણ ન સોંપ્યો. પરંતુ કોઈ અલૌકિક દેવદૂતે બભ્રુના પુત્ર ગિરિજાને તમામ સમાચાર કહી દીધા. એના સમયથી જ આદમી આનું અધ્યયન કરે છે.[1]

ઐત્તરેય બ્રાહ્મણમાં જે કંઈ કહેવામાં આવ્યું છે એનાથી બે બાબતો અસંદિગ્ધ રીતે સ્પષ્ટ થાય છે.

એક તો એ કે બલિના પશુનું તમામે તમામ માંસ બ્રાહ્મણો જ લઈ લેતા હતા. એક નાનકડા ટુકડા સિવાય તે યજ્ઞ કરાવનારા ગૃહસ્થને પણ થોડુંક જ લેવા દેતા હતા.

બીજી બાબત એ કે પશુઓનો વધ કરવાને માટે બ્રાહ્મણ સ્વયં કસાઈનું કામ કરતા હતા.

સિધ્ધાંતની દ્રષ્ટીએ યજ્ઞમાં જે પશુઓની બલિ આપવામાં આવેલી હોય, તેનું માંસ બ્રાહ્મણોએ ખાવું જોઈએ નહીં. યજ્ઞનો આધારભૂત સિધ્ધાંત છે કે; મનુષ્ય દેવતાઓ પ્રત્યે પોતે જ પોતાનું બલિદાન આપે છે. તે પોતાનો જાન બચાવવા માટે પોતાના જાનના બદલામાં પશુની બલિ ચઢાવે છે. એનો અર્થ એટલો જ થયો કે જે પશુઓનું માંસ ખાય છે તે મનુષ્યનું જ માંસ ખાય છે. કારણ કે ત્યાં મનુષ્યના વિકલ્પમાં પશુ હોય છે. આ અર્થ બ્રાહ્મણોના સ્વાર્થને માટે ઘણો ઘાતક છે. બ્રાહ્મણ બલિના પશુનું પુરેપુરું માંસ પચાવી પાડવાની ઈચ્છા રાખતા હતા. ઐત્તરેય બ્રાહ્મણે જ્યારે જોયું કે આ મતનો સ્વીકાર કરવાથી બ્રાહ્મણોના હાથમાંથી બલિના પશુનું માંસ જતું રહેશે. એનો ખતરો છે તો એમણે પ્રયત્નપૂર્વક આ મતનો સીધે સીધો અસ્વીકાર કરવા એની વ્યાખ્યા બદલવાનો પ્રયત્ન કર્યો છે.

૧. "જે મનુષ્ય યજ્ઞના રહસ્યોમાં દીક્ષિત હોતો નથી તે પોતે જ પોતાના

૧ સ એષ સ્વર્ગ્ય પશુર્ય એનમેવ વિભજનતિ ઈતિ ।
અથયેડતોડન્યથા તદ્યથા સેલગા વા પાપકૃતો પશું વિભથીરંસ્તા તક્નત્ ઈતિ ।
તાં વા એતાં પશો વિભક્તિ શ્રોન ઋષદેવાગો વિદાં ચકાર તાસુતામુ
હા પ્રાચ્યૈવ વાસ્માલોકા દુચ્ચક્રમત્ ઈતિ ।
તામુ ઈ ગિરિજાય વાભ્રવ્યા મનુષ્ય: પ્રોવાચ તતો હેનામેતદર્વા મનુષ્યા અધીયતે ॥૭॥
ઈતિ ।

તમામ દેવતાઓ પ્રત્યે બલિદાન કરી દે છે. અગ્નિ તમામ દેવતાઓનો પ્રતિનિધિ છે અને તમામ દેવતાઓનો પ્રતિનિધિ સોમ છે. જ્યારે તે (યજ્ઞકર્તા) પશુને અગ્નિ- સોમની બલિ ચઢાવે છે. ત્યારે તે પોતે જ પોતાને સર્વ દેવતાઓ પ્રત્યેના બલિદાનથી મુક્ત કરી દે છે.[૧]

૨. "કહેનારા કહે છે કે; અગ્નિસોમને બલિ આપવામાં આવેલા પશુનું માંસ ન ખાવ. જે કોઈ આ પશુનું માંસ ખાય છે તે મનુષ્યનું માંસ ખાય છે. કારણ કે યજ્ઞકર્તા પશુની બલિ ચઢાવીને સ્વયં પોતાને જ બલિદાનથી બચાવે છે. પણ આ મત અંગે ધ્યાન આપવાની જરુરિયાત છે."

આ તથ્યો હોવાથી હવે બ્રાહ્મણો કેવળ ગૌમાંસાહારી હતા એટલું જ નહીં પણ કસાઈ પણ હતા એ સિધ્ધ કરવા માટે અન્ય કોઈ પ્રમાણની આવશ્યકતા રહેતી નથી.

તો પછી બ્રાહ્મણોએ પોતાની વ્યુહરચના શા માટે બદલી ? આપણે એમની વ્યુહરચનાને બે વિભાગોમાં વહેંચીએ. એમણે ગૌમાંસ શા માટે છોડી દીધું ? એના અંગે વિચાર કરીએ.

--૨--

આગળ ઉપર જણાવ્યું તેમ અશોકે ગૌહત્યાને ક્યારેય કાનુન દ્વારા બંધ કરાવી નહોતી. જો કરી પણ હોત, તો એક બૌધ્ધ નરેશના બનાવેલા કાનુનને બ્રાહ્મણોએ કદાપિ માન્યો ન હોત !

શું મનુએ ગૌહત્યાનો નિષેધ કર્યો હતો ? જો એણે નિષેધ કર્યો હોય તો તે બ્રાહ્મણોને માટે સ્વીકૃત હોત ! અને બ્રાહ્મણોમાં આ પરિવર્તનને સંતોષજનક વ્યવસ્થા પણ માની હોત ! મનુસ્મૃતિમાં નિમ્નલિખિત શ્લોકો મળે છે.

૫-૪૬ જે પ્રાણીઓને બાંધવામાં, મારવામાં અથવા દુઃખ આપવાની ઈચ્છા નથી રાખતો તે તમામ જીવોનું હિત ઈચ્છનારો અત્યંત સુખ પ્રાપ્ત કરે છે.[૨]

---

૧ સર્વાભ્યો વા એષ દેવતાભ્ય આત્માનામાલમતે યો દીક્ષતેડગ્નિઃ સર્વા દેવતાઃ, સોમઃ દેવતાઃ સ યદન્નીષામીયં પશુમાલમતે સર્વાભ્ય એવ તદેવતાભ્યો યજમાન આત્માન નિષ્કીળીતે, ઈતિ

૨ યો બન્ધનવધ ક્લેશોન્પ્રાણિનાં ન ચિકીર્ષતિ ।
સ સર્વસ્વ હિતપ્રેપ્સુઃ સુખમત્યન્તશ્નુતે ॥ (૫-૪૬)

૫-૪૭ જે કોઈ પ્રાણીને દુ:ખ નથી આપતો, જે ધર્મને મનથી ચાહે છે, જે કર્મ કરે છે, જે પદાર્થ પર ધ્યાન આપે છે, તે એને અનાયાસ જ પ્રાપ્ત થાય છે.[૧]

૫-૪૮ પ્રાણીઓની હિંસા કર્યા વિના ક્યારેય માંસ ઉત્પન્ન થતું નથી. પશુઓનો વધ કરવો સ્વર્ગનું કારણ નથી બનતું એટલે માંસ ખાવાનું છોડી દેવું જોઈએ.[૨]

૫-૪૯ માંસનો ઉત્પત્તિ ક્રમ (રજ-વીર્યથી) અને પ્રાણીઓનો વન બંધન (નિર્દયતામૂલક) થાય છે. આપણે એ વાતનો ઠીક રીતે વિચાર કરી લેવો જોઈએ અને તમામ પ્રકારનાં માંસ ભક્ષણનો ત્યાગ કરવો જોઈએ.[૩]

જો આ શ્લોકોને વિધાયક આજ્ઞાઓ માનીને સ્વીકારી લઈએ તો એનાથી જ આ વાત અંગે પર્યાપ્ત વ્યાખ્યા થઈ જાય છે કે બ્રાહ્મણો માંસાહાર છોડીને શાકાહારી શા માટે બની ગયા ? પણ આ શ્લોકોને કાનુનના સ્વરૂપે વિધાયક આજ્ઞાઓ સ્વીકારવી અસંભવ છે. આ કેવળ પ્રેરક છે અથવા પ્રક્ષેપ છે. બ્રાહ્મણો શાકાહારી બની ગયા પછી એમની કૃત્યની પ્રશંસા કરવા પાછળથી ઉમેરવામાં આવી હોય એવું પ્રતિત થાય છે. કાનુનના સ્વરુપે વિધાયક આજ્ઞાઓ સ્વીકારવા કરતાં પાછળથી શાકાહારી"બનેલા બ્રાહ્મણોની પ્રશંસામાં આ ઉમેરવામાં આવ્યું છે. એ વાત સાચી લાગે છે કારણ કે મનુસ્મૃતિના પાંચમા પરિચ્છેદમાં જ લખેલા શ્લોકો દ્વારા આ બાબત સાબિત થાય છે.

૫-૨૮ બ્રહ્માએ જ્યારે તમામ પ્રાણીઓ માટે અન્ન જ કલ્પિત કર્યું છે ત્યારે સ્થાવર (અન્ન, ફળ વગેરે) અને જંગમ (પશુપક્ષી વગેરે) બધું જ પ્રાણને માટે ભોજન જ છે.[૪]

---

૧ યદ્ધ્યાતિ યત્કુરુતે, ધૃતિ બધ્નાતિ યશ ચ ।
તદવાપ્નોત્યત્નેન યો હિમસતિ ન કિંચન ॥ (૫-૪૭)

૨ ના કૃત્વા પ્રાણિનાં હિંસા માંસ મુત્પદ્યતે ક્વચિત્ત ।
ન ચ પ્રાણિવધ: સ્વર્ગસ્ત સ્માન્માસં વિવર્જયેત્ ॥ (૫-૪૮)

૩ સમુત્પતિ હિ માંસસ્ય બધબન્ધૌ ચ દેહિનામ્ ।
પ્રસમીદય નિવર્તેત સર્વમાંસસ્ય ભક્ષણાત ॥ (૫-૪૯)

૪ પ્રાણસ્યાન્નમિદં સર્વં પ્રજાપતિ: કલ્પયત્ ।
સ્થાવર સંગમ ચૈવ સર્વં પ્રાણસ્ય ભોજનમ્ ॥ (૫-૨૮)

૫-૨૯ ચરનાર માટેનું અન્ન અચર (ઘાસ વગેરે) દાઢવાળા (વાઘ વગેરે) દાઢ વગરના જીવો (હરણ ઈત્યાદિ) હાથવાળા (મનુષ્યો)નું હાથ વગરના જીવો (માછલી વગેરે) અને શૂરો (સિંહ વગેરે)નું ભક્ષ્યનું ભીરુ જીવ છે. [૧]

૫-૩૦ ખાવા યોગ્ય પ્રાણીઓને રોજ ખાવા છતાં પણ ખાનારા જીવ દોષપાત્ર બનતા નથી કારણ કે બ્રહ્માએ જ ખાદ્ય અને ખાનારા બન્નેનું નિર્માણ કર્યું છે.[૨]

૫-૫૬ માંસ ખાવું, દારુ પીવો, કે મૈથુનમાં દોષ નથી. કારણ કે આ મનુષ્યોની પ્રવૃત્તિ છે પણ એનાથી નિવૃત્ત થવું એ મહાફળદાયી છે.[૩]

૫-૨૭ મંત્રો દ્વારા પવિત્ર કરવામાં આવેલું માંસ ખાવું જોઈએ. બ્રાહ્મણોએ શાસ્ત્રોક્ત વિધિથી માંસ ખાવું જોઈએ અને પ્રાણો ઉપર સંકટ આવી પડયું હોય ત્યારે.[૪]

૫-૩૧ યજ્ઞ નિમિત્ત માંસ ભક્ષણ કરવું એને દૈવિ વિધિ કહેવામાં આવી છે. એના વિરુધ્ધ માંસભક્ષણની પ્રવૃત્તિ રાક્ષસ વિધિ છે.[૫]

૫-૩૨ ખરીદી લાવીને, અથવા જાતે જ કયાંકથી લાવીને અથવા કોઈએ આપેલું માંસ દેવતાઓ અને પિતૃઓને અર્પિત કરીને ખાનારો દોષી ગણાતો નથી.[૬]

૫-૪૨ વેદના તત્વને જાણનારો દ્વિજ આ પૂર્વોક્ત મધુપર્કાદિ કર્મોમાં પશુની હિંસા કરી પોતે અને પશુઓને ઉત્તમ ગતિ પ્રાપ્ત કરાવે છે. [૭]

---

૧ ચરણામ્નચરા દ્રષ્ટિળામ વ્યદંષ્ટ્રીળ: ।
અહસ્તાશ્ચ સહસ્તીનાં શૂરાળાં ચૈવ ભીરવ: ॥ (૫-૨૯)

૨ નાત્તા દુષ્યત્યદન્નાદ્યાન્પ્રાળિનો ડહન્યહન્ય હન્યપિ ।
ધાત્રેપ સૃષ્ટો બાદ્યાશ્ચ પ્રાળિનોડત્તાર એવ ચ ॥ (૫-૩૦)

૩ ન માંસ ભક્ષણે દોષાં ન મદ્યે ન ચ મૈથુનં,
પ્રવૃત્તિ રેષા ભૂતાનાં નિવૃત્તિસ્તુ મહાફલા ॥ (૫-૫૬) (સૌજન્ય ભદંત આ કૌશલ્યાયન)

૪ પ્રોક્ષિતં ભક્ષયેન્માસં બ્રાહ્મળાનાં ચ કામ્પયા,
યથાવિધિ નિયુક્તસ્તુ પ્રાણાનામેવ ચાત્યયે । (૫-૨૭)

૫ યજ્ઞાય જગ્ધિર્માસસ્યેત્યેષ દેવો વિધિ: સ્મૃત: ।
અતોડન્યથા પ્રવૃત્તિસ્તુ રાક્ષસો વિધિરુચતે ॥ ૫-૩૧

૬ ક્રિત્વા સ્વયં વાપ્યુત્પાદ્ય પરોપકૃતમેવ વા । દેવાન્પિતૃંશ્ચાર્ચયિત્વા ખાદન્માસં ન દુષ્યતિ ॥ ૫-૩૨

૭ એષ્વર્થેષુ પ્રશુન્હિંસં ન્વેદતત્વાર્થવિદ્ - દ્વિજ: ।
આત્માનં ચ પશુ ચૈવ ગમયત્વુત્તમા ગતિમ્ ॥ ૫-૪૨

૫-૩૯ સ્વયં બ્રહ્માએ યજ્ઞને માટે અને તમામ યજ્ઞોની સમૃધ્ધિ માટે પશુઓનું નિર્માણ કર્યું છે એટલે યજ્ઞમાં પશુઓનો વધ અહિંસા જ છે.[૧]

૫-૪૦ ઔષધીઓ, પશુ, વૃક્ષ, કાચબા વગેરે અને પક્ષી આ બધાને યજ્ઞના નિમિત્તે મારી નાખવામાં આવે તો પછી તે ઉત્તમ યોનિમાં જન્મ ગ્રહણ કરે છે.[૨]

મનુ આનાથી પણ આગળ વધે છે અને માંસાહારને અનિવાર્ય ગણાવે છે. નિમ્નલિખિત શ્લોક ધ્યાન આપવા યોગ્ય છે.

૫-૩૫ યથા વિધિ નિયુક્ત થયા પછી (શ્રધ્ધા અને મધુપર્કમાં) જે માણસ માંસ નહીં ખાય તે મર્યા પછી એકવીસ જન્મ સુધી પશુ બને છે.[૩]

મનુએ માંસાહારનો નિષેધ કર્યો નથી એ વાત તો સ્પષ્ટ જ છે. મનુએ ગૌહત્યાનો નિષેધ પણ કર્યો નથી. એ મનુના કથન ઉપરથી જ સ્પષ્ટ થાય છે. પહેલી વાત તો એ છે કે; મનુસ્મૃતિમાં ગાયનો ઉલ્લેખ કેવળ એ નિયમોની સુચિમાં મળે છે. જે મનુના અનુસાર સ્નાતકો માટે જ લાગુ પાડવામાં આવ્યાં છે.

૧. ગાયે સુંઘેલું અન્ન (ભોજન) સ્નાતક માટે નિષિધ્ધ છે.[૪]

૨. જે દોરડાથી ગાય બાંધી હોય, એને સ્નાતકે ઓળંગવાનું નિષિધ્ધ છે. (૪-૨૯ અને ૪-૩૮)[૫]

3. ગાયોની ગમાણમાં સ્નાતકે પેશાબ કરવો નહીં.

---

૧ યસાર્થં પશવ: સૃષ્ટા: સ્વયંમેવ સ્વયંમૂવા ।
યજ્ઞસ્વ મૃત્યૈ સર્વસ્વ તત્માદ્યજ્ઞે વધોડવધ: ॥ ૫-૩૯

૨ ઓષધ્ય: પશવો વક્ષાસ્તિર્યંગચ: પક્ષિણસ્ત થા,
યથાર્થં નિધનં પ્રાપ્તા: પ્રાપ્નુબ । ૫-૪૦

3 નિયુક્તસ્તુ યથાન્યાયં યો માંસં નાત્તિ માનવ:
સ પ્રેત્ય પશુતાં યાતિ સમ્ભાવાનેક વિંશતિમ્ । ૫-૩૫

૪ મનુસ્મૃતિ ૨૦૯, ૪૮૭.૭૦.

૫ મનુસ્મૃતિ ૩૮, ૫, ૫૮, ૮, ૧૬૨

૪. ગાયની તરફ મોં રાખીને મળમૂત્ર વિસર્જન કરવું એ સ્નાતક માટે નિષિધ્ધ છે. (૪-૪૫ અને ૪-૪૮) [૧]

૫. ગાયની ગમાણમાં પ્રવેશ કર્યા પછી સ્નાતકે પોતાનો જમણો હાથ ખુલ્લો કરી લેવો જોઈએ. (૪-૪૮)

૬. જો કોઈ ગાય પોતાના વાછરડાને ધવડાવી રહી હોય તો એમાં ખલેલ પહોંચાડવી અથવા કોઈને એની સુચના આપવી સ્નાતકને માટે નિષિધ્ધ છે. (૪-૫૬)

૭. ગાયની ઉપર સવારી કરવી સ્નાતક માટે નિષિધ્ધ છે. (૪-૭૨)

૮. ગાયની હિંસા કરવી એટલે કે, એને દુ:ખ આપવું સ્નાતકને માટે નિષિધ્ધ છે. (૪-૧૬૨)

૯. મોં સાફ કર્યા વિના ગાયનો સ્પર્શ કરવો નિષિધ્ધ છે. (૪- ૧૪૨)

આ ઉલ્લેખોથી એ બાબત સિધ્ધ થાય છે કે; મનુએ ગાયને પવિત્ર પશુ માન્યું નથી. બીજી બાજુ એને અપવિત્ર પશુ માનવામાં આવ્યું છે જેના સ્પર્શથી સંસ્કારી અપવિત્ર બની જાય છે.

મનુસ્મૃતિમાં એવા શ્લોકો છે જેનાથી સાબિત થાય છે કે; ગૌમાંસ ભક્ષણને નિષિધ્ધ ગણવામાં આવ્યું નથી. આ સંબંધમાં ત્રીજા અધ્યાયનો ત્રીજો શ્લોક ટાંકી શકાય. તે આ પ્રકારે છે : જે સ્વધર્માચરણથી પ્રસિધ્ધ હોય, જેને પિતા દ્વારા ધર્મ વારસામાં મળ્યો હોય, એને સારા આસન ઉપર બેસાડી, પુષ્પમાળા પહેરાવી ગાય (મધુપર્ક)ની પૂજા કરવી જોઈએ. (III-3)[૨]

પ્રશ્ન એ પેદા થાય છે કે, મનુ એક સ્નાતકન ગાય આપવાની ભલામણ શા માટે કરે છે ? સ્પષ્ટ છે કે તે મધુપર્ક બનાવી શકે. જો આવું જ હોય તો એનો અર્થ એટલો જ થાય કે મનુએ બ્રાહ્મણોના ગૌમાંસભક્ષણનું જ્ઞાન હતું અને એનો તે ઈન્કાર કરતા નથી.

૧ મનુસ્મૃતિ ૪૫, ૬, ૫૯, ૯, ૧૪૨
૨ તં પ્રતિતં સ્વધર્મેણ બ્રહ્મદાયહરં પિતુ ।
સ્ત્રાગ્વણ તંત્સ્ય આસીન મર્હયેત્પ્રથમં ગવા ॥ (૩-૩)

બીજો ચર્ચાસ્પદ ઉલ્લેખ છે જે મનુએ પશુઓ અને ખાદ્ય તથા અખાદ્ય માંસ અંગે કર્યો છે. (૫-૧૮)

"પાંચ નખવાળા સેંધ, શાહુડી, પાટલાઘો, ગેંડો, કાચબો, ખરહા તથા દાંતવાળા પશુઓમાં ઊંટને છોડીને બકરાં, સસલાં વગેરે પશુ ભક્ષ્ય છે. એવું કહેવામાં આવ્યું છે."[1]

આ શ્લોકમાં મનુએ એવા પાળતુ પ્રાણીઓનું માંસ જેના એક જ જડબામાં દાંત હોય - એમાં ઊંટ જ નહી ગાય પણ છે. એનો ઉલ્લેખ કર્યો છે. પરંતુ ધ્યાન આપવા જેવી બાબત એ છે કે; મનુએ ગાયને અપવાદ સ્વરુપ ગણાવી નથી. એનો સ્પષ્ટ અર્થ એ થયો કે મનુને ગૌ-માંસાહારમાં કોઈ આપત્તિ નહોતી.

મનુએ ગૌ-હત્યા એક અપરાધ ગણાવ્યો નથી. એમની દ્રષ્ટીમાં પાપકર્મ બે પ્રકારના છે. (૧) મહાનપાતક, (૨) ઉપપાતક. મહાન પાતકોમાં કેટલાક નિમ્ન પ્રકારે છે.

બ્રહ્મ હત્યા, મદ્યપાન, ચોરી, ગુરુપત્નિ ગમન. આ (ચાર) મહાપાતક ગણવામાં આવ્યા છે અને એનો સંસર્ગ પણ (મહાપાતક) છે.[2] (૧૧-૫૫)

ઉપપાતક અર્થાત્ મામુલી અપરાધોમાંના કેટલાક નીચે પ્રમાણે છે.

ગૌવધ, જાતિ અને કર્મથી દુષિત મનુષ્યોને યજ્ઞ કરાવવો, પરસ્ત્રીગમન કરવું, પોતાની જાતને વેચવી, ગુરુ માતાપિતા (નીસેવા)નો ત્યાગ, સ્વાધ્યાયનો ત્યાગ, ડુંગળી, અગ્નિનો ત્યાગ અને પુત્રના (ભરણપોષણ)નો ત્યાગ. (૧૧-૬૦)[3]

આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે; મનુની દ્રષ્ટિમાં ગૌ-હત્યા કેવળ એક મામુલી પાપ કે ઉપપાતક છે. એ નિંદનીય ત્યારે જ બને છે જ્યારે ગાયની હત્યા કોઈ પણ ઉચિત અને પર્યાપ્ત કારણ વિના કરવામાં આવે અને જો એવું

૧ શ્વાવિધં શલ્યકં ગોધડકર્મશશાંસ્તથા,
ભક્ષ્યાન્યગ્રચન ખેજ્વાહુર નુષ્ટ્રૌશ્ચૈવકતો દત: ॥ ૫-૧૮

૨ બ્રહ્મહત્યા સુરાપાનં સ્તેયં ગુર્બગનાગમ: ।
મહાન્તિ પાતકાન્હુ: સંસર્ગશ્ચાપિ તૈ: સહ ॥ ૧૧-૫૪

3 ગોવધોડયાજ્યા સંયાજ્ય પારદાર્યાત્મ વિક્યા: ।
ગુરુ, માતૃ પિતૃ ત્યાગ: સ્વાધ્યાયાગન્યાં સુતસ્ય ચ ॥ ૧૧-૫૯

ન હોય તો આ કંઈ મોટું ધૃણિત કર્મ નથી. યાજ્ઞવલ્ક્યનો મત પણ એવો જ છે.[૧]

આ બધાથી એવું સાબિત થાય છે કે બ્રાહ્મણો પેઢી દર પેઢી ગૌમાંસાહારી બનેલા હતા. એમણે ગૌમાંસાહાર શા માટે છોડી દીધો ? શા માટે તેઓ તદ્દન સામી બાજુએ જતા રહ્યા ? એમણે ગૌમાંસાહાર જ નહીં માંસાહાર છોડીને શાકાહારી બનવાનું શા માટે સ્વીકાર્યું ? આ એકી સાથે બેવડી ક્રાંતિ થઈ. આપણે જોયું તે પ્રમાણે બ્રાહ્મણોએ પોતાના દૈવી સ્મૃતિકાર મનુના ઉપદેશો અને આદેશોને કારણે આવું કર્યું નહોતું. બ્રાહ્મણોએ આવું શા માટે કર્યું ? શું આવું કોઈ સિધ્ધાંતને કારણે કર્યું હતું ? અથવા એનું શ્રેય બ્રાહ્મણોની રણનીતિને જ આપવુ જોઈએ ?

આ પ્રશ્નના બે ઉત્તરો આપી શકાય.

એક ઉત્તર તો એ છે કે; ગાયની પૂજા તે અદ્વૈત-દર્શનનું પરિણામ છે. અદ્વૈતદર્શને એવું પ્રતિપાદિત કર્યું કે; સમસ્ત વિશ્વમાં બ્રહ્મ વ્યાપ્ત છે અને એટલે સમગ્ર જીવન - પછી તે મનુષ્યનું હોય કે પશુનું હોય, - પવિત્ર છે. આ વ્યાખ્યા સ્પષ્ટ રીતે સંતોષજનક નથી. પહેલી વાત તો એ છે કે એનો વાસ્તવિકતા સાથે સુમેળ નથી. વેદાંતસુત્ર જે બ્રહ્મની એકતાનો ઉપદેશ આપે છે તે પણ યજ્ઞ માટે પશુ હત્યાનો નિષેધ કરતું નથી. આ બાબત બીજા અધ્યાયના ૨૮મા સુત્ર દ્વારા સ્પષ્ટ થાય છે. બીજી બાબત એ છે કે; આ પરિવર્તન વેદાંતના આદેશને આચરણમાં ઉતારવાનું પરિણામ હોય તો પછી ગાય ઉપર જ કેમ રોકાઈ ગયું ? એ વાત તો અન્ય પશુઓ માટે પણ લાગુ પડવી જોઈએ.

બીજી વ્યાખ્યા[૨] પ્રથમ કરતાં અધિક મૌલિક છે. એના અનુસાર બ્રાહ્મણના જીવનમાં આ પરિવર્તનનું કારણ આત્માનો પુર્નજન્મ થાય છે એ સિધ્ધાંતમાં રહેલો છે. આ વ્યાખ્યાનો પણ વાસ્તવિકતા સાથે મેળ બેસતો નથી. બૃહદારણ્યક ઉપનિષદમાં આત્માનો પુર્નજન્મ ગ્રહણ કરવાના સિધ્ધાંતનું પ્રતિપાદન કરવામાં

૧ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ III ૨૨૭ અને III ૨૩૪

૨ કાણે : ધર્મસૂત્ર II ભાગ II પૃ. ૭૭૯.

આવ્યું છે. એનું કહેવું છે કે, જો મનુષ્ય એવું ઈચ્છે કે મેધાવીપુત્ર પ્રાપ્ત થાય તો વૃષભ અથવા બળદના માંસની સાથે ભાત અને ઘી મિલાવીને ખાવા જોઈએ. તો પછી ઉપનિષદમાં વર્ણવેલા આ સિધ્ધાંતનું મનુના સમયમાં અર્થાત્ લગભગ ૪૦૦ વર્ષ પછી પણ આ સિધ્ધાંતનો પ્રભાવ કેમ ન પડયો ? બીજો પણ પ્રશ્ન પેદા થાય છે કે; પુર્નજન્મના સિધ્ધાંતને કારણે બ્રાહ્મણો શાકાહારી બની ગયા હોય તો અ-બ્રાહ્મણો શા માટે ન બન્યા ?

મારી દ્રષ્ટીએ આ બ્રાહ્મણોની યુધ્ધની નીતિનું જ એક અંગ છે કે તેઓ ગૌમાંસાહારી ન રહ્યા અને ગાયના પૂજક બની ગયા. આ ગૌપૂજાનું રહસ્ય બૌધ્ધો અને બ્રાહ્મણો વચ્ચે થયેલા સંઘર્ષમાં છુપાયેલું છે અને એની શોધ કરવી પડશે. બ્રાહ્મણોએ બૌધ્ધોને નીચું દેખાડવા માટે આ પ્રકારનો પ્રયાસ કર્યો હતો.

બૌધ્ધો અને બ્રાહ્મણો વચ્ચેનો સંઘર્ષ ભારતીય ઈતિહાસની એક નિર્ણાયાત્મક ઘટના છે. આ વાસ્તવિકતાનો સ્વીકાર કર્યા વિના તો હિંદુ ધર્મના કેટલાક અંગોની વ્યાખ્યા જ થઈ શકતી નથી. દુર્ભાગ્યવશ ભારતીય ઈતિહાસના વિદ્યાર્થીઓની દ્રષ્ટીએ આ બૌધ્ધ-બ્રાહ્મણ સંઘર્ષનું મહત્ત્વ એકદમ અછૂતું રહ્યું છે. તેઓ જાણે છે કે, 'બ્રાહ્મણવાદ' નામની વસ્તુ રહી હતી પણ તેઓ તે વાતથી તદ્દન અપરિચિત હોય એવું લાગે છે કે આ મત લગભગ ૪૦૦ વર્ષ સુધી એકબીજા ઉપર પ્રભુત્વ સાબિત કરવા માટે સંઘર્ષ કરી રહ્યા હતા અને ભારતીય ધર્મ, સમાજ અને રાજનીતિ પર એના સંઘર્ષની અમિટ છાપ વિદ્યમાન છે.

અહીં સમગ્ર સંઘર્ષની કથાને માટે સ્થાન નથી. આ અંગે બે ચાર મહત્ત્વની વાતોનો ઉલ્લેખ કરી શકાય તેમ છે. એક સમય એવો હતો જ્યારે ભારતના લોકો મહદ્અંશે બૌધ્ધ હતા અને સેંકડો વર્ષો સુધી સમગ્ર ભારતીય જનતાનો ધર્મ રહ્યો હતો. એણે બ્રાહ્મણવાદ ઉપર એવા આક્રમણો કર્યા જે એના પહેલાં કોઈએ, ક્યારેય કર્યા નહોતા. બ્રાહ્મણવાદ અવનતિ પર હતો અને જો એકદમ અવનતિ પર નહોતો તો પણ એને પોતાનું રક્ષણ કરવાની સ્થિતિ પેદા થઈ ગઈ હતી. બૌધ્ધધર્મના વિસ્તારને કારણે બ્રાહ્મણોનું તેજ ન તો રાજદરબારોમાં રહ્યું હતું કે ન તો જનતાના સમુદાયો વચ્ચે રહ્યું હતું. આ પરાજયથી બ્રાહ્મણો પીડાતા હતા. બૌધ્ધધર્મને હાથે એમને પરાજય મળ્યો હતો એટલે પોતાની

શક્તિ અને તેજ પુનઃ પ્રાપ્ત કરવા માટે તે હર પ્રકારની કોશીશ કરી રહ્યા હતા. જનતાના મનમાં બૌધ્ધધર્મનો ઊંડો પ્રભાવ પડયો હતો અને જનતા એમના કાબુમાં ન હતી. એટલે બ્રાહ્મણો માટે બૌધ્ધોનો મુકાબલો કરવો લગભગ અસંભવ બની ગયો હતો. તેમને માટે એક જ માર્ગ હતો કે બૌધ્ધોના જીવનના રંગ ઢંગ તેઓ પણ અપનાવી લે અને લોકોની નજરમાં બૌધ્ધો કરતાં અધિક ઉંચા ઉઠે. બુધ્ધના પરિનિર્વાણ પછી બૌધ્ધોએ બુધ્ધની મૂર્તિઓ અને સ્તૂપો બનાવવાનો આરંભ કર્યો. બ્રાહ્મણોએ એમનું અનુકરણ કર્યું. એમણે પણ પોતાના મંદિરો બનાવ્યા અને એમાં શિવ, વિષ્ણુ, રામ અને કૃષ્ણ વગેરેની મૂર્તિઓ સ્થાપિત કરી. આની પાછળનો આશય તો માત્ર એટલો જ હતો કે; બુધ્ધની મૂર્તિ પૂજાથી પ્રભાવિત જનતાને કોઈને કોઈ રીતે પોતાની તરફ આકર્ષિત કરે. આ પ્રકારે જે મંદિર અને મૂર્તિઓને માટે હિંદુધર્મમાં કોઈ સ્થાન નહોતું એમને માટે સ્થાન બન્યું. બૌધ્ધોએ આ બ્રાહ્મણધર્મનો જેમાં પશુબલિવાળા અને વિશેષ રુપે ગૌવધવાળા યજ્ઞો થતા હતા એનો ત્યાગ કરી દીધો. ગોવધ અંગે બૌધ્ધોનો વાંધો જનતાના માનસ ઉપર અસર કરી ગયો હતો અને એનો ઊંડો પ્રભાવ પડયો હતો. આને માટે બે કારણો હતાં. એક કારણ તો એ હતું કે; લોકો ખેતીના વ્યવસાય સાથે સંલગ્ન હતા અને કૃષિપ્રધાન સમાજને ગાય અતિ ઉપયોગી હતી. અધિક સંભાવના તો એ જ છે કે; એ સમય બ્રાહ્મણોને 'ગો-ઘાતક' સમજીને લોકો એમના તરફ ધૃણા રાખતા હતા. જેમ અતિથિને માટે ગોઘ્ન (ગાયને હણનારો) શબ્દ હતો એવી જ રીતે થતી ઘટનાઓને એ કારણે ધૃણિત માનવામાં આવતા હતા. કારણ કે જ્યારે પણ કોઈ અતિથિ આવતો ત્યારે એના સન્માનમાં ગાયની હત્યા કરવી પડતી હતી. આવી પરિસ્થિતિમાં પોતાની સ્થિતિ સુધારવા માટે બ્રાહ્મણો યજ્ઞરુપમાં જે પૂજા કરતા હતા અને એની સાથે ગોવધ થતો હતો એને છોડી દેવા સિવાય બીજું કંઈપણ બ્રાહ્મણો કરી શકે તેમ નહોતા.

ગૌમાંસાહાર ત્યજી દેવા પાછળ બ્રાહ્મણોનો ઉદ્દેશ બૌધ્ધ ભિક્ષુઓને મળેલી પ્રતિષ્ઠા અને શ્રેષ્ઠતા છીનવી લેવાનો જ હતો. આ વાત બ્રાહ્મણો શાકાહારી બની ગયા એનાથી સિધ્ધ થાય છે . એવું ન હોત તો બ્રાહ્મણો શાકાહારી શા માટે બની ગયા ? એનો ઉત્તર એટલો જ છે કે; શાકાહારી બન્યા સિવાય પુનઃ

પ્રતિષ્ઠીત થવા માટેનો અન્ય વિકલ્પ એમની પાસે નહોતો. બૌધ્ધધર્મના પ્રસારના ફળ સ્વરુપે બ્રાહ્મણોના પગ નીચેથી ધરતી સરકી ગઈ હતી. એક વાત યાદ રાખવી જોઈએ કે ગૌવધની બાબતમાં જ બ્રાહ્મણો બૌધ્ધો કરતાં ઊંણા અને ઓછા સાબિત થયા હતા. જનતાની દ્રષ્ટીએ એમનું મહત્ત્વ ઓછું થઈ ગયું હતું. પશુવધ બ્રાહ્મણવાદનો સાર હતો જ્યારે બૌધ્ધધર્મ પશુવધનો એકદમ વિરોધી હતો. જે પ્રજા કૃષિપ્રધાન હોય એ પ્રજા બૌધ્ધધર્મ પ્રત્યે આદર રાખે અને બ્રાહ્મણો પ્રત્યે નાપસંદગી વ્યક્ત કરે એ વાત સ્વાભાવિક છે. કારણ કે યજ્ઞોમાં અન્ય પશુઓ સાથે ગાય અને બળદનોય બલિ આપવામાં આવતો હતો. પોતાની ખોવાયેલી પ્રતિષ્ઠાને પુન: પ્રાપ્ત કરવા બ્રાહ્મણો બીજું શું કરી શકે એમ હતા? એટલે તો બૌધ્ધ ભિક્ષુઓથી એક કદમ આગળ જઈને ન કેવળ ગૌમાંસ ભક્ષણને જ છોડી દીધું પરંતુ શાકાહારી બની ગયા. બ્રાહ્મણો શાકાહારી બન્યા એનો ઉદ્દેશ આટલો જ હતો. આ વાત અનેક રીતે સિધ્ધ કરી શકાય તેમ છે.

જો બ્રાહ્મણોએ પશુયજ્ઞને ખોટો સિધ્ધાંત માનીને પોતાનું આચરણ બદલ્યું હોત તો એમને માટે કેવળ એટલું જ પર્યાપ્ત હતું કે યજ્ઞોને માટે પશુઓનો વધ કરવાની મનાઈ ફરમાવે. એમને માટે શાકાહારી બનવાની આવશ્યકતા જ નહોતી. પણ બ્રાહ્મણો શાકાહારી બની ગયા એના ઉપરથી એટલું તો સ્પષ્ટ થાય છે જ કે; એમની દ્રષ્ટી ઊંડી હતી અને એક બીજી બાબત પણ હતી કે બૌધ્ધ ભિક્ષુઓ શાકાહારી નહોતા એટલે બ્રાહ્મણો માટે શાકાહારી બનવું આવશ્યક બની ગયું.

મારા આ વિધાનથી કેટલાક લોકોને આશ્ચર્ય લાગશે. કારણ કે સામાન્ય ધારણા તો એવી છે કે 'અહિંસા' અને શાકાહાર વગેરે અનિવાર્ય અને આવશ્યક સંબંધ છે. એવી એક સામાન્ય માન્યતા અને વિશ્વાસ પ્રવર્તે છે કે બૌધ્ધ ભિક્ષુઓ માંસ સ્પર્શ કરતા નહીં હોય ! પણ આ ધારણા ભૂલ ભરેલી છે. વાસ્તવિક બાબત એ છે કે; ભિક્ષુઓની ત્રિકોટી પરિશુધ્ધ (ત્રણ પ્રકારે શુધ્ધ) માછલી માંસ ગ્રહણ કરવાની રજા હતી. આગળ જઈને આ પાંચ પ્રકારના થઈ ગયા. ચીનીયાત્રી હ્યુએનસંગ રજા હતી. (યુવાન આંગ) એનાથી પરિચિત હતો. એણે માંસના શુધ્ધ

પ્રકારોને સાં-ચિંગ કહ્યા છે. થોમસ વોલ્ટને ભિક્ષુઓમાં આ પ્રથાની ઉત્પત્તિની વ્યાખ્યા કરી છે. એ ત્રણે કહેલી કથા અનુસાર -[૧]

બુધ્ધના સમયમાં વૈશાલી નગરમાં 'સિંહ' નામનો એક ધનવાન સેનાપતિ રહેતો હતો. એણે બૌધ્ધધર્મ ગ્રહણ કર્યો હતો. તે ભિક્ષુસંઘનો ઉદાર દાયક (દાન કરનાર) બની ગયો હતો અને ભિક્ષુસંઘને માંસ ભોજનની કમી થવા દેતો નહીં. જ્યારે આ વાતની ખબર બહાર પડી કે તે ભિક્ષુઓને આ પ્રકારે તૈયાર કરેલું ભોજન આપે છે ત્યારે તૈર્થિકોએ તેની નિંદા કરવા માંડી. જે સંયમી તપસ્વી ભિક્ષુઓ હતા જ્યારે તેમણે આ સાંભળ્યું તો એમણે ભગવાનને સુચના આપી. ભગવાને ભિક્ષુઓને એકઠા કર્યા. જ્યારે તે એકઠા થયા ત્યારે ભગવાને એમને સંબોધન કરીને કહ્યું, "ભિક્ષુઓ, કોઈ એવા પશુનું માંસ ન ખાવું જોઈએ જેને તમે જોયું હોય, કે તે તમારે માટે જ મારવામાં આવ્યું હોય ! પણ એમણે ભિક્ષુઓને "ત્રિકોટી પરિશુધ્ધ" મત્સ્યમાંસની અનુજ્ઞા આપી અર્થાત્ એવું પશુ જેને જોયું ન હોય, કે જે તમારે માટે જ માર્યું ગયું ન હોય, તમે એવું સાંભળ્યું ન હોય કે તમારા માટે જ મારવામાં આવ્યું છે, અને જેના અંગે કોઈ પણ પ્રકારનો સંદેહ ઉભો થયો ન હોય ! કે તે તમારા માટે જ મારવામાં આવ્યું છે."

પાલિ અને સુ-ફેન વિનયિપટિક અનુસાર બુધ્ધ અને ભિક્ષુસંઘને મધ્યાહ્ન ભોજન આપવામાં આવેલુ. દસ ભોજનને માટે એક બળદની વ્યવસ્થા કરવામાં આવી હતી. નિગ્રંથોએ ભિક્ષુઓની નિંદા કરી. બુધ્ધે આ ત્રિકોટી પરિશુધ્ધનો નવો નિયમ બનાવ્યો. હવે પછી જે માંસનું ભોજન ભિક્ષુઓ કરી શકતા હતા તે 'ત્રિકોટિ પરિશુધ્ધ' અથવા 'ત્રિકોટી પરિશુધ્ધમાંસ' કહેવાયું. એને ટૂંકમાં અદૃષ્ટ, અશ્રૂત, અપરિશક્તિ અથવા ચીની અનુવાદ અનુસાર "મારા માટે મારવામાં આવેલું, એવું ન જોયું, ન સાંભળ્યું, કે ન સંદેહ થયો" કહેવામાં આવ્યું છે. ત્યાર પછી બે અન્ય પ્રકારના માંસ ભિક્ષુઓને માટે નિયમાનુકુલ ઠરાવવામાં આવ્યાં. જે પશુઓનું સ્વાભાવિક મૃત્યુ થયું હોય તથા જે કોઈ શિકારી પક્ષી કે અન્ય કોઈ જંગલી પશુ દ્વારા મારી નાખવામાં આવ્યું હોય. આ પાંચ પ્રકારનું

૧ હ્યુ-એન-સાંગ (૧૯૦૪) વોલ્યુ. I પૃ. ૫૫.

માંસ હતું જેનો કોઈ પણ બૌધ્ધ સ્વતંત્રતાપૂર્વક ઉપયોગ કરી શકતો હતો. ત્યારે આ અદૃષ્ટ, અશ્રૃત, અપરિશકિત, એક જાતિ થઈ ગઈ અને એમાં જ સ્વાભાવિક મૃત્યુ તથા પક્ષીહત્ ને મેળવી દેવાથી સાં-ચિંગ (a San-Ching) થાય છે.

જ્યારે બૌધ્ધ ભિક્ષુઓ માંસ ખાતા હતા ત્યારે બ્રાહ્મણોએ તેને એકદમ છોડી દેવાની આવશ્યકતા નહોતી. તો પણ બ્રાહ્મણોએ માંસાહાર છોડીને શાકાહારી બનવાનું કેમ કર્યું ? એનું કારણ એટલું જ હતું કે; જનતાની દ્રષ્ટિમાં બૌધ્ધભિક્ષુઓની સાથે સમાન સ્તરે ઊભા રહેવા માગતા નહોતા.

જો બ્રાહ્મણો કેવળ યજ્ઞો કરવાનું અને એમાં ગો-વધ કરવાનું છોડી દે તો એનું એક માત્ર સીમિત પરિણામ આવતું. વધારેમાં વધારે એટલું જ થાત કે બ્રાહ્મણો અને બૌધ્ધો સમાસ્તરે આવીને રહી જાત. આ વાત ત્યારે જ થતી જ્યારે માંસાહારની બાબતમાં બ્રાહ્મણોએ બૌધ્ધોનું અનુકરણ કર્યું હોત. બૌધ્ધો કરતાં પોતાને શ્રેષ્ઠ સાબિત કરવાનો મોકો એમને મળત નહીં. બ્રાહ્મણો તો પોતાને બૌધ્ધો કરતાં શ્રેષ્ઠ સ્થાન મેળવીને જનતાના હ્રદયમાં આદર પ્રાપ્ત કરવા માગતા હતા. પોતાનો ઉદ્દેશ પરિપૂર્ણ કરવા માટે બ્રાહ્મણોને દુષ્સાહસી નીતિ અપનાવવી પડી. જેમાં પરિણામની પરવા જ કરવાની નીતિ હતી. વામપંથી રાજનીતિઓને હઠાવવા માટે દક્ષિણપંથીઓ જે યુધ્ધનીતિ અપનાવે છે એવું જ આમાં હતું. બૌધ્ધોને આમ જનાતાના હ્રદયમમાંથી હઠાવવાનો એક જ માર્ગ હતો કે એમનાથી એક કદમ આગળ વધીને માંસાહારીને બદલે શાકાહારી બની જાય.

આ મતના સમર્થનમાં બ્રાહ્મણોએ 'ગૌપૂજા'નો આરંભ કર્યો અને ગૌમાંસાહારનો ત્યાગ કરીને શાકાહારી બની ગયા. બૌધ્ધોને પરાસ્ત કરવા માટેનું એક અન્ય પ્રમાણ પણ આપી શકાય તેમ છે. ગૌવધ એક મહાન પાતક બની ગયું. અશોકે ગૌવધને અપરાધ ગણાવ્યો નહોતો, એ વાત તો સર્વવિદિત છે જ. ઘણાં લોકો તત્કાલિન સમયમાં એવી આશા રાખતા હતા કે અશોક ગૌવધ બંધ કરાવવા એક પગલું આગળ વધે. પ્રો. વિન્સેટ સ્મિથને આ વાત આશ્ચર્યજનક લાગી હતી કે અશોકે આવું કેમ ન કર્યું ? જો કે એમાં આશ્ચર્ય પામવા જેવું કશું જ નથી.

બૌધ્ધધર્મ સામાન્ય રીતે પશુ-બલિનો વિરોધી હતો. ગાય માટે કોઈ વિશેષ મમતા નહતી એટલે અશોકે આ વાત અંગે કોઈ ખાસ કદમ ઉઠાવવાનું આવશ્યક માન્યું નહોતું કે ગૌરક્ષા માટે વિશેષ કાનુન નિર્માણ કરે. જે હિંદુધર્મ યજ્ઞોમાં ગૌવધની અનુજ્ઞા આપે છે એ જ હિંદુધર્મના અનુયાયી ગુપ્ત નરેશોએ ગૌવધને 'મહાપાતક' ઘોષિત કરવાનું પગલું ઉઠાવ્યું. ડૉ. ભાંડારકરનું કથન છે કે;[1]

"આપણી પાસે આ વાતના શિલાલેખોનું અકાટય પ્રમાણ છે કે; પાંચમી શતાબ્દિના પ્રારંભિક ભાગમાં ગૌવધ કરવો એને એક ભયાનક પાપ માનવામાં આવ્યું હતું. એટલું જ ભયાનક જેટલું એક બ્રહ્મહત્યા કરવાને ગણવામાં આવે. આપણી પાસે ઈ.સ. ૪૬૫નો એક તામ્રપત્ર લેખ છે જે ગુપ્તવંશના સ્કંદગુપ્તના રાજ્યશાસન સમયનો છે. આ એક દાનપત્ર છે જેના અંતિમ શ્લોકમાં લખ્યું છે કે; "જે કોઈ આ દાનમાં આપેલું છે એમાં હસ્તક્ષેપ કરશે તે ગૌહત્યા - ગુરુહત્યા અથવા બ્રાહ્મણહત્યાના પાપનો ભાગીદાર ગણાશે." સ્કંદગુપ્તના પિતા ચંદ્રગુપ્ત દ્વિતિયનો પણ એક લેખ મળ્યો જેમાં ગૌહત્યાને બ્રહ્મહત્યા સમાન માનવામાં આવ્યું છે. એમાં ૯૩ ગુપ્ત સવંત્સરનો સમય લખ્યો છે. જે ઈ.સ. ૪૧૨ બરાબર ગણાય. મધ્યપ્રાંતના સાંચીનો પ્રસિધ્ધ બૌધ્ધ સ્તુપ - જે નેષ્ટનમાં આવેલ છે. એમાં ચંદ્રગુપ્તના એક અધિકારીના દાનનું વર્ણન કરવામાં આવ્યું છે કે જે કોઈ આ વ્યવસ્થામાં હસ્તક્ષેપ અને ગરબડ પેદા કરશે એને ગૌહત્યા, બ્રાહ્મણ હત્યા અથવા પંચ અનાન્તર્યનું પાપ લાગશે. આ કથનનો ઉદ્દેશ - હસ્તક્ષેપ અને ગરબડ પેદા કરનાર પછી તે બ્રાહ્મણ ધર્મનો અનુયાયી હોય કે બૌધ્ધ ધર્મનો અનુયાયી હોય - બન્નેને ભયભીત કરવા માટે કરેલ છે. પાંચ અનાન્તર્યનાં પાંચ મહાપાતક આ પ્રમાણે છે. માતૃહત્યા, પિતૃહત્યા, અર્હંતહત્યા, બુધ્ધના શરીરમાંથી રકતપાત કરવું અને સંઘમાં ભેદ પેદા કરવો. બૌધ્ધો માટે આ પાંચ મહાપાતક છે. બ્રાહ્મણો માટે કેવળ બે હત્યાઓ - ગૌહત્યા અને બ્રહ્મહત્યાને ભય દેખાડયો છે. બ્રાહ્મણની હત્યા તો મહાપાતક માનવામાં આવતી જ હતી કારણ કે જેટલી સ્મૃતિઓ છે તે બધામાં બ્રાહ્મણ હત્યાને મહાપાતક માનવામાં આવી જ છે પણ ગૌ હત્યાને લાગે વળગે છે ત્યાં સુધી આપસ્તંબ

૧ સમ આસ્પેક્ટસ ઓફ એન્શીયેન્ટ કલ્ચર ૧૯૪૦ પૃ. ૭૮-૭૯.

સુત્ર, મનુ, યાજ્ઞવલ્ક્ય વગેરેએ ગૌહત્યાને 'ઉપપાતક' ગણી છે મહાપાતક નહીં. પરંતુ અહીં એને બ્રહ્મ હત્યાની સાથે જોડી દેવાથી અને બન્નેને બૌધ્ધોના અનાન્તર્યોની સાથે સમાનતાનો દરજ્જો આપવાથી એ વાત સ્પષ્ટ થાય છે કે પાંચમી શતાબ્દિના આરંભમાં ગૌહત્યાને મહાપાતકની શ્રેણીમાં મૂકવામાં આવી હતી. આ રીતે ગૌ હત્યા કમસેકમ એક સદી પહેલાં 'મહાપાતક' ગણવામાં આવેલ હતી. અર્થાત્ આ ચોથી સદીના આરંભની બાબત છે.

પ્રશ્ન પેદા થાય છે કે એક હિંદુ નરેશને એવું શાથી લાગ્યું કે ગોવધની વિરુધ્ધમાં મનુએ લખેલા કાનુનોથી વિપરિત નિયમ બનાવે ? એનો ઉત્તર એટલો જ છે કે; બ્રાહ્મણોને માટે એ વાત અનિવાર્ય થઈ ગઈ હતી કે બૌધ્ધ ભિક્ષુઓ પર પોતાની શ્રેષ્ઠતા સિધ્ધ કરવા માટે તે વૈદિકધર્મના પોતાના જ એક અંશને પડતો મૂકે. જો મારું વિશ્લેષણ ઠીક હોય તો એ બાબત સ્પષ્ટ છે કે; ગૌપૂજા બૌધ્ધ અને બ્રાહ્મણધર્મના સંઘર્ષનું પરિણામ હતું. આ એક સાધન હતું જેના દ્વારા બ્રાહ્મણોએ પોતાની ગુમાવી દીધેલા સ્થાનને પુનઃ પ્રાપ્ત કરવાનો પ્રયાસ કર્યો હતો.

પ્રકરણ ૧૪

# ગૌમાંસાહારે દળવિછિન્ન લોકોને અછૂત કેવી રીતે બનાવી દીધા?

જ્યારે બ્રાહ્મણો અને અબ્રાહ્મણોએ ગૌમાંસાહાર કરવાનું છોડી દીધું અને દળવિછિન્ન લોકોએ ગૌમાંસાહાર ચાલુ રાખ્યો ત્યારે એક એવી સ્થિતિ પેદા થઈ ગઈ જે પુરાણી સ્થિતિથી તદ્દન ભિન્ન હતી. પુરાણી સ્થિતિમાં હરકોઈ ગૌમાંસાહાર કરતું હતું. આ નવી સ્થિતિમાં એક વર્ગે ખાવાનું છોડી દીધું હતું. જ્યારે બીજા વર્ગે ખાવાનું ચાલુ રાખ્યું હતું. આ ભેદ આંખોમાં ખટકે એવો હતો. એને દરેક જણ જોઈ શકતો હતો. આમ હોવા છતાંય આ ભેદને પરિણામે સમાજમાં આટલો મોટો વિભેદ ઉભો થઈ જાય અને અછૂતપણામાં જે જોઈ શકાય છે; એવું બને નહીં આ એક 'સામાજિક ભેદ' બની શકે. એવાં ઘણા ઉદાહરણો છે જ્યાં જાતિના ભિન્ન ભિન્ન લોકો ભિન્ન ભિન્ન પ્રકારનો આહાર ગ્રહણ કરતા હતા. એક વ્યક્તિ જે ચીજ પસંદ કરે બીજો એને નાપસંદ કરે. તો પણ આ ભેદને પરિણામે બન્ને વચ્ચે એક દિવાલ ઉભી થઈ જાય એવું તો બને નહીં !

એટલા માટે આ અંગે કોઈ વિશેષ કારણ હોવું જોઈએ કે ભારતમાં ગૌમાંસાહાર કરનારી જાતિઓ અને દળવિછિન્ન લોકો વચ્ચે આવડી મોટી દિવાલ કેવી રીતે ઉભી થઈ ગઈ ? એનું શું કારણ હોઈ શકે ? એનો જવાબ એટલો જ છે કે; જો ગૌમાંસાહારને ધર્મ સાથે જોડવામાં આવ્યું ન હોત, અને કેવળ વ્યક્તિગત રુચિ-અરુચિનો પ્રશ્ન રહ્યો હોત તો માંસાહારી અને બિનમાંસાહારી વચ્ચે એક દિવાલ ઉભી થઈ ગઈ હોત નહીં. દુર્ભાગ્યથી માંસાહાર એક સામાન્ય લૌકિક વાત ન રહેતાં તે ધર્મનો પ્રશ્ન બની ગયો હતો. આ એટલા માટે થયું કે બ્રાહ્મણોએ ગાયને એક 'પવિત્ર જાનવર' બનાવી દીધું. એટલે ગૌમાંસાહાર 'અધર્મ' બની ગયો અને આ દળવિછિન્ન લોકો 'અધર્મ કરનારા' ગણાયા અને તેથી સમાજમાંથી બહિષ્કૃત થઈ ગયા.

સમાજ જીવનમાં ધર્મના સ્થાન અંગે જે લોકોને સમજ નથી એમને આ ઉત્તર વધારે સ્પષ્ટ નહીં લાગે. તેઓ તો પૂછવાના જ કે ધર્મ આ વિભેદનું

કારણ કેવી રીતે બન્યો ? ધર્મ અંગેની નિમ્નલિખિત બે બાબતો જો ધ્યાનમાં રાખવામાં આવે તો પ્રશ્નનો ઉત્તર વધારે સ્પષ્ટ થઈ જશે.

સૌથી પહેલાં તો ધર્મની પરિભાષા લો.[1] બધા જ ધર્મો અંગે લાગુ પાડી શકાય એવી વ્યાપક વાત એ છે કે; દરેક ધર્મમાં કેટલીક માન્યતાઓ, વિશ્વાસો અને આચરણોને સ્વીકારનારો એક સમુહ હોય છે જે (૧) ધાર્મિક વાતો સાથે સંબંધ રાખે છે અને જે (૨) એ તમામ વાતો માનનારાઓની એક જાતિ બની જાય છે. આ વાતને જુદી રીતે કહીએ તો પ્રત્યેક ધર્મમાં બે વાતો હોય છે. એક વાત તો એ કે 'ધર્મ'ને 'પવિત્ર ચીજો'થી અલગ કરી શકાતી નથી. બીજું એ કે "ધર્મ એક સમુહગત વસ્તુ છે જેને સમાજથી અલગ પાડી શકાતી નથી."

ધર્મનો જે પહેલો અંશ છે તે એવું માનીને ચાલે છે કે; જેટલી વસ્તુઓ છે - પછી તે ભૌતિક હોય, કે અભૌતિક હોય, કે ચૈતસિક હોય - જે કોઈ બાબત મનુષ્યના વિચારોનો વિષય બની શકે એને સ્પષ્ટ બે વિભાગોમાં વહેંચી શકાય, જેને 'ધાર્મિક' અને 'અધાર્મિક' અથવા સામાન્ય રીતે 'લૌકિક' કહેવાય છે.

એનાથી 'ધર્મ'ના કાર્યક્ષેત્રની વ્યાખ્યા થઈ શકે છે. 'ધર્મ' નું કર્તવ્યસમજવા માટે એના અંગે નીચેની બાબતો પર ધ્યાન આપવું આવશ્યક છે.

પહેલી વાત જે ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે; જે ચીજોને 'પવિત્ર' માની લેવામાં આવે છે તે લૌકિક વસ્તુઓથી માત્ર 'સ્થાન' કે 'પદ'ની દ્રષ્ટીએ ઊંચું સ્થાન ધરાવતી નથી; પણ તે તદ્દન અલગ વસ્તુ છે. 'પવિત્ર' અને 'લૌકિક' વસ્તુઓની એક વર્ણ રહેતી નથી. બન્નેમાં એકદમ વિરોધ હોય છે. પ્રો. દુર્ખિયેમ (Prof Durkhiem)નું નિરીક્ષણ આ પ્રમાણે છે :[2]

"'સારું' અને 'નરસુ' વચ્ચે પરંપરાગત રીતે વિશેષ વિરોધ હોતો નથી. કારણ કે 'સારું' અને 'નરસુ' આખરે તો એક જ જાતિ અર્થાત્ એક જ આધારના બે વિરોધી તત્વો છે. જેમ કે સ્વાસ્થ્ય અને બિમારીને આપણે જીવન ક્રમની બે બાજુઓ ગણીએ છીએ. પણ માનવ મસ્તિકમાં 'પવિત્ર' અને 'લૌકિક'ની જે

૧ પ્રોફે. દુર્ખિયેમે ધી એલીમેન્ટરી ફોર્મ્સ ઓફ ધી રિલિજીયસ લાઇફ પૃ. ૪૭માં જે વ્યાખ્યા આપી છે તેનું અહીં અનુસરણ કરવામાં આવ્યું છે.

૨ એજન પૃ. ૩૮.

કલ્પના છે તે તદ્દન જુદી જ બાબત છે. તે બન્ને અલગ અલગ 'વર્ગ'ની કલ્પના છે. એકદમ બે ભિન્ન સંસારોની બાબત છે જેમાં બન્ને વચ્ચે કશું જ સમાન હોતું નથી."[૧]

જે ઉત્સુક લોકો છે તે કદાચ એવું જાણવાની ઈચ્છા રાખે કે સંસારમાં મનુષ્યોએ કઈ ચીજોને 'પવિત્ર' અને 'લૌકિક' એમ એકબીજાથી વિરોધી તત્વના રુપમાં કલ્પના કરવા માટે મજબૂર કર્યા છે ? આપણે એની લાંબી ચર્ચામાં અહીં ઉતરવાની જરુર નથી કારણ કે એ આપણો ઉદ્દેશ નથી. અને એની કોઈ આવશ્યકતા પણ નથી.

આ અંગેની જે બીજી બાબત ધ્યાનમાં રાખવાની છે તે એ છે કે પવિત્ર' વસ્તુઓની સંખ્યા નિશ્ચિત હોતી નથી. એક ધર્મની 'પવિત્ર' વસ્તુઓ અને બીજા ધર્મની પવિત્ર વસ્તુઓમાં ઘણી જ ભિન્નતા હોય છે. 'આત્મા' અને 'પરમાત્મા' જ પવિત્ર વસ્તુઓ નથી, એક પહાડ, એક પશુ, એક ઝરણું કે એક પથ્થરનો ટુકડો, એક લાકડાનો ટુકડો, એક ઘર - એક શબ્દમાં કહીએ તો કોઈ પણ ચીજને 'પવિત્ર' માની શકાય છે.

પવિત્ર વસ્તુઓ (Scred) હંમેશાં નિષેધો સાથે સંબંધ ધરાવે છે , જેને મનાઈ ફરમાવેલી વાતો (taboos) કહી શકીએ. પ્રો. દુર્ખિયેમ (Prof Durkhiem)ને જ પુન: આપણે ટાંકીએ તો :[૨]

"પવિત્ર ચીજો એ વસ્તુઓ છે જેનો નિષેધો દ્વારા રક્ષા કરવામાં આવે છે. 'પવિત્ર ચીજો' નિષેધો દ્વારા જ અલગ તારવવામાં આવે છે. 'લૌકિક ચીજો' એ છે જેમને નિષેધ લાગુ પાડવામાં આવે છે અને પ્રથમ વસ્તુથી એને દૂર દૂરને રહેવાનું સુચન કરવામાં આવે છે.

ધાર્મિક નિષેધો વિવિધ પ્રકારના રુપો ધારણ કરી લે છે. એમાં સૌથી મહત્ત્વપૂર્ણ નિષેધ છે. સંબંધનો જે 'લૌકિક' છે એનો 'પવિત્ર' વસ્તુઓથી કોઈ પણ પ્રકારો સંબંધ હોવો જોઈએ નહીં. 'સ્પર્શ' સિવાય પણ અનેક પ્રકારના સંબંધ સ્થાપિત થઈ શકે છે. 'નજર મિલાવવી' એ પણ એક પ્રકારનો સંબંધ

૧ વધુ જાણવા ઈચ્છનાર જિજ્ઞાસુએ ઉપરોક્ત પુસ્તકનું ૩૧૭મું પાનું જોવું.

૨ ધી એલીમેન્ટરી ફોર્મ્સ ઓફ રિલિજીયસ લાઈફ પૃ. ૪૧.

સ્થાપિત કરવા બરોબર જ છે. એટલે જે ખાસ ખાસ અવસ્થાઓમાં લૌકિક (અપવિત્ર) આદમીઓ માટે 'પવિત્ર' ચીજો જોવાનું વર્જિત ગણવામાં આવ્યું છે. દા. ત. કેટલીક પવિત્ર વસ્તુઓને સ્ત્રીઓ જોઈ શકે નહીં. શબ્દ અર્થાત્) જે શ્વાસ, માણસનો જ એક હિસ્સો છે અને માણસ દ્વારાબહાર ફેલાય છે તે પણ સંબંધનું બીજું રુપ છે. એટલે લૌકિક (અપવિત્ર) માટે અમુક ચીજો માટે સંબોધન કરવું અથવા એનું ઉચ્ચારણ કરવું વર્જિત છે. ઉદાહરણ રુપે બ્રાહ્મણે જ વેદનું ઉચ્ચારણ કરવું જોઈએ, શુદ્રે નહીં. એક અસાધારણ સમીપતાનો સંબંધ ભોજન કરવાને પરિણામે પેદા થાય છે. એટલે 'પવિત્ર જાનવરો' અથવા પવિત્ર શાકભાજી (વનસ્પતિ) ખાવાનો નિષેધ કરવામાં આવ્યો છે.

જે નિષેધોને પવિત્ર વસ્તુઓ સાથે સંબંધ છે એના અંગે વિવાદ કરી શકાતો નથી. તે વિવાદથી પર છે, અને કોઈ પણ જાતની શંકા- કુશંકા કર્યા વિના એનો સ્વીકાર કરવો જોઈએ. જે પવિત્ર છે તે 'અસ્પૃશ્ય' શબ્દના વિશિષ્ટ અર્થમાં 'અસ્પૃશ્ય' છે. અર્થાત્ વિવાદ દ્વારા એને કોઈ પણ પ્રકારનો સ્પર્શ જ કરી શકાય નહીં. જે કંઈ કરી શકાય એ એટલું જ કે 'પવિત્ર'નું સન્માન કરવામાં આવે અને એની આજ્ઞા માનવામાં આવે અને અંતિમ વાત એ છે કે; 'પવિત્ર વસ્તુઓ' અંગે નિષેધ તમામ ઉપર લાગુ પાડવામાં આવે છે. તે સ્વયં સિધ્ધ સત્ય નથી પણ આજ્ઞાઓ છે અને એનું પાલન કરવું જોઈએ અને તે પણ શબ્દના સામાન્ય અર્થોમાં નહીં. તે બધી અનુલંઘનીય આજ્ઞાઓ છે. એનું પાલન ન થાય તો ગુન્હા કરતાંય વધારે છે એટલે કે 'પાપ' છે.

ધર્મના ક્ષેત્રની ગતિવિધિને સમજવા માટે ઉપરનો સારાંશ પર્યાપ્ત ગણાવો જોઈએ. એના અંગેનું અધિક વિવેચન અહીં અનાવશ્યક છે. જે 'પવિત્ર' છે એના સંબંધમાં જે નિયમો છે અને એ નિયમો અનુસાર કાર્ય કરવાના ઢંગ પ્રમાણે વિશ્લેષણ કરવાથી એ વાત કોઈ પણ વ્યક્તિની સમજમાં આવી જશે કે, ગૌમાંસાહારે દળવિછિન્ન મનુષ્યોને શા માટે અછૂત બનાવી દીધા. આ બાબત અંગે મેં જે જવાબ આપ્યો છે તે ઉચિત છે. મારા આપેલા જવાબના ઊંડાણમાં પહોંચવા માટે એટલું આવશ્યક છે કે જે 'પવિત્ર' છે એના નિયમો પ્રમાણે - કામ કરવાની રીતનું વિશ્લેષણ કરીએ તો ગાયને પવિત્રવસ્તુ માની લીધા પછી

જે સ્થિતિ પેદા થાય એનાથી સ્પષ્ટ થઈ જશે. અછૂતપણું પવિત્ર પશુ ગાયને ન ખાવાના નિષેધને તોડવાનું જ પરિણામ છે.

આગળ કહ્યું એ પ્રમાણે બ્રાહ્મણોએ ગાયને એક '**પવિત્ર જાનવર**' બનાવી દીધું. એમને જીવિત કે મૃત ગાયમાં કોઈ પણ પ્રકારનો ભેદ કરવાની આવશ્યકતા પણ ન લાગી. ગાય પવિત્ર હતી પછી તે જીવિત હોય કે મૃત. ગૌમાંસાહાર માત્ર ગુન્હો જ ન હોતો. જો ગુન્હો હોય તો એના પરિણામે કેવળ 'સજા' થાય. ગૌમાંસાહારને 'પાપ' માનવામાં આવ્યું. જો કોઈ ગાયને પવિત્ર ન માને તો તે પાપનો ભાગીદાર બનતો અને એની સાથે સંબંધ રાખવાનો નિષેધ હતો. દળવિછિન્ન લોકોએ (Broken men) ગૌમાંસાહાર ચાલુ રાખ્યું, એટલે તે 'પાપ'ના ભાગીદાર બન્યા.

એકવાર ગાયને 'પવિત્ર' માનવાનું શરુ થયું અને બીજી બાજુ દળવિછિન્ન લોકોએ એનું માંસ ખાવાનું ચાલુ રાખ્યું. એટલે એમને ભાગ્યમાં એક જ વાત બાકી રહી કે અન્ય લોકો એમની સાથે ઉઠવા-બેસવાનો સંબંધ બંધ કરી દે અર્થાત્ તેઓ અછૂત બની જાય.

આ પ્રકરણનું સમાપન કરતાં પહેલાં આ મત વિરુધ્ધ બે સંભવ આપત્તિઓનો ઉત્તર આપી દેવો આવશ્યક લાગે છે. આ મત વિરુધ્ધ જે બે આપત્તિઓ ઉઠાવવામાં આવશે તે તો સ્પષ્ટ જ છે.

એક તો એ વાત કે દળવિછિન્ન લોકો મૃત ગાયનું માંસ ખાતા હતા એનું પ્રમાણ શું છે ? અને

બીજી આપત્તિ એ કે; બ્રાહ્મણો અને અબ્રાહ્મણોએ ગૌમાંસ ભક્ષણ છોડી દીધું તો આ દળવિછિન્ન લોકોએ શા માટે છોડી દીધુ નહીં ?

આ પુસ્તકમાં 'અછૂતપણા'ની ઉત્પત્તિના સંબંધમાં જે નવીથિયરીનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે એને આ પ્રશ્નોની સાથે સીધો સંબંધ છે એટલે એનું નિરાકરણ કે ઉકેલ લાવવો જ જોઈએ.

ખરેખર તો પહેલો પ્રશ્ન ઉચિત છે, અને એક રીતે કસોટી પણ છે. જો"દળવિછિન્ન લોકો" આરંભથી જ ગૌમાંસાહારી હતા તો આપણાં નવા

સિધ્ધાંતને માટે કોઈ સ્થાન જ રહેશે નહીં. કારણ કે જો તેઓ આરંભથી જ ગૌમાંસાહારી હતા અને ત્યારે પણ એમને 'અછૂત' માનવામાં આવતા નહોતા તો પછી ગૌમાંસાહારને લીધે જ ' દળવિછિન્ન' લોકો અછૂત બની ગયા એમ કઈ રીતે કહી શકાય ? જો આ વાત એકદમ ગાંડપણ નહીં તો તર્કસંગત તો નથી લાગતી. બ્રાહ્મણોએ કર્યું તો પછી આ દળથી વિખુટા પડેલા પરાસ્ત લોકોએ પણ એવું કેમ ન કર્યું ? જો કાનુને ગૌવધને 'મહાપાતક' બનાવી દીધું હતું, કારણ કે ગાય બ્રાહ્મણો અને અબ્રાહ્મણો માટે પવિત્ર જાનવર બની ગયું હતું તો પછી આ દળવિછિન્ન લોકોને પણ ગૌમાંસાહારથી શા માટે રોકવામાં આવ્યા નહીં ? જો એમને ગૌમાંસ ખાવાથી રોકી દેવામાં આવ્યા હોત તો પછી અછૂતપણું પેદા જ થયું ન હોત !

પહેલા પ્રશ્નનો ઉત્તર એ છે કે; જે સમયે એક સ્થાને વસેલી જાતિઓ અને દળવિછિન્ન લોકો ગૌમાંસાહારી હતા એ સમયે પણ એક પ્રથા ચાલતી જ હતી, જેના કરણે એક સ્થળે વસેલા લોકો ગાય મારીને તાજું ગૌમાંસ ખાતા હતા, પણ દળવિછિન્ન લોકો મૃત ગાયનું માંસ ખાતા હતા. આપણે પાસે એવું કોઈ નિશ્ચિત પ્રમાણ નથી કે એક જગ્યાએ વસેલા લોકોએ ક્યારેય મૃતગાયનું માંસ ખાધું નથી. પણ એને માટે આપણી પાસે નકારાત્મક પુરાવાઓ છે જેના દ્વારા પ્રગટ થાય છે કે; મરેલી ગાય ઉપર આ દળવિછિન્ન લોકોનો જ એકાધિકાર થઈ ગયો હતો. આ પુરાવા અંગે મહારાષ્ટ્રના મહારોનું ઉદાહરણ ઉપલબ્ધ છે. **મહારાષ્ટ્રના મહારો મૃત પશુ ઉપર અધિકાર માને છે.** જેનો ઉલ્લેખ આ પહેલાં કરવામાં આવ્યો જ છે. પોતાનો આ અધિકાર ગામના પ્રત્યેક હિંદુની સામે સિધ્ધ કરે છે. એનો અર્થ એટલો જ થયો કે **કોઈ પણ હિંદુ પોતાના નીજી મૃત જાનવરનું માંસ ખાઈ શકતો નથી. એને મૃત પશુ મહારને જ સોંપી દેવું પડે છે.** આ કેવળ એક વાતને બીજી રીતે કહેવાનો જ એક ઢંગ છે કે જ્યારે ગૌમાંસાહાર એક સામાન્ય પ્રથા હતી ત્યારે મહારો મૃતગાયનું માંસ ખાતા હતા અને હિંદુઓ ગાયને મારીને એનું તાજુ માંસ ખાતા હતા.

હવે કેવળ એક જ પ્રશ્ન પેદા થાય છે અને એ કે; વર્તમાનંમાં (મહારોના

સંદર્ભમાં) જે સત્ય છે, તે સમસ્ત ભારતમાં વસેલા દળો અને દળવિછિન્ન લોકો વચ્ચેના સંબંધનો એક નમૂનો માની શકાય કે કેમ ? આ લોકો મહારોમાં જે પરંપરાગત જનશ્રુતિ પ્રચલિત છે. એનો ઉલ્લેખ કરી શકાય તેમ છે. એમનું કહેવું છે કે; વિદર્ભ (વેદર = Bedar)ના મુસ્લીમ રાજાએ એમને બાવન એવા અધિકારો આપેલા છે જે અન્ય હિંદુઓને અપ્રાપ્ય છે. જો આ વાતનો સ્વીકાર કરીએ કે તે અધિકારો વિદર્ભના રાજાએ એમને આપ્યા હતા તો રાજાએ આ અધિકારોને પ્રથમવાર જ આપ્યા એવું તો ન હીં જ હોય. તે પરાપૂર્વથી ચાલતા આવ્યા હશે! રાજાએ એને સ્થિર સ્વરુપ આપી દીધું. એનો અર્થ એટલો થયો કે, આ દળવિછિન્ન લોકો મૃતપશુઓનું માંસ ખાવાની અને એક જગ્યાએ સ્થિર વસેલા લોકોમાં તાજું માંસ ખાવાની પ્રથા પ્રાચીન સમયથી ચાલતી આવી છે. આ પ્રકારની પ્રથા પ્રચલિત થઈ જાય તે અત્યંત સ્વાભાવિક પણ છે. જે લોકો એક સ્થળે વસેલા હતા તે ધનવાન હતા. ખેતી અને પશુપાલન એમની જીવીકાનું સાધન હતું. આ દળવિછિન્ન લોકો નિર્ધન જાતિના હતા. કારણ કે પરાસ્ત લોકો હતા જીવિકાનું કોઈ સાધન એમની પાસે નહોતું. એમને તો સ્થિર વસેલા લોકો ઉપર જ નિર્ભર રહેવું પડતું હતું. બન્નેના ભોજનનું મુખ્ય અંગ ગૌમાંસ હતું. સ્થિર વસવાટ કરી ચૂકેલા લોકો માટે એ વાત સંભવ હતી કે તેઓ ભોજન માટે કોઈ પણ જાનવરનો વધ કરી શકે તેમ હતા કારણ કે એમની પાસે પશુઓ હતા. દળવિછિન્ન લોકો એવું કરી શકે તેમ નહોતા કારણ કે એમની પાસે પોતાનાં પશુઓ હતા જ નહીં. આવી પરિસ્થિતિમાં સ્થિર વસવાટ કરી ચૂકેલા દળોના લોકો દળવિછિન્ન લોકોને પોતાનાં મરેલાં ઢોર આપીને ગામની સીમાની ચોકીદારી મજદૂરીના રુપે આપે તો એમાં કંઈ અસ્વાભાવિક લાગતું નથી. એટલે એ વાતનો નિશ્ચયપૂર્વક માની શકાય તેમ છે કે પ્રાચીનકાળમાં જ્યારે સ્થિર વસવાટ કરેલા લોકો અને દળવિછિન્ન લોકો બન્ને જ્યારે ગૌમાંસાહાર કરતા હતા - તો સ્થિર વસવાટી લોકો ગાયનું તાજું માંસ ખાતા હતા અને દળવિછિન્ન લોકો મરેલી ગાયનું માંસ ખાતા હતા. સાથે સાથે એ વાત પણ સ્વીકારવી પડે કે; આ પ્રથા માત્ર મહારાષ્ટ્રમાં જ નહીં પણ સમસ્ત ભારતમાં પ્રચલિત હતી.

પ્રથમ પ્રશ્નનો ઉકેલ તો આ રીતે મળી રહે છે. હવે જે બીજી આપત્તિ

અંગે વિચાર કરીએ. ગુપ્ત રાજાઓએ ગૌવધની વિરુધ્ધ જે કાયદો બનાવ્યો હતો, તે આવા લોકો માટે હતો જે ગૌવધ કરતા હતા. આ કાનુન દળવિછિન્ન લોકોને તો લાગુ પડતો જ નહોતો કારણ કે તેઓ તો ગૌવધ કરતા જ નહોતા. તેઓ તો મરેલી ગાયનું જ માંસ ખાતા હતા. એટલે એમનું આચરણ ગૌવધ નિષેધના કાનુન વિરુધ્ધનું હતું જ નહીં. પરિણામે દળવિછિન્ન લોકોએ ગાયનું માંસ ખાવાનું ચાલું જ રાખ્યું. જો એવું માનવામાં આવે કે બ્રાહ્મણો અને અબ્રાહ્મણોએ ગૌમાંસાહાર ત્યજી દીધો એનો સંબંધ 'અહિંસા' સાથે હતો તો પણ એવું કહી શકાય કે દળવિછિન્ન લોકોનું આચરણ હિંસાત્મક હતું જ નહીં. એટલે તો દળવિછિન્ન લોકો મરેલી ગાયનું માંસ ખાતા રહ્યા. એમાં એમને મનસંતાપનું પણ કોઈ કારણ બનતું નહોતું. તેઓ જે કંઈ કરી રહ્યા હતા તે ન તો કાનુનની વિરુધ્ધનું હતું કે ન તો અહિંસાના સિધ્ધાંતની વિરુધ્ધ હતું.[૧]

હવે પછી પ્રશ્ન એ થાય છે કે, એમણે બ્રાહ્મણો અને અબ્રાહ્મણોનું અનુકરણ શા માટે કર્યું નહીં ? એ પ્રશ્નનો ઉત્તર આપવાનો રહે છે. આ પ્રશ્નના બે ઉત્તરો છે એક વાત તો એ કે આવી નકલ કરવી એમના માટે મોંઘો સોદો હતો. તેઓ બ્રાહ્મણો અને અબ્રાહ્મણોની નકલ કરી શકે તેમ હતા જ નહીં. મૃતગાયનું માંસ એમના જીવન આધારનું મહત્ત્વનું પાસું હતું. એના વિના તો એ લોકો ભૂખે જ મરી જાત ! બીજી બાબત એ છે કે, શરુઆતમાં **મૃતગાયને ઊંચકીને લઈ જવી એ એમનો અધિકાર હતો પણ પાછળથી તે ફરજ બની ગઈ**[૨] કારણ કે મૃતગાયને ઊંચકીને લઈ જવાની જવાબદારી એમના માથે જ હતી એટલે પહેલાંની જેમ જ મૃતપશુનું માંસ પણ ખાવાનું પહેલાંની જેમ જ એમણે ચાલુ રાખ્યું, અને એમાં કોઈ વાંધો દીઠો નહીં.

---

૧ વિશેષ વિગતો માટે જુઓ મન હી પૂજા મન હી ધૂપ. ઓશોરજનીશ (અનુ.)

૨ મહારોમાં ઉદ્‌ભવેલા સામાજિક-ધાર્મિક સુધારણા આંદોલનને પરિણામે અત્યારે સ્થિતિ મૂળભૂત રીતે એકદમ બદલાઈ ગઈ છે. સાંપ્રતમાં મહાર લોકો મૃતપશુને ઉપાડવાનો ઈન્કાર કરી રહ્યા છે અને ગામના હિંદુઓ આ કાર્ય કરવા એમને મજબૂર કરી રહ્યા છે. તાજેતરના ત્રણેક દશકામાં મહારાષ્ટ્રમાં જે તનાવપૂર્ણ સ્થિતિ પેદા થઈ છે એનાં અનેક સામાજિક સંદર્ભોમાં મૃતપશુઓના નિકાલનો પ્રશ્ન પણ એક કારણ બનેલ છે. (અનુ.)

આમ, ઉપરોક્ત બન્ને આપત્તિઓમાંથી જે નવી થિયરી રજુ કરી છે એને કોઈ પણ પ્રકારનો વાંધો આવતો નથી કે એને અનુચિત પણ ઠરાવાઈ શકાય તેમ નથી.

# ભાગ-૬
# અસ્પૃશ્યતા અને તેની ઉત્પત્તિનો સમય

પ્રકરણ ૧૫

# 'અપવિત્ર' અને 'અસ્પૃશ્ય'

અસ્પૃશ્યતા ક્યારે અસ્તિત્વમાં આવી ? કટ્ટરપંથી હિંદુઓનું કહેવું છે કે, અછૂતપણું તો પ્રાચીનકાળથી ચાલતું આવ્યું છે. પોતાના કથનનો આધાર આપવા આ લોકો કહે છે કે; અછૂતપણાનં સમર્થન ન કેવળ સ્મૃતિઓમાં જોવા મળે છે - જે થોડાક પાછલા સમયની છે, પરંતુ ધર્મસૂત્રોમાં પણ એનો ઉલ્લેખ છે. જે કેટલાક લેખકો અનુસાર ઈ.સ. પૂર્વેની કેટલીક સદીઓ પહેલાંની છે.

'અસ્પૃશ્યતા'ની ઉત્પત્તિ અંગે વિચારતાં જે પ્રશ્નથી આરંભ કરવો પડશે તે એ કે શું 'અસ્પૃશ્યતા'ની પ્રથા એટલી પ્રાચીન છે - જેટલી કેટલાક લોકો કહે છે ?

આ પ્રશ્નનો ઉત્તર શોધવા માટે આપણે ધર્મસૂત્રોની પરીક્ષા કરવી પડશે કે જ્યારે ધર્મસૂત્રો 'અસ્પૃશ્યતા' અને ' અસ્પૃશ્યો'ની વાત કરે છે તો એમનું તાત્પર્ય આ બાબત અંગે શું છે ? એ જાણ્યા પછી જ આપણે નિર્ણય કરી શકીએ. ધર્મસૂત્રો અત્યારે જે અર્થમાં અસ્પૃશ્યતાનો ભાવાર્થ આપણે સમજીએ છીએ એ જ ભાવાર્થમાં સ્વીકારે છે ? જે વર્ગો માટે ધર્મસૂત્રો ' અછૂત' શબ્દનો પ્રયોગ કરે છે તેનો અર્થ એવો છે ખરો જે સાંપ્રતના ' અછૂત' શબ્દમાંથી નિષ્પન્ન થાય છે ?

પહેલા પ્રશ્નને જ પ્રથમ વિચારી લઈએ. ધર્મસૂત્રોની પરીક્ષા કરતાં નિ:સંદેહ એ વાતની ખબર પડે છે કે; એમાં એક વર્ગનું વર્ણન કરવામાં આવ્યું છે જેને 'અસ્પૃશ્ય' કહેવાયા છે. એમાં પણ કોઈ સંદેહ નથી કે 'અસ્પૃશ્ય' શબ્દનો અર્થ 'અછૂત' જ છે. તો પણ એ પ્રશ્ન તો બાકી જ રહે છે કે, શું ધર્મસૂત્રોએ જેને 'અસ્પૃશ્ય' ગણ્યા છે તે જ આધુનિક ભારતના અસ્પૃશ્યો છે ? આ પ્રશ્ન મહત્ત્વનો છે. જ્યારે શબ્દો પણ જોવા મળે છે. જેવા કે અંત્ય, અંત્યજ, અંત્યવાસીન તથા બાહ્ય. પાછળથી રચાયેલી સ્મૃતિઓમાં પણ આ શબ્દોનો પ્રયોગ કરવામાં આવ્યો છે. ભિન્ન ભિન્ન સ્મૃતિઓએ આ શબ્દો કયા કયા અર્થમાં પ્રયુક્ત કર્યા છે એ

જાણી લેવું આવશ્યક છે અને ઉપયોગી પણ છે. નીચે આપેલા કોષ્ટકથી એ ઉદ્દેશ પૂરો થઈ શકશે.

૧. અસ્પૃશ્ય

| ધર્મસૂત્ર | સ્મૃતિ |
|---|---|
| ૧. વિષ્ણુ ૫ : ૧૦૪ | ૧. કાત્યાયન-કારિકા ૪૩૩, ૭૮૩. |

૨. અંત્ય

| ધર્મસૂત્ર | સ્મૃતિ |
|---|---|
| ૧. વશિષ્ઠ (૧૬-૩૦) | ૧. મનુ : ૪, ૭૯ : ૮, ૬૮ |
| ૨. આપસ્તંબ (૩, ૧) | ૨. યાજ્ઞવલ્ક્ય : ૧, ૧૪૮, ૧૯૭ |
| | ૩. અત્રી : ૨૫ |
| | ૪. લિખિત : ૫, ૯૨ |

૩. બાહ્ય

| ધર્મસૂત્ર | સ્મૃતિ |
|---|---|
| ૧. આપસ્તંબ : ૧,૨, ૩૯, ૧૮ | ૧. મનુ : ૨૮ |
| ૨. વિષ્ણુ : ૧૬, ૧૪ | ૨. નારદ : ૧-૧૫૫ |

૪. અંત્યવાસીન્

| ધર્મસૂત્ર | સ્મૃતિ |
|---|---|
| ૧. ગૌત્તમ : ૩૧, ૩૩, ૩૨ | ૧. મનુ : ૪, ૭૯, ૧૦, ૩૯ |
| ૨. વશિષ્ટ : ૧૮, ૩ | ૨. મહાભારતનું શાંતિપર્વ : ૧૪૧, ૨૯, ૩૧ |
| | ૩. મધ્યમાંગિરસ : પાજ્ઞવલ્કય વિશે મિતાક્ષરમાં ટાંચણ ૩, ૨૮૦ |

૫. અંત્યજ

| ધર્મસુત્ર | સ્મૃતિ |
|---|---|
| ૧. વિષ્ણુ : ૩૬, ૭ | ૧. મનુ : ૪, ૬૧, ૮, ૨૭૯ |
| | ૨. યાજ્ઞવલ્ક્ય : ૧૨, ૭૩ |
| | ૩. બૃહદ્યમા સ્મૃતિ (મિતાક્ષરામાં ટાંચણ) |

યાજ્ઞવલ્કય) ૩- ૨૬૦.
૪. અત્રિ : ૧૯૯
૫. વેદવ્યાસ : ૧, ૧૨, ૧૩.

--૨--

બીજો પ્રશ્ન છે કે અંત્ય, અંત્યજ, અંત્યવાસીલ તથા બાહ્ય આ શબ્દોથી જે વર્ગોનો બોધ થાય છે, તે 'અસ્પૃશ્ય' શબ્દથી જેને માટેનો શબ્દાર્થ 'અછૂત' પણ છે. તેનાથી એ જ વર્ગોનો બોધ થાય છે ? બીજા શબ્દોમાં કહીએ તો શું તે એક જ વર્ગના લોકો માટેના ભિન્ન ભિન્ન નામો છે ?

દુર્ભાગ્યની વાત તો એ છે કે; ધર્મસૂત્ર આ પ્રશ્નનો ઉત્તર આપવામાં આપણી સહાયતા કરે તેમ નથી. 'અસ્પૃશ્ય' શબ્દ બે જગ્યાએ આવ્યો છે. (એક વખત સૂત્રમાં અને બે વાર સ્મૃતિમાં) પણ આ શબ્દ જે જાતિઓ માટે પ્રયુક્ત કરવામાં આવ્યો છે. એનો ઉલ્લેખ ગણતરી કરવામાં આવ્યો નથી. એવી જ સ્થિતિ 'અંત્ય' શબ્દ માટે પણ છે. જો કે 'અંત્ય' શબ્દ છ જગ્યાએ આવેલો છે. (બે સુત્રોમાં અને ચાર સ્મૃતિઓમાં) છતાં એમાં કોઈ પણ સ્થળે એવું લખ્યું નથી કે આ શબ્દનો અંતર્ગત કઈ કઈ જાતિઓ આવે છે ? 'અંત્યવાસિન' તથા 'અંત્યજ' બન્ને શબ્દ અપવાદરુપ છે છતાં અહીં પણ કોઈ ધર્મસૂત્રમાં એની ગણતરી કરવામાં આવી નથી. કેવળ સ્મૃતિઓમાં એની ગણતરી છે. 'અંત્યવાસિન'ની ગણતરી મધ્યમાંગિરસ નામક સ્મૃતિમાં કરવામાં આવી છે અને અંત્યજની અત્રિસ્મૃતિમાં તથા વેદવ્યાસ સ્મૃતિમાં તેઓ કોણ છે તે નીચેનાં કોઠા ઉપરથી સ્પષ્ટ થાય છે.

| અંત્યવાસીન | અંત્યજ | |
|---|---|---|
| **મધ્યમાંગિરસ** | **અત્રિ** | **વેદવ્યાસ** |
| ૧. ચાંડાલ | ૧. નટ | ૧. ચાંડાલ |
| ૨. શ્વપાક | ૨. મેદ્દ | ૨. શ્વપાક |
| ૩. ક્ષત | ૩. ભિલ્લ | ૩. નટ |
| ૪. સૂત | ૪. રજક | ૪. મેદ |
| ૫. વૈદેહિક | ૫. ચર્મકાર | ૫. ભિલ્લ |

| | | |
|---|---|---|
| ૬. માગધ | ૬. બુરુદ | ૬. રજક |
| ૭. આયોગવ | ૭. કૈવર્ત | ૭. ચર્મકાર |
| | | ૮. વિરત |
| | | ૯. દાસ |
| | | ૧૦. ભટ્ટ |
| | | ૧૧. કૌલિક |
| | | ૧૨. પુષ્કર |

આ કોઠાં ઉપરથી સ્પષ્ટ છે કે જ્યાં સુધી 'અંત્યવાસીન' અને 'અત્યંજ' શબ્દોના પ્રયોગની વાત છે એમાં ન તો નિશ્ચયાત્મકતા છે કે નતો ક્યાંય કોઈ પણ પ્રકારના અર્થનું સામ્ય જ છે. ઉદાહરણને માટે 'ચાંડાલ' અને 'શ્વપાક' બન્નેનો 'મધ્યમાંગિરસમાં અને વેદવ્યાસ અનુસાર 'અંત્યવાસિન' અને 'અંત્યજને' પણ ગણવામાં આવ્યા છે પણ જ્યારે મધ્યમાંગિરસની અત્રિ સાથે તુલના કરીએ છીએ તો એ ભિન્ન શ્રેણીઓમાં વિભકત થયેલ દેખાય છે. આ જ વાત 'અંત્યજ' માટે પણ સત્ય છે. દા.ત. જ્યારે (૧) બુરુદ અને (૨) કૈવર્ત અંત્યજ છે જ્યારે વેદવ્યાસ અનુસાર તે નથી. એવીજ રીતે (૧) વિરાત (૨) દાસ (૩) ભટ્ટ (૪) કોલિક અને (૫) પુસ્કર અંત્યજ છે પરંતુ અત્રિઅનુસાર નથી.

આ બધી બાબતોનો સાર એટલો જ છે કે, ન તો ધર્મસૂત્રોના આધારે અસ્પૃશ્યો કોણ હતા ? એ નક્કી કરવામાં સહાયતા મળે છે કે નતો સ્મૃતિઓને આધારે જ નક્કી થઈ શકે છે જે વર્ગને ' અંત્યવાસીન' 'અંત્યજ' અથવા 'બાહ્ય' કહેવામાં આવતા હતા તેઓ જ અસ્પૃશ્યો હતા કે કેમ ? એની ખબર પણ પડતી નથી. તો પછી બીજો કોઈ ઉપાય છે ખરો જેનાથી એવો નિર્ણય થઈ શકે કે આમાંથી કોઈ પણ એકવર્ગ અસ્પૃશ્ય અથવા અછૂતની શ્રેણીમાં આવે યા નહીં ? આ પ્રત્યેક વર્ગવિશે આપણને જે માહિતી ઉપલબ્ધ છે એને એકત્ર કરી લઈએ તો ઉચિત ગણાશે.

'બાહ્યો'ની જ બાબતનો વિચાર કરીએ. તેઓ કોણ છે ? તેઓ શું છે ? શું તેઓ અછૂત છે ? મનુએ 'બાહ્ય'નો ઉલ્લેખ કર્યો છે. એમની સ્થિતિ સમજવા માટે મનુએ સામાજિક વર્ગીકરણની જે યોજનાનો ઉલ્લેખ કર્યો છે તે સમજી

આવશ્યક છે. મનુએ લોકોનું અનેક વર્ગોમાં વિભાગીકરણ કર્યું તે પહેલાં તો (૧) વૈદિકો (૨) દસ્યુઓનું મોટું વર્ગીકરણ કર્યું છે. આગળ વધીને વૈદિકોના ચાર વિભાગો કરે છે. (૧) ચાર્તુવર્ણની અંદર છે. (૨) જે ચાર્તુવર્ણની બહાર છે. (૩) વ્રાત્ય અને (૪) પતિત અથવા જાતિબહિષ્કૃત.

કોઈ મનુષ્યને ચાતુવર્ણની અંદર ગણવામાં આવે અથવા નહીં એ વાતનો નિર્ણય એના માતાપિતાનો વર્ણ કયો છે ? તેના આધારે થતો. સંતાન જો સમાન વર્ણના માતા પિતાનું હોય તો તેને ચાર્તુવર્ણની અંદર ગણવામાં આવતું. અને જો કોઈ ભિન્ન વર્ણના માતાપિતાનું સંતાન હોય, જેને મિશ્રિત વિવાહનું પરિણામ કહી શકીએ અથવા મનુ જેને 'વર્ણસંકર' કહે છે તેને ચાર્તુવર્ણની બહાર માનવામાં આવ તો જેને ચાર્તુવર્ણની બહાર ગણવામાં આવેલાં એનાં મનુએ બીજા બે વિભાગ પાડ્યા છે. (૧) અનુલોમ (૨) પ્રતિલોમ. અનુલોમ તે છે જેના પિતા ઊંચીવર્ણના પણ માતા નીચીવર્ણની અને પિતા નીચા વર્ણનો હોય ! જોકે ચાર્તુવર્ણની બહાર હોવાથી અનુલોમ અને પ્રતિલોમ બન્ને સમાન જ છે તો પણ મનુએ બન્નેમાં ભેદ પાડ્યો છે. અનુલોમને તે વર્ણબાહ્ય અથવા કેવળ બાહ્ય કહે છે જ્યારે પ્રતિલોમને 'હીન' કહે છે. હીન બાહ્ય લોકો કરતાં નીચલા દરજ્જાના છે પણ ન તો 'બાહ્ય' મનુની નજરમાં અછૂત છે કે નતો હીન.

મનુસ્મૃતિમાં (૪.૭૯) 'અંત્યો'નો એક વર્ગના રૂપમાં મૂકયા છે હાં ! મનુ એને ગણતરીમાં મૂકતા નથી. મેધાતિથિએ પોતાના ભાષ્યમાં સૂચવ્યું છે કે 'અંત્ય'નો અર્થ 'મલેચ્છ' છે. જેમ 'મેદ' ઇત્યાદિ છે.

બુહુલે 'અંત્ય'નો અનુવાદ 'હીન જાતિના આદમી' એવો કર્યો છે.

આ રીતે 'અંત્યો' જ 'અછૂત' હોય એનું કોઈ પ્રમાણ મળતું નથી. અધિક સંભાવના તો એટલી જ છે કે આ નામ એવા લોકોને આપ્યું હતું જે ગામના અંતે રહેતા હતા. એમને 'નીચી જાતિ'માં ગણવાનું કારણ બૃહદારણ્યક ઉપનિષદની કથામાં આવે છે જેનો શ્રી કાણેએ ઉલ્લેખ કર્યો છે.[૧] એની કથા આ પ્રકારે છે:

'દેવતાઓ અને અસુરો વચ્ચે સંગ્રામ થયો. દેવતાઓએ વિચાર્યું કે તેઓ

૧ કાણે : હિસ્ટ્રી ઓફ ધર્મ શાસ્ત્ર II ભાગ I પૃ. ૧૬૭.

ઉદ્‌ગીથ દ્વારા અસુરો પર વિજયી થઈ શકે તેમ છે. આમાં અનુચ્છેદ છે કે; આ દેવતા (પ્રાણ) એ પાપ (વાક્ આદિ) કર્યું તેથી મૃત્યુ થયું એને એક તરફ ફેંકીને દેવતાઓએ અંતરમાં પહોંચાડી દીધો. એટલે કોઈએ આર્યોની સીમાન્ત બહાર જવું જોઈએ નહીં. કે નતો દિશાઓના અંતમાં જવું જોઈએ. એણે એવું વિચારવું જોઈએ કે; આવું કરવાથી હું 'પાપન્' અર્થાત્ મૃત્યુના હાથમાં જઈ શકું છું'[૧]

'અંત્ય' શબ્દનો અર્થ આ અનુચ્છેદમાં આવતા "દિશામ્ અન્ત"ના અર્થ ઉપર નિર્ભર છે. જો 'દિશામ્ અન્ત'નો અર્થ ગામની સીમાની આસપાસ જો લેવામાં આવે - તો એને મારી મચેડીને કાઢવામાં આવેલો અર્થ ન માનીએ તો 'અંત્ય' શબ્દના મૂળ અર્થની કંઈક વ્યાખ્યા આપણાં હાથમાં આવે. એનાથી એવો અર્થ નિકળી શકે કે અન્ય લોકો અછૂત હતા. આ શબ્દથી એટલો જ અર્થ નિકળે છે કે તેઓ ગામની સીમાની બહાર રહેતા હતા.

જ્યાં સુધી અત્યંજોની વાત છે એમના અંગે આપણે જે કંઈ જાણીએ તે અછૂત હોવાની વાતને રદિયો આપવા માટે પૂરતી છે. આ સંદર્ભમાં નીચેની બાબતો પ્રત્યે ધ્યાન આપી શકાય તેમ છે.

મહાભારતના શાંતિપર્વમાં (૧૦૯-૯) અંત્યજો સૈનિક હતા એવો ઉલ્લેખ છે- 'સરસ્વતી વિલાસ'ના કથન અન્વયે 'પિતામહે' 'રજકો'ની સાત જાતિઓ ગણાવી છે. જે મને 'પ્રકૃતિ'ના રૂપમાં અંત્યજોમાં ગણવામાં આવે છે. પ્રકૃતિનો અર્થ 'ધોબી' ઈત્યાદિ વ્યવસાયિક શ્રેણીઓ હતી. આ વાત શક સંવત ૯૨૨ના ભિલ્લમ્ દ્વિતિયના સંગમનેર (તામ્રપત્ર)થી સ્પષ્ટ થાય છે. આ (તામ્રપત્ર)માં ૧૮ 'પ્રકૃતિઓ'નો ઉલ્લેખ છે જેમને એક ગામનું દાન કરવામાં આવ્યું છે. વીરમિત્રોધ્યનું કહેવું છે કે, શ્રેણીનો અર્થ રજક વગેરે અઢાર જાતિઓ છે. જેમને સામુહિક રીતે 'અંત્યજ' કહેવામાં આવે છે. આ જોતાં 'અંત્યજો' અછૂત હતા એવું કઈ રીતે માની શકાય?

હવે 'અંત્યવાસીન' અંગે વાત કરીએ. તેઓ કોણ હતા ? શું તેઓ અછૂત

૧ ' બૃહદારણ્યક ઉપનિષદ (૧.૩)

હતા ? 'અંત્યવાસીન' શબ્દનો બે અર્થોમાં પ્રયોગ થયો છે. એનો એક અર્થ છે બ્રહ્મચારી જે ગુરુની પાસે એના ઘરમાં રહે છે. બ્રહ્મચારી માટે[1] 'અંત્યવાસીન' શબ્દ વપરાયો છે. કદાચ અંતમાં ભોજન કરનાર હોવાથી 'અંત્યવાસીન' કહેવાતો હશે ! જે હોય તે, એ વાત નિર્વિવાદ છે કે આ સંબંધમાં આ શબ્દનો અર્થ 'અછૂત' થઈ શકે તેમ નથી. કેવળ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય જ 'બ્રહ્મચારી' થઈ શકતા હોય ત્યારે આ અંત્યવાસીન શબ્દ 'અછૂત' માટે પ્રયોજી જ કેવી રીતે શકાય? 'અંત્યવાસીન'નો બીજો અર્થ એક 'લોકસમુહ' એવો થાય છે. પણ આ અર્થમાં પણ તે 'અછૂત'નો દ્યોતક છે એમ માનવું શંકાસ્પદ છે.

વશિષ્ટ ધર્મસૂત્ર (૧૮.૩) અનુસાર તેઓ વૈશ્યમાતા અને શુદ્રપિતાના સંતાનો છે પણ મનુના મત અનુસાર (૫-૩૪) તેઓ ચાંડાલ પિતા અને નિષાદ માતાની સંતાનો છે. એમના વર્ગ અંગે મિતાક્ષરીનું કહેવું છે. 'અંત્યજો'નો જ એક ઉપવર્ગ છે એટલે અંત્યજોના અંગે જે વાત સત્ય છે તે અંત્યવાસિન અંગે પણ સત્ય સમજી શકાય છે.

૩

જો અહીં આપણે થોડું રોકાઈને આપણાં પ્રાચીન સાહિત્યમાં ' અંત્યવાસિન', 'અન્ત્ય,' અને 'અંત્યજ' વગેરેની સામાજિક અવસ્થા અંગે આપણી પાસે જે માહિતી ઉપલબ્ધ છે એનું મૂલ્યાંકન કરીએ તો એના આધારે સ્પષ્ટ થશે કે, 'અછૂત' શબ્દ જે અર્થમાં આજે વપરાય છે એ અર્થમાં વપરાતો નથી. છતાં પણ એવા લોકોના સંતોષ માટે - જેમને સંદેહ છે, એક અન્ય દૃષ્ટિકોણથી પણ આનું પરીક્ષણ કરી શકાય તેમ છે. આપણે ધર્મ સૂત્રોના સમયમાં અસ્પૃશ્ય શબ્દનો શું ભાવાર્થ હતો એની જાણકારી મેળવવાનો પ્રયાસ કરીશું.

આ ઉદ્દેશ્યને પૂર્ણ કરવા માટે ધર્મસૂત્રોમાં પ્રાયશ્ચિત અંગેના જે નિયમો બનાવવામાં આવ્યા છે એનું અધ્યયન કરીએ. 'શું ધર્મસૂત્રોના સમયમાં 'અસ્પૃશ્ય' શબ્દથી એ જ ભાવાર્થ લેવામાં આવતો હતો જે અર્થમાં આજે લેવામાં આવે છે?

૧ અમરકોષ II

ઉદાહરણરૂપે અસ્પૃશ્ય કહેવામાં આવેલી ચાંડાલ જાતિ પ્રત્યે ધ્યાન આપીએ. પહેલીવાત તો એ છે કે, 'ચાંડાલ' શબ્દથી કોઈ જાતિવિશેષનો અર્થ ગ્રહણ થતો નથી. આ શબ્દ એક બીજાની ભિન્ન એવા કેટલાક પ્રકારના લોકોને માટે વપરાતો શબ્દ છે. શાસ્ત્રોમાં કુલ પાંચ પ્રકારના ચંડાળોનો ઉલ્લેખ છે.

(૧) એવા લોકો જે શૂદ્ર પિતા અને બ્રાહ્મણ માતાની સંતાન હોય[૧] (૨) કુંવારી છોકરીનાં સંતાન.[૨] (૩) સંગોત્ર સ્ત્રીનું સંતાન[૩] (૪) સંન્યાસી બનીને પુન: ગૃહસ્થ થનારનું સંતાન[૪] (૫) વાળંદપિતા અને બ્રાહ્મણ માતાનું સંતાન.[૫]

આ ચાંડાલોમાંથી કયા ચાંડાલનું શુધ્ધિકરણ આવશ્યક છે એના અંગે કશું કહેવાયું નથી. એટલે આપણે માની લઈએ છીએ કે, તમામ પ્રકારના ચાંડાલોનું શુધ્ધિકરણ કરવું આવશ્યક ગણાય છે. શાસ્ત્રોએ શુધ્ધિકરણના કયા નિયમો નક્કી કર્યા છે ?

ગૌત્તમ એમના ધર્મસૂત્ર (પ્રકરણ ૧૪ શ્લોક ૩૦) નીચેના શબ્દોમાં શુધ્ધિકરણ કરવાનું કહે છે.

"જાતિ બહિષ્કૃત, ચાંડાલ, સૂતકને કારણે અપવિત્ર બનેલી સ્ત્રી, માસિક ધર્મવાળી સ્ત્રી મડદું અને મડદાને સ્પર્શ કરનાર લોકો તેનો સ્પર્શ થઈ જાય તો એવા સચૈલ (વસ્ત્રસહિત) સ્નાન કરવાથી પવિત્ર થઈ શકે છે.

વશિષ્ટ ધર્મસૂત્ર (૪.૩૭)ની આજ્ઞા આ પ્રમાણે છે.

"બલિના યજ્ઞસ્તંભને (યૂપ), ચિતાને, સ્મશાનભૂમિને માસિકધર્મમાં આવેલી સ્ત્રી અથવા સદ્ય:પ્રસુતા સ્ત્રી, અપવિત્ર આદમી અથવા ચાંડાલનો સ્પર્શ કરનારને ડુબકી લગાવીને સ્નાન કરવું જોઈએ."[૬]

૧ બધા જ ધર્મ સુત્રો અને સ્મૃતિઓ - મનુસ્મૃતિ સહિત.
૨ વેદ વ્યાસ સ્મૃતિ અનુસાર (૧.૯૧૦)
૩ વેદ વ્યાસ સ્મૃતિ અનુસાર (૧.૯૧૦)
૪ પારાસુર માધવ્યમાં પત્રનું ટાંચણ.
૫ અનુશાસન પર્વમાં (૨૯-૧૭) એમને માતંગ પણ કહેવામાં આવ્યા છે.
૬ વશિષ્ઠ ધર્મસૂત્ર : પ્રકરણ ૪, શ્લોક ૩૭.

બૌધાયન વશિષ્ઠ સાથે સંમત છે કારણ કે એમના ધર્મસૂત્ર (અધ્યાય ૧ ખંડ ૭ શ્લોક ૫)માં પણ કહ્યું છે કે,

"અપવિત્ર સ્થાન ઉપર ઉગેલું વૃક્ષ, ચિતા, યજ્ઞસ્તંભ, ચાંડાલ તથા વેદ વેચનારાને જો કોઈ બ્રાહ્મણ સ્પર્શ કરશે તો એણે સચૈલ (વસ્ત્ર સહિત) સ્નાન કરવું પડશે.

મનુસ્મૃતિના નિયમો આ પ્રકારે છે :

૫.૮૫ જ્યારે બ્રાહ્મણ કોઈ ચાંડલ, કોઈ રજસ્વલાસ્ત્રી, કોઈ પતિત, કોઈ પ્રસ્તુતા, કોઈ મડદું અથવા મડદાનો સ્પર્શ કરનારને જો અડે તો સ્નાન કરવાથી તે શુધ્ધ થાય છે [૧]

દિવાકીર્તિમુદક્યાં ચ પતિતં સૂતિકાં તથા ।
શવં તત્સ્પૃષ્ટિનં ચૈવ સ્પૃષ્ટ્વા સ્નાનેન શુધ્યતિ ॥(૫-૮૫)

૫.૧૩૧ કૂતરાઓ દ્વારા મારવામાં આવેલા પશુનું માંસ, કોઈ અન્ય પ્રાણી દ્વારા માર્યા ગયેલા પ્રાણીનું માંસ, અથવા ચાંડાલ દ્વારા મારેલા પ્રાણીનું માંસ પવિત્ર હોય છે. (૫-૧૩૧)

૫.૧૪૩ કોઈ વસ્તુને કોઈ પણ ઢંગથી લઈ જતો હોય અને જો કોઈ અપવિત્ર વ્યક્તિ અથવા વસ્તુઓ સ્પર્શ થઈ જાય તો એ ચીજને નીચે મૂક્યા વિના માત્ર આચમનથી જ પવિત્ર થઈ જાય છે.

ધર્મસૂત્રો અને મનુસ્મૃતિમાં ટાંકવામાં આવેલા આ શ્લોકોથી નીચે પ્રમાણેની વાતો સ્પષ્ટ થઈ જાય છે.

(૧) ચાંડાલથી કેવળ બ્રાહ્મણ જ અશુધ્ધ થતો હતો.

(૨) સંભવત : ધાર્મિક સંસ્કાર વખતે શુધ્ધિ અશુધ્ધિનો ખ્યાલ કરવામાં આવતો હતો.

--૪--

જો ઉપરોક્ત તારણો સાચાં હોય તો તે માત્ર અશુધ્ધિ છે - અછૂત પણું નહીં. 'અશુધ્ધિ' અને 'અસ્પૃશ્યતા'નો ભેદ તો સ્પષ્ટ જ છે.

૧ વશિષ્ટ ધર્મસુત્ર (૪.૩૭)ની આજ્ઞા આ પ્રમાણે છે.

'અછૂત' તમામને અપવિત્ર કરે છે જ્યારે અશુધ્ધ કેવળ બ્રાહ્મણને જ અપવિત્ર કરે છે.

અશુધ્ધનો સ્પર્શ કેવળ ધાર્મિક સંસ્કારોના અવસર પર જ અપવિત્રતાનું કારણ બને છે પરંતુ અછૂતનો સ્પર્શ સદૈવ કારણ રુપ બને છે.

એક અન્ય તર્ક છે જેનો ઉલ્લેખ હજુ સુધી કરવામાં આવ્યો નથી. એના દ્વારા ધર્મસૂત્રોમાં જે જાતિઓના નામ આવ્યાં છે તે અછૂત હતી એ વાત નિરર્થક સાબિત થાય છે. એ તર્ક બીજા પરિચ્છેદમાં કાઉન્સીલ આદેશ પ્રમાણે જ જાતિસુચિ બનાવવામાં આવી છે અને આ પરિચ્છેદમાં સ્મૃતિઓને આધારે બનાવવામાં આવેલી સુચિની તુલના કરવાથી પ્રગટ થાય છે ? કોઈ પણ તુલના કરીને એનાથી સુચિત થતી વાત જોઈ શકે છે કે,

(૧) સ્મૃતિઓમાં આપવામાં આવેલી જાતિઓની અધિકમાં અધિક સંખ્યા કેવળ સાત છે. પણ કાઉન્સિલના આદેશથી જે નામ આવ્યાં છે તે ૪૨૯ જેટલાં છે.

(૨) એથી જાતિઓના નામ છે જે કાઉન્સીલના આદેશની સુચિમાં છે પરંતુ સ્મૃતિઓમાં નથી. ૪૨૯માંથી ૪૨૭ જાતિઓ એવી છે [૧]જેના નામ સ્મૃતિઓમાં જોવા મળતા નથી.

(૩) એવી કેટલીક જાતિઓ છે જેમના નામ સ્મૃતિઓમાં તો છે પણ અનુસુચિના આદેશની સુચિમાં ક્યાંય જોવા મળતાં નથી.

(૪) એવી કેવળ એક જ જાતિ છે જેનું નામ બન્નેમાં છે અને તે જાતિ છે ચર્મકાર.[૨]

જે લોકો 'અપવિત્ર' અને 'અછૂત' ભિન્ન ભિન્ન છે; એવું નથી માનતા તેઓ ઉપરોક્ત વાતોથી અપરિચિત હોય એવું પ્રતીત થાય છે. જો કે એમને આ વાત ઉપર ધ્યાન આપવું જ પડશે. આ વાતો એટલી વિશેષ પ્રકારની અને

૧ કાઉન્સિલ આદેશમાં ઉલ્લેખિત ૪૨૯ જાતિઓમાં કેવળ ત્રણનો જ સ્મૃતિઓમાં ઉલ્લેખ છે.

૨ ઉભય સુચિમાં ઉલ્લેખિત ફક્ત બે જાતિઓ છે નટ અને રજક પરંતુ કાઉન્સીલ આદેશ અનુસાર દેશના કેટલાક ભાગોમાં જ આ બન્નેને અછૂત માનવામાં આવે છે. ચમાર જ્ઞાતિને સમગ્ર ભારતમાં અછૂત માનવામાં આવે છે.

પ્રભાવોત્પાદક છે કે, આપણે એ વાતનો સ્વીકાર કરવો જ પડશે કે 'અપવિત્ર' અને 'અછૂત' ભિન્ન ભિન્ન છે. પહેલી વાત લઈએ. એનાથી એક મહત્ત્વપૂર્ણ પ્રશ્ન પેદા થાય છે.

"જો બન્ને સુચિઓ એક જ હોય અને એક જ લોકોની હોય તો બન્નેમાં ભેદ અને આટલો મોટો તફાવત શાથી છે ? વળી શાસ્ત્રોમાં જે જાતિઓના નામ આવ્યા છે તે કાઉન્સીલના આદેશની સુચિમાં છે જ નહીં ? બીજી બાજુ કાઉન્સીલની સુચિમાં (Order-in- Counsil) જે જાતિઓના નામ આવ્યા છે તે શાસ્ત્રોની સુચિમાં તો લગભગ છે જ નહીં. એ કેવું ? આપણી સામે આ સૌથી મોટો પ્રશ્ન છે."

જો આપણે એવું માની લઈએ કે, 'આ એક જ પ્રકારના લોકોને સુચિત કરે છે તો પછી પ્રશ્ન ગંભીર બની જાય છે. જો એક જ પ્રકારના લોકોથી તાત્પર્ય હોય તો, એનો સ્પષ્ટ અર્થ એ થયો કે; આરંભમાં 'અસ્પૃશ્યતા' કેવળ ૧૨ જાતિઓ પૂરતી જ સીમિત હતી અને પછીથી ૪૨૯ જાતિઓમાં ફેલાઈ ગઈ.' તો પ્રશ્ન એ છે કે અસ્પૃશ્યતાના આ વિશાળ સામ્રાજ્ય વિસ્તારનું કારણ શું હોઈ શકે ? જો તે ૪૨૯ જાતિઓ એક જ વર્ગની હોય - જે વર્ગની ૧૨ જાતિઓનો ઉલ્લેખ શાસ્ત્રોમાં છે - તો પછી કોઈ પણ શાસ્ત્રમાં આ ૪૨૯ જાતિઓનો ઉલ્લેખ કેમ નથી ? એવું તો શક્ય છે જ નહીં કે જ્યારે શાસ્ત્રો લખાયાં ત્યારે આ ૪૨૯ જાતિઓમાંની એક પણ જાતિ વિદ્યમાન નહોતી. જો બધી નહોતી તો કેટલીક તો અવશ્ય રહી જ હશે ! ત્યારે જે હતી એમનાં નામ પણ લખેલા કેમ જોવા મળતા નથી ?

જો એવું માનીને આગળ વધીએ કે બન્ને સુચિઓમાં એક જ વર્ગના લોકો છે; તો આ પ્રશ્નોનો કોઈ પણ સંતોષજનક ઉત્તર આપવો મુશ્કેલ બની જાય તેમ છે. અને જો એવું સ્વીકારીએ કે બન્ને સુચિઓ બન્ને ભિન્ન ભિન્ન વર્ગોના લોકોના છે તો પછી બધા જ પ્રશ્નો લુપ્ત થઈ જાય છે. આ સુચિઓ ભિન્ન વર્ગોના લોકોની છે. કારણ કે શાસ્ત્રોની સુચિ 'અપવિત્ર'લોકોની છે અને કાઉન્સીલના આદેશની સુચિ (Order-in- Counsil) 'અછૂત' લોકોની છે. બન્ને સુચિઓ અલગ અલગ છે એનું મુખ્ય કારણ આટલું જ છે. બન્ને સુચિઓનો

ભેદ - જે બીજી વાત સિધ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. એનું જ સમર્થન કરે છે કે શાસ્ત્રોમાં જે વર્ગોનું વર્ણન છે તે કેવળ અપવિત્ર લોકોનું છે. એમને આજના અછૂતો સાથે ભેળવી દેવા એ ભૂલ છે.

હવે બીજી વાતને લઈએ. જો 'અપવિત્ર' અને 'અછૂત' એક જ હોય તો એવું શાથી છે કે ૪૨૯ જાતિઓમાંથી એકદમ ૪૨૭ જાતિઓનું - સ્મૃતિઓને જ્ઞાન જ નહોતું. સ્મૃતિઓના સમયમાં પણ આ જાતિઓ - જાતિઓના સ્વરુપે વિદ્યમાન રહીં જ હશે ! તો કદાચ એ સમયે તે અછૂત નહીં રહી હોય ! નહીં તો ત્યારની સ્મૃતિઓમાં એમનું નામ કેમ નથી ?

હવે ત્રીજી વાતને વિચારીએ. જો 'અપવિત્ર' અને 'અછૂત' એક જ હોય તો જો જાતિઓનું નામ સ્મૃતિઓમાં આવ્યાં હોય એમના નામ 'અનુસુચિના આદેશ' (Order-in- Counsil)ની સુચિમાં કેમ આવતું નથી ? આ પ્રશ્નના કેવળ બે જ ઉત્તર હોઈ શકે. એક તો એ કે એક સમયે તેઓ અછૂત હતા પણ પાછળથી અછૂત મટી ગયા. બીજું એ કે, બન્ને સુચિઓમાં એવી જાતિઓનાં નામ છે જે એકદમ ભિન્ન વર્ગની છે. પહેલો ઉત્તર તો નીરાધાર છે કારણ કે અછૂતપણું તો સ્થાયી છે. સમય એને મટાડી શકતો નથી - કે ન તો એને દૂર કરી શકાય છે. એટલે એક માત્ર સંભવ ઉત્તર બીજો જ છે.

હવે ચોથી વાત વિચારીએ. આ સુચિઓમાં એકમાત્ર 'ચમાર'ને જ સ્થાન શા માટે મળ્યું છે ? એનો ઉત્તર એ નથી કે બન્ને સૂચિઓ એક જ વર્ગના લોકોની છે. જો આ ઉત્તર સાચો હોય તો ન કેવળ ચમાર પણ સ્મૃતિઓની સુચિમાં આપવામાં આવેલી શેષ તમામ જાતિઓના નામ બન્ને સુચિઓમાં આવ્યાં હોત ! પણ તે આવ્યાં નથી . સાચો જવાબ તો એ છે કે, બન્ને સુચિઓ બે ભિન્ન વર્ગના લોકોની છે. અપવિત્રોની સુચિમાંની કેટલીક 'અછૂતો'ની સુચિમાં પણ છે. એનું કારણ એટલું જ છે કે એક સમયે જે 'અપવિત્ર' હતા તે સમય જતાં 'અછૂત' બની ગયા.

ચમારનું નામ બન્ને સુચિમાં છે, એ વાત ખરી પણ એનો અર્થ એવો નથી કે 'અપવિત્ર' અને 'અછૂત' વચ્ચે કોઈ ભેદ છે જ નહીં. એનાથી તો એટલું જ સિધ્ધ થાય છે કે 'ચમાર' જે એક સમયે અશુધ્ધ હતા તે સમયાંતરે અછૂત

બની ગયા. એટલે એ નામ બન્ને સુચિઓમાં જોવા મળે છે. સ્મૃતિઓમાં વર્ણિત ૧૨ જાતિઓમાંથી માત્ર ચમારોને જ 'અછૂત' શા માટે ગણવામાં આવ્યા ? એનું કારણ સમજવું અઘરું નથી. 'ચમાર' અને અન્ય અપવિત્ર જાતિઓમાં જેના લીધે ભેદની દિવાલ ઉભી થઈ તે વાત ગૌમાંસાહાર છે. જે સમયે ગાયને પવિત્રતાનો દરજ્જો મળ્યો અને ગૌમાંસાહાર 'પાપ' ગણાવા માંડયું, એ સમયે 'અપવિત્ર' લોકોમાં જે ગૌમાંસાહારી હતા કેવળ તે જ અછૂતો બન્યા. કેવળ ચમાર જ ગૌમાંસાહારી જાતિ છે. એટલા માટે કેવળ એ જ જાતિનું નામ બન્ને સુચિમાં આવે છે. ચમારોના વિષયમાં જે પ્રશ્ન છે એનો ઉત્તર બે બાબતો સાથે સંબંધિત છે અને નિર્ણયાત્મક છે. ગૌમાંસાહાર જ અછૂતપણાનું જ મૂળ કારણ છે અને તે જ 'અપવિત્ર'ને 'અછૂત'થી અલગ પાડે છે.

'અસ્પૃશ્યતા' અને 'અપવિત્રતા' એક છે જ નહીં. આ બાબત અસ્પૃશ્યતાનો કાલનિર્ણય કરવામાં ઘણું મહત્ત્વનું સાધન પુરવાર થાય તેમ છે. આ સાધનના વિના અસ્પૃશ્યતાના ઉદ્‌ભવનો સમય નિશ્ચિત કરવાનો પ્રયત્ન કરવા જતાં માર્ગથી ભટકી જવા જેવું થશે.

પ્રકરણ ૧૬

# દળવિછિન્ન પરાજિત લોકો ક્યારે અસ્પૃશ્ય બન્યા ?

અત્યાર સુધી જેટલી ચર્ચા વિચારણા અને સંશોધન થયું એનાથી એટલું તો સિધ્ધ થઈ ચૂક્યું છે કે એક એવો સમય હતો જ્યારે ભારતના પ્રત્યેક ગામમાં બે વિભાગ જોવા મળતા નથી. એક ગામમાં વસેલા (ગ્રામવાસીઓ) અને બીજા દળવિછિન્ન લોકો (ગ્રામબાહ્ય લોકો). જો કે બન્ને પરસ્પરથી દૂર દૂર રહેતા હતા. 'વસેલા લોકો' ગામની અંદર રહેતા હતા જ્યારે 'દળવિછિન્ન' પરાજિત લોકો ગામની બહાર રહેતા હતા અને છતાંય બન્નેના પરસ્પરના સામાજિક વ્યવહારમાં કોઈ પ્રકારની બાધા નહોતી. જ્યારે ગાયને પવિત્રતાનો દરજજો મળી ગયો, અને ગૌમાંસાહારને નિષિધ્ધ ગણવામાં આવ્યું, એ સમયે સમાજ બે વિભાગમાં વહેંચાઈ ગયો. 'સ્થિર વસેલી જાતિઓ' સ્પૃશ્ય જાતિઓ બની ગઈ અને 'દળવિછિન્ન' જાતિઓ અસ્પૃશ્ય બની ગઈ.

દળવિછિન્ન જાતિઓને 'અસ્પૃશ્ય' ક્યારથી ગણવામાં આવી એ અંતિમ પ્રશ્નને વિચાર માંગી લે છે. 'અસ્પૃશ્યતા'ની ઉત્પત્તિની નિશ્ચિત તિથિનો નિર્ણય કરવામાં જે મુશ્કેલીઓનો સામનો કરવો પડે તેમ છે એ તો સ્પષ્ટ જ છે. અસ્પૃશ્યતા એ સામાજિક મનોવિજ્ઞાનનો પ્રશ્ન છે. એમાં એક દળની અન્ય દળ વિરુધ્ધ એક પ્રકારની સામાજિક ધૃણા કારણભૂત છે. આ સામાજિક મનોવિજ્ઞાનનું જ એક વિકૃત બુધ્ધિગત રુપ છે. જેને પોતાનો આકાર-પ્રકાર બનાવવામાં થોડો ઘણો સમય તો લાગ્યો જ હશે. એટલે આવી પ્રક્રિયાથી જે ચીજ અસ્તિત્વમાં આવી તેની નિશ્ચિત તિથિનો નિર્ણય કરવાનું દુ:સાહસ કોઈ કરે નહીં કારણ કે જે બાબતે હથેળી જેટલા વાદળના સ્વરુપે આરંભ કર્યો અને વધતાં વધતાં આજે સર્વવ્યાપી સ્વરુપ ધારણ કર્યું છે. ' અસ્પૃશ્યતા'નું બીજ ક્યારે રોપાયું ? એના અંગે કોઈ નિશ્ચિત તિથિનો નિર્ણય કરવો સંભવ નથી તો એની આજુબાજુની કોઈ તિથિનો નિર્ણય કરવો સંભવ છે કે કેમ ?

એક નિશ્ચિત તિથિ નકકી કરવી સંભવ નથી પરંતુ લગભગ નિશ્ચિત

સમયગાળો બતાવી શકાય તેમ છે. એના માટે પ્રથમ વાત તો એ કરવાની રહેશે કે આપણે એક ઉપરી સીમા નક્કી કરીએ. જ્યારે 'અસ્પૃશ્યતા' નહોતી અને ત્યાર પછી નીચેની કોઈ સીમા નિર્ધારિત કરીએ જ્યારે અસ્પૃશ્યતાનો આરંભ થઈ ગયો હતો.

ઉપરી સીમા નક્કી કરવા અંગે જે પહેલી વાત ધ્યાનમાં રાખવા જેવી છે તે એ છે કે; જેમને "અંત્યજ" કહેવામાં આવે છે એમનો ઉલ્લેખ વેદમાં આવે છે. પણ 'અંત્યજ'ને અછૂત માનવામાં આવતો નહોતો; એટલું જ નહીં એમને 'અપવિત્ર' પણ માનવામાં આવતા નહોતા. આ અંગે શ્રી કાણેનું કથન ટાંકી શકાય તેમ છે.[1]

"આરંભિક વૈદિક સાહિત્યમાં કેટલાય એવા નામો આવે છે જેને સ્મૃતિકારોએ 'અંત્યજ' કહ્યા છે. ચર્મન્ન (ચામડા પકવનાર) ઋગવેદ (૮, ૮, ૩૮)માં કહેવામાં આવ્યું છે કે; ચાંડાલ અને પૌલ્કાસ વાજસનેયિ સંહિતામાં આવે છે કે, ત્રણમાં વેપ અને વપ્ના (હજામ) ઋગવેદમાં પણ વિદાલકાર અથવા વિદલકર (સ્મૃતિઓના બુરુદનો પ્રતિનિધિ) વાજસનેયિ સંહિતા તથા તૈત્તરિય બ્રાહ્મણમાં આવેલ છે. 'વસાહપલપુલી' (ધોબણ) સ્મૃતિઓના પ્રતિનિધિ 'રજકો'નો પ્રતિનિધિ છે; વાજસનેયિમાં જોવા મળે છે પરંતુ આ અનુચ્છેદમાં એ વાતનો તો ક્યાંય સંકેત નથી કે આ લોકો જુદી જુદી 'જાતિઓ' અને અછુત બની ગયા હતા.

આ પ્રકારે વૈદિક સમયમાં ક્યાંય અછૂતપણું હતું નહીં, જ્યાં સુધી ધર્મસૂત્રોના સમયની વાતને લાગે વળગે છે એ અંગે આપણે જોઈ ગયા છીએ કે એ સમય 'અપવિત્રતા'નો તો હતો પરંતુ અછૂતપણાનો નહોતો.

મનુના સમયમાં અસ્પૃશ્યતા હતી ? [2]આ પ્રશ્નનો ઉત્તર એકાએક આપી શકાય એવી સરળ સ્થિતિ નથી. મનુસ્મૃતિનો એક શ્લોક છે. જેમાં મનુના કથન અનુસાર કેવળ ચાર જ વર્ણો છે પાંચમી નથી. આ શ્લોક એક ગુંચવણ ઉભી

૧ કાણે : ધર્મશાસ્ત્રનો ઈતિહાસ - દ્વિતિયખંડ પ્રથમ ભાગ પૃ. ૧૬૫

૨ મનુ (૧૦-૪) બ્રાહ્મણ: ક્ષત્રિયો વૈશ્યસ્ત્રયો વર્ણો દ્વિજાતય: ।
ચતુર્થ એક જાતિસ્તુ શુદ્રો નાસ્તિ તુ પંચમ: ॥

કરે છે. આ શ્લોકનું ઉચિત તાત્પર્ય શું છે ? એ કહેવું મુશ્કેલ છે. લાગે તો એવું છે કે આ વિવાદ ચાર્તુવર્ણને લક્ષમાં લઈને કોઈ જાતિ અંગે કહેવામાં આવ્યો હોય ! વિવાદનું કેન્દ્ર બિંદુ શું હશે ? એ વાત પણ એટલી જ સ્પષ્ટ છે. ટૂંકમાં કહીએ તો કોઈ જાતિ વિશેષને ચાર્તુવર્ણની અંદર માનવી કે ચાર્તુવર્ણની બહાર પાચંમી જાતિ માનવામાં આવે ? આ વાત તો શ્લોક ઉપરથી ફલિત થાય છે. સ્પષ્ટતા નથી તો એટલી જ કે જે જાતિ અંગે આ વિવાદ ઉભો થયો હતો તે જાતિનો મનુએ વિશેષ રુપે ઉલ્લેખ કર્યો નથી.

આ શ્લોકે એટલા માટે પણ કોયડો સર્જ્યો છે કે મનુનો નિર્ણય પણ અસ્પષ્ટ છે. મનુનો નિર્ણય તો એવો છે કે પાંચમી વર્ણ છે જ નહીં. એક સામાન્ય વિધાનની રુએ એનો એક અર્થ નીકળે જે પ્રત્યેક માણસની સમજમાં આવી શકે તેમ છે. પણ જ્યારે આ નિર્ણયને તે જાતિ વિશેષને લાગુ પાડવામાં આવે - જેના દરજજા અંગે વિવાદ ઉભો થયો હતો, તો એનો અર્થ શું થાય? એના બે અર્થ થઈ શકે. એનો એક એવો અર્થ પણ થાય કે પાંચમો વર્ણ છે જ નહીં. એટલે તે જાતિ વિશેષ આ ચારવર્ણોમાંની કોઈ પણ એકની અંદર સ્વીકારવી જોઈ. પરંતુ એનો એવો અર્થ પણ થઈ શકે કે; - કારણ કે વર્ણો ચાર જ છે. પાંચમો વર્ણ નથી એટલે એ જાતિને એકદમ ચાર્તુવર્ણની બહારની માનવામાં આવે.

સનાતની હિંદુઓનો પરંપરાગત મત એવો છે કે મનુસ્મૃતિના આ કથનનો સંબંધ 'અછૂત' અંગે છે. 'અછૂત'નો દરજજો જ વિવાદનો વિષય હતો અને મનુએ આપેલો નિર્ણય અછૂતોના દરજજા અંગે જ છે.

આ અર્થ એટલો બધો બંધિયાર બની ગયો છે કે એના દ્વારા હિંદુઓના બે ભેદ ગણવામાં આવ્યા છે. સવર્ણ હિંદુ અને અવર્ણ હિંદુ અથવા અસ્પૃશ્યો હવે પ્રશ્ન એ છે કે 'અછૂતપ્રશ્ન' અંગે આ મત સાચો છે કે કેમ ? મનુના આ શ્લોકનું તાત્પર્ય કોઈ બાબત અંગે છે ? શું એનું તાત્પર્ય અછૂતો સાથે છે ? સંભવ છે કે આ વિષયની ચર્ચા વિવાદગ્રસ્ત પ્રશ્નથી દૂરની ચીજ માલુમ પડે છે - પણ હકીકતમાં એવું નથી કારણ કે જો શ્લોકનો સંબંધ 'અછૂતો' અંગે જ હોય તો એટલું તો સિધ્ધ થાય છે જ કે મનુના સમયમાં ' અસ્પૃશ્યતા'

નહોતી. આ એક એવા વિષયનું પરિણામ છે જેનો ચર્ચા માટેના વિષય સાથે સીધો સંબંધ છે. એટલે આ વિષય અંગે થોડુંક વિવેચન કરવું પડશે.

મારો નિશ્ચિત મત છે કે ઉપરોક્ત અર્થ દોષપૂર્ણ છે. મારો એવો મત છે કે આ શ્લોકનો અછૂતો સાથે કોઈ સંબંધ છે નહીં. મનુએ ક્યાંય કહ્યું નથી કે કઈ જાતિના દરજ્જા વિશે વિવાદ ઉભો થયો હતો અને વિવાદનો નિર્ણય મનુએ આપ્યો હતો. શું તે અછૂતોની જાતિ હતી કે બીજી કોઈ જાતિ ? આ શ્લોકનો અછૂતોની ઉત્પત્તિ અંગે સંબંધ નથી એવી મારી માન્યતા અંગેનું સમર્થન કરવા હું બે વાતો પર આધાર રાખુ છું. એ કાળે કેવળ 'અપવિત્રતા' હતી. ચાંડાલ પ્રત્યે મનુનો ભાવ માત્ર ધૃણાનો છે. તે સમયે ચાંડાલ પણ કેવળ ' અપવિત્ર' જ હતા. આમ હોવાથી આ શ્લોકને કોઈ પણ પ્રકારે ' અસ્પૃશ્યતા'થી કોઈ પણ રીતનો સંબંધ નથી અને હોઈ શકે પણ નહીં. બીજી વાત એ છે કે; આપણી પાસે આ વાતનું સમર્થન કરવાનું પ્રમાણ છે, કે આ શ્લોકનો સંબંધ 'અછૂતો' સાથે નહીં પણ 'દાસો' સાથે છે. આ મતનો આધાર નારદ-સ્મૃતિના એ શ્લોકની ભાષા સાથે છે જેનું ટાંચણ આ પુસ્તકના સાતમા પ્રકરણમાં જ્યાં ' અસ્પૃશ્યતાનો આધાર વ્યવસાય' શીર્ષક હેઠળ કરવામાં આવ્યો છે. ધ્યાન આપવા જેવી બાબત એ છે કે **નારદસ્મૃતિ 'દાસો'ને પાંચમો વર્ણ માનીને ચાલે છે.** અને પાંચમી વર્ણ તરીકે એનો ઉલ્લેખ કરે છે. જો નારદસ્મૃતિનાં પાંચમા વર્ણનો અર્થ 'દાસ' થતો હોય તો મનુસ્મૃતિમાં પાંચમો વર્ણનો અર્થ 'દાસ' ન થઈ શકે એવું માનવાને કોઈ કારણ નથી. જોં આ તર્ક સાચો હોય તો પણ એનાથી વિધાનનું જડમૂળ જ નીકળી જાય છે કે મનુના સમયમાં અસ્પૃશ્યતા હતી અને મનુ અછૂતોને વર્ણવ્યવસ્થાના ચોકઠામાં સમાવવા તૈયાર નહોતા. એટલે જ મનુનો આ શ્લોક 'અસ્પૃશ્યતા' અંગે નથી એમ માનવું પડે અને મનુના સમયમાં 'અસ્પૃશ્યતા' નહોતી એમ સ્વીકારવું પડે.

આ રીતે નિશ્ચયાત્મક રુપે 'અસ્પૃશ્યતા'ની ઉત્પત્તિની તિથિ અંગેની ઉપરી સીમાનું નિર્ધારણ આપણે કરી શકીએ. આપણે સ્પષ્ટ રીતે કહી શકીએ તેમ છીએ કે; મનુસ્મૃતિએ 'અસ્પૃશ્યતા'નો આદેશ આપ્યો નહોતો અને છતાંય મહત્ત્વપૂર્ણ પ્રશ્ન તો બાકી રહે જ છે . મનુસ્મૃતિનો સમય કયો છે ? આ

પ્રશ્નનો ઉત્તર મેળવ્યા વિના એક સામાન્ય માણસ માટે કોઈ વિશેષ સમયમાં અસ્પૃશ્યતા હોવા અંગે કંઈ પણ કહેવું મુશ્કેલ છે. મનુસ્મૃતિના સમય અંગે પંડિતોમાં મતૈક્ય નથી. કેટલાક લોકો એને અતિ પ્રાચીન માને છે અને કેટલાક અર્વાચીન માને છે. તમામ પ્રકારનો વિચાર કરીને પ્રોફે. બુહલરે [૧] (Prof Buhler) મનુસ્મૃતિનો સમય નિશ્ચિત કર્યો છે, જે સત્ય પ્રતિત થાય છે. શ્રી બુહલરના મતાનુસાર આપણને મનુસ્મૃતિ અત્યારે જે સ્વરુપે મળે છે તે ઈ.સ.ની બીજી સદીમાં અસ્તિત્વમાં આવી છે. કેવળ પ્રોફે. બુહલરે જ મનુસ્મૃતિને માટે આટલો નજીકનો સમય નિર્ધારિત નથી કર્યો પણ શ્રી દફતરીનો તર્ક છે કે મૌર્યવંશના બૌધ્ધ નરેશ મહારાજ બૃહદ્રથની હત્યા જે એના બ્રાહ્મણ સેનાપતિ પુષ્પમિત્ર શુંગે કરી એની સાથે સીધો સંબંધ છે. કારણ કે આ દુર્ઘટના ઈ.સ. પૂ. ૧૮૫માં થઈ છે. એટલે મનુસ્મૃતિ ઈ.સ. પૂ. ૧૮૫ પછી લખાઈ હોવી જોઈએ. આ પ્રકારના પરિણામનું સમર્થન કરવા માટે પુષ્પમિત્ર દ્વારા બૃહદ્રથ મૌર્યની હત્યા અને મનુસ્મૃતિના લેખન સાથે જે સંબંધ છે એને જોરદાર અકાટ્ય પ્રમાણોથી સિધ્ધ કરવાની આવશ્યકતા છે. દુર્ભાગ્યથી શ્રી દફતરીએ એવું કર્યું નથી. એટલે એમનું તારણ નિરાધાર પ્રતિત થાય છે. આ પ્રકારના સંબંધની સ્થાપના કરવી અનિવાર્ય છે. સદ્ભાગ્યે આ અંગેના પુરાવાઓની કમી નથી.

દુર્ભાગ્ય એ વાતનું છે કે પુષ્પમિત્રે શૃંગે બૃહદ્રથ મૌર્યની હત્યા કરી એના તરફ કોઈનું ધ્યાન ગયું નથી અથવા જે પ્રકારે ધ્યાન જવું જોઈએ. એટલું ધ્યાન આકર્ષિત થયું નથી. ઈતિહાસ તો એ આ ઘટનાને બે વ્યકિતઓના વ્યકિતગત ઝઘડાનું રુપ આપીને એને એક સામાન્ય ઘટનામાં ખપાવી દીધી છે. ખરેખર તો એનાં પરિણામોની દ્રષ્ટીએ આ યુગાંતરકારી ઘટના હતી. આ ઘટનાનું મહત્ત્વ એ વાતથી માપી શકાય તેમ નથી કે જે બે રાજવંશોના પરિવર્તનની ઘટના છે. શુંગોએ મૌર્યનું સ્થાન ગ્રહણ કર્યું. ખરેખર તો ફ્રાન્સની રાજ્યક્રાંતિથી પણ મોટી નહીં; તો એના જેટલી જ નોંધપાત્ર રાજ્યક્રાંતિ તો ચોકકસ હતી. આ એક ક્રાંતિ હતી 'લોહિયાળ ક્રાંતિ'. એનો ઉદ્દેશ હતો બૌધ્ધ રાજાઓનો તખ્તો પલ્ટી

૧ બુહલેર - લોઝ ઓફમનું (એસ.બી.ઇ.) ગ્રંથ. ૨૫.

નાખવો. એના સૂત્ર સંચાલકો હતા બ્રાહ્મણો. પુષ્પમિત્ર દ્વારા બૃહદ્રથની હત્યા આ વાતનું પ્રતિક છે.

વિજયી બ્રાહ્મણોને અનેક ચીજોની આવશ્યકતા હતી. સ્વાભાવિક રીતે જ એમને માટે આવશ્યક હતું કે; તેઓ ચાર્તુવર્ણને દેશનો કાનુન બનાવી દે. બૌધ્ધો ચાર્તુવર્ણનો સ્વીકાર કરતા ન હતા.

'પશુબલિ'ને બૌધ્ધોએ રોકી હતી. એને પણ કાનુની સ્વરુપ આપવાની આવશ્યકતા હતી. એ સિવાય પણ કંઈ વિશેષની ઈચ્છા બ્રાહ્મણોની હતી. બૌધ્ધ નરેશોની વિરુધ્ધ આ ક્રાંતિ લાવીને બ્રાહ્મણવાદે દેશના એવા બે પ્રચલિત નિયમોનું ઉલ્લંઘન કરી દીધું. જેને તમામ લોકો પવિત્ર અને અનુલંઘનિય માનતા હતા.

પહેલો નિયમ એ હતો કે બ્રાહ્મણોએ શસ્ત્રનો સ્પર્શ કરવો એ પાપ છે.

બીજા નિયમ અનુસાર રાજાનું શરીર પવિત્ર ગણાતું અને એની હત્યા પાપ ગણાતું.

વિજયી બ્રાહ્મણવાદને પોતાના પાપોનું સમર્થન કરવા માટે એક પવિત્ર ગ્રંથની આવશ્યકતા હતી. જે સૌને માટે પ્રમાણરુપ બની રહે. 'મનુસ્મૃતિ' પ્રત્યે ધ્યાન આકર્ષિત કરવા પાછળનું કારણ એ છે કે તે કેવળ ચાર્તુવર્ણને જ દેશનો કાયદો બતાવતી નથી, કે ન તો પશુબલિને કાનુનની દ્રષ્ટીએ ઉચિત ગણાવે છે પરંતુ એવું પણ પ્રતિપાદિત કરે છે કે બ્રાહ્મણોએ ક્યારે હાથમાં શસ્ત્રો લેવા જોઈએ અને તે રાજાની હત્યા કરે તો પણ અધર્મ કરતો નથી. પહેલાંની સ્મૃતિઓએ જે કામ કર્યું નહોતું એ કામ મનુસ્મૃતિએ કર્યું હતું. આ તદ્દન નવો માર્ગ હતો અને તદ્દન નવો જ સિધ્ધાંત હતો.

પ્રશ્ન એ છે કે મનુસ્મૃતિને આવું કરવાની આવશ્યકતા શા માટે લાગી ? એનો કેવળ એટલો જ ઉત્તર છે કે; પુષ્પમિત્રે જે રાજ્યક્રાંતિ કરી હતી એનું વૈચારિક અને તાત્વિક સમર્થન થઈ શકે. પુષ્પમિત્ર અને મનુસ્મૃતિ વચ્ચેના આ નવા સિધ્ધાંતથી મૂળ વાત પ્રગટ થાય છે. એટલે મનુસ્મૃતિ ઈ.સ.પૂ. ૧૮૫ના કેટલાક સમય બાદ અસ્તિત્વમાં આવી હોવી જોઈએ. મનુસ્મૃતિનો કાળનિર્ણય થઈ ગયા પછી આપણે કહી શકીએ કે ઈ.સ.ની બીજી સદી પૂર્વ 'અસ્પૃશ્યતા' નહોતી.

હવે આપણે 'અસ્પૃશ્યતા' અંગેની નીચલી સમય મર્યાદાનો નિર્ણય કરવા પ્રત્યે ધ્યાન આપીએ. આને માટે આપણે ચીનીયાત્રીઓ પ્રત્યે ધ્યાન આપવું પડશે, જેઓ ભારતમાં આવ્યા અને જેમણે તત્કાલિન સમયના ભારતીયોના રીતરિવાજોનો ઉલ્લેખ કર્યો છે. આમાં ફાહિયાન નામના ચીની યાત્રીનું કથન વિશેષ નોંધપાત્ર છે. તે ઈ.સ. ૪૦૦માં ભારતમાં આવેલો. એણે ભારતમાં જે કંઈ જોયું તે લખ્યું છે. એમાં નિમ્નલિખિત અનુચ્છેદ આવે છે. [૧]

'આ (મથુરા)થી દક્ષિણે મધ્યદેશ નામે ઓળખાતો પ્રદેશ છે. અહીંની આબોહવા ઉષ્ણ તથા સમશીતોષ્ણ છે. અહીં કરા પડતા નથી કે બરફ વરસતો નથી. લોકો સમૃધ્ધ છે. એમની ઉપર વ્યક્તિ-કર નથી અને અન્ય સરકારી નિયંત્રણો લાદવામાં આવ્યા નથી. જે સરકારી જમીન ખેડે છે એમણે પોતાના મળતરમાંથી એક ભાગ આપવો પડે છે. જો તે ખેડવાનું ચાલુ રાખવા માગે તો ચાલુ રાખી શકે છે. જો બંધ કરવા ઈચ્છે તો બંધ કરી શકે છે. રાજા શારીરિક દંડ આપ્યા વિના શાસન કરે છે અપરાધીઓને ગુણ દોષ અનુસાર હલકો અથવા ભારે દંડ કરવામાં આવે છે. વારંવાર વિદ્રોહ કરવા છતાં પણ કેવળ એમનો જમણો હાથ જ કાપી નાખવામાં આવે છે. રાજાની ડાબી-જમણી બાજુ રહેનારા અંગરક્ષકોને ચોક્કસ વેતન આપવામાં આવે છે. દેશભરમાં ચંડાલો સિવાય કોઈ પણ વ્યક્તિ હત્યા કરતો નથી, કે સુરાપાન કરતો નથી કે લસણ કે ડુંગળી ખાતો નથી. ચાંડાલોને 'કુપુરુષ' કહેવામાં આવે છે. તેઓ બીજાઓથી અલગ રહે છે. જો તેઓ વસ્તીમાં કે બજારમાં પ્રવેશ કરે, તો પોતાની જાતને અલગ પાડવા માટે લાકડાના ટુકડાથી એક પ્રકારનો અવાજ કરે છે. જેથી માણસોને એમના આગમનની ખબર પડી જાય છે અને તેઓ એમનાથી સાચવીને ચાલે છે. આ પ્રદેશમાં લોકો સુવ્વર ન તો પાળે છે કે ન તો મરઘાઓને પાળે છે. તેઓ પશુઓનું વેચાણ કરતા નથી. અહીં ખુલ્લા બજારમાં ન તો કસાઈખાનાં હોય છે કે ન તો દારુના પીઠાં હોય છે . લે-વેચમાં તેઓ કોડિયોનો (cowrie shells) ઉપયોગ કરે છે. ચાંડાલોનું કાર્ય કેવળ શિકાર કરવાનું અને માછલીઓ વેચવાનું છે.

ફાહિયાનના સમયમાં 'અસ્પૃશ્યતા' વિદ્યમાન હતી એનું પ્રમાણ ઉપરોક્ત

૧ બીલ : બુદ્ધિસ્ટ રેકોર્ડઝ ઇન વેસ્ટર્ન ઇંડિયા; ઇંટ્રોડક્શન પૃ. ૩૮.

પરિચ્છેદથી સ્વીકારી શકાય ? ચાંડાલો પ્રત્યે જે પ્રકારનો વ્યવહાર કરવામાં આવતો હતો એ વર્ણનને આધારે એવું તારણ કાઢી શકાય કે, ફાહિયાનના સમયમાં 'અસ્પૃશ્યતા'નું અસ્તિત્વ હતું.

પરંતુ આવું તારણ કાઢવામાં અને સ્વીકાર કરવામાં એક મુશ્કેલી છે. મુશ્કેલી એટલા માટે જ ઉભી થાય છે કે જે કંઈ કહેવામાં આવ્યું છે તે ચાંડાલોના જ વિષયમાં કહેવામાં આવ્યું છે.

'અસ્પૃશ્યતા'નું અસ્તિત્વ છે અથવા નથી એ બાબત સિધ્ધ કરવા માટે ચાંડાલોનું ઉદાહરણ એક સારું ઉદાહરણ નથી. બ્રાહ્મણો ચાંડાલોને પોતાના પરંપરાગત શત્રુઓ માનતા આવ્યા હતા. એમને માટે એ સ્વાભાવિક છે કે ચાંડાલો ઉપર ધૃણિત આચરણનો આરોપ મૂકે અને એમને માટે નીચ શબ્દોનો પ્રયોગ કરે અને પોતાની દ્વેષ ભાવનાની શાંતિને માટે એના પ્રત્યે એકદમ બનાવટી વ્યવહાર કરે. એટલે ચાંડાલો અંગે જે કંઈ કહેવામાં આવ્યું છે; તેના ઉપર ખૂબ જ સમજી વિચારીને વિશ્વાસ કરવો જોઈએ.

આ તર્ક કેવળ કલ્પનાશ્રિત નથી. જેમને આ તર્ક અશક્ત લાગે તેમણે પ્રમાણ રુપે બાણની કાદંબરીમાં આપેલા ચાંડાલો પ્રત્યે ભિન્ન વ્યવહાર પર વિચાર કરવો જોઇએ.

કાદંબરીની કથા ઘણી ગુંચવાયેલી છે. વાસ્તવમાં એની સાથે આપણો વિશેષ સંબંધ નથી. આપણાં ઉદ્દેશ્યને માટે માત્ર એટલી જાણકારી જ પર્યાપ્ત છે કે આ કથા એક ચાંડાલ કન્યા દ્વારા પાળવામાં આવેલા વૈશમ્પાયન નામના પોપટે રાજા શુદ્રકને સંભળાવી હતી. કાદંબરીનો નિમ્નલિખિત ઉધ્ધરણ આપણે માટે મહત્ત્વપૂર્ણ છે. કવિ બાણે ચાંડાલ-વસ્તીનું જે વર્ણન કર્યું છે એનાથી જ આરંભ કરવો ઠીક રહેશે. તે આ પ્રકારે છે.[1]

"મેં બર્બરોની વસ્તી દીઠી. જાણે કે દુષ્કર્મોનું સાક્ષાત બજાર. ચારે કોર શિકાર પ્રવૃત્ત છોકરાઓ કૂતરાઓને ઉશ્કેરીને દોડાવતા, પોતાના બાજ પક્ષીઓને તાલિમ આપતા, પોતાની જાળ સુધારતા અને હથિયારો લઈને, માછલીઓ

૧ કાદંબરી (રાઇડીંગ્સનું ભાષાંતર) પૃ. ૨૦૪.

પકડતા, વેશભૂષામાં ભૂતો સમાન ભયાનક, ગાઢ વાંસના જંગલોમાં- વસેલી એમની વસ્તીના ઘરના દરવાજા જ્યાં ત્યાંથી નીકળતા ધુમાડાથી મળી શકે. ચારે બાજુ ખોપરીઓ લટકાવેલી હતી. રસ્તામાં કચરાઓ ઉપર હાડકાંના થર જામેલા, ઝુંપડીઓના આંગણામાં રક્ત, ચર્બી અને માંસના ટુકડા અને કીચડ. એનું જીવન શિકારનું ભોજન, માંસનું તેલ, ચરબી, વસ્ત્ર, જાડા ખરબચડા રેશમનું આસન, સુકવેલા ચામડા, ઘરોના ચોકીદાર કૂતરા, સવારી કરવા માટે ગાય, પુરુષોનું કામ સ્ત્રી અને શરાબ, દેવતાઓ માટે બલિનું રક્ત, પશુવધ. આ જગ્યા સાક્ષાત નરકની મૂર્તિ છે."

આ પ્રકારની વસ્તીમાંથી ચાંડાલ કન્યા પોતાના પોપટની સાથે રાજા શુદ્રકના મહેલમાં જાય છે. રાજા શુદ્રક પોતાના દરબારીઓની સાથે દરબારમાં વિરાજમાન છે. દ્વાર-પાલિકા અંદર જાય છે અને સુચના આપે છે કે;

"મહારાજ, દક્ષિણથી આવેલી એક ચાંડાલ કન્યા દ્વાર પર ઉભી છે. તે ત્રિશંકુવંશની શોભા છે જે આકાશમા લટકયો હતો. પણ ક્રોધી ઈન્દ્રના પ્રહારથી ભૂમિ પર પડયો. એની પાસે પાંજરામાં એક પોપટ છે. તે મારા દ્વારા આપ શ્રીમાનને નિવેદન કરે છે કે; "મહારાજ, આપ સમુદ્રની જેમ સમગ્ર સંસારના તમામ રત્નોને ગ્રહણ કરવાના અધિકારી છો. એવું માનીને કે આ પોપટ સંસારનું અદ્ભૂત આશ્ચર્ય અને અમૂલ્ય રત્ન છે, હું આપને આ રત્ન સમર્પિત કરવા માગું છું અને આપના દર્શન કરવા ઈચ્છું છું. હે ! રાજન ! આપે એનો સંદેશ સાંભળી લીધો, હવે આપ જે આજ્ઞા આપો તે પ્રમાણે કરું.

આ રીતે તેણે પોતાનું નિવેદન કર્યું. રાજાએ, - જેની ઉત્સુકતા જાગૃત થઈ હતી, એણે દરબારીઓ તરફ જોયું અને "શા માટે એને આવવા ન દેવી ?" કહી એને આજ્ઞા આપી. ત્યારે રાજાજ્ઞા પ્રાપ્ત થતાં જ દ્વારપાલિકાએ તે ચાંડાલ કન્યાને અંદર આવવા દીધી. તે ચાલી આવી.

રાજા અને તેના દરબારીઓએ શરુઆતમાં એના તરફ ધ્યાન આપ્યું નહીં. રાજાનું ધ્યાન આકર્ષિત કરવા માટે એણે ચિતરેલા ભૂમિતળને વાંસથી ઠોકયું. આ પછી બાણ તે ચાંડાલ કન્યાનું વર્ણન કરે છે.

"ત્યારે રાજા 'એ બાજુ જુઓ' કહીને દ્વાર પાલિકાના નિર્દેશાનુંસાર ચાંડાલ

કન્યાની વેશભૂષા તરફ ખૂબ ધ્યાનથી જોયું. એની આગળ એક માણસ ચાલી રહ્યો હતો. દીર્ઘ આયુષ્યને કારણે એના વાળ સફેદ થઈ ગયા હતા. એની આંખો કમળની જેમ લાલ હતી. જેના અંગોની તરુણાઈ આથમી ગયા છતાં સતત પરિશ્રમ કરવાને લીધે તે મજબૂત હતો. એનો ચહેરો મોહરો જો કે માતંગ જેવો હતો છતાંય ઉપેક્ષા પાત્ર નહોતો અને દરબારીઓને ઉચિત એવાં શ્વેતવસ્ત્રો એણે ધારણ કર્યા હતા. એની પાછળ પાછળ એક ચાંડાલ છોકરો ચાલતો હતો. જેના વાળ એનાં બન્ને ખભાઓ ઉપર લટકતા હતા . એના હાથમાં એક પાંજરું હતું. પાંજરાના સળિયાનો રંગ જો કે સોનેરી હતો પણ પોપટની કલગીનો પડછાયો પડવાને કારણે નીલમની જેમ ચમકતો હતો. તે (ચાંડાલ કન્યા) સ્વયં શ્યામળા રંગની હતી . એટલે કૃષ્ણ જેવી જ લાગતી હતી - જેણે એકવાર અસુરો પાસેથી અમૃત ઝુંટવી લેવા સ્ત્રીનો વેષ ધારણ કર્યો હતો. તે એવી લાગતી હતી જાણે કે નીલમની પ્રતિમા ચાલી આવતી ન હોય ! એનાં નીલાં વસ્ત્રો, જે એની એડી સુધી લટકેલાં હતાં. તેના ઉપર લાલ રંગની રેશમની ચાદર ઢંકાયેલી હતી. જાણે કે સંધ્યાકાલીન સૂર્ય નીલા કમળો ઉપર ચમકી રહ્યો ન હોય ! એના કાનમાં લટકતી વાળીઓને કારણે એના ગાલનો રંગ સફેદ થઈ ગયો હતો. જેમ ઉગતા ચંદ્રમાની કિરણોને લીધે રાત્રીનું મુખડું. એના માથા ઉપર ગોરોચનનું નાનકડું તિલક હતું. જાણે કે ત્રીજી આંખ ન હોય ! તે શિવજીના અંગ ઉપર સજેલી પર્વતારોહિણી પાર્વતી જેવી લાગતી હતી.

તે શ્રી (લક્ષ્મી)ની જેમ શોભાયમાન હતી. જેમાં વસ્ત્ર નારાયણના નીલવર્ણની છાયાથી શોભિત અને સુશોભિત હતી. અથવા રતિની જેમ - જેને ક્રોધી શિવ દ્વારા દહન કરવામાં આવેલા કામદેવની આગને લીધે ઉત્પન્ન થયેલા ધુમાડાએ કાળું કરી દીધું હતું અથવા યમુનાની જેમ જે બલરામના હળથી ખેંચવામાં આવશે એવા ડરથી ભાગી ગઈ હતી અથવા ઘેરા લાખથી જેનાં કમળ જેવા 'ચરણોમાંથી કુંપણો નીકળી ન હોય ! ઠીક એવાં જ જેવા દુર્ગાના રક્ત ચરણ, જેણે હમણાં જ મહિષાસુરનું દલન કર્યું હોય !

એની આંગળીઓની ઘેરી લાલીને કારણે એના નખ ગુલાબી રંગના હતા. ચિત્રિત કરેલા ભોંયતળિયાં એનાં કોમળ સ્પર્શ માટે કઠોર હતા. તે આગળ વધી

અને એના પગ જમીન ઉપર એવી રીતે ટેકવ્યા જાણે કે બે કોમળ શાખાઓ ન હોય !

એના પગમાંથી નીકળનારી અગ્નિવર્ણી કિરણો એને એવી રીતે ઘેરી વળી હતી. જાણે કે તે અગ્નિ (દેવતા)ના બાહુમાં ઘેરાયેલી ન હોય ! એનું લાગતું હતું કે, એના સૌંદર્ય પર મુગ્ધ થઈને તે એમના જન્મ દુષણને દૂર કરવા બ્રહ્માના 'કૃત'ને 'અકૃત' કરવા ઈચ્છતા ન હોય !

એની કમ્મર એવી હતી કે જાણે કે પ્રેમના હાથીને માથે તારાઓની પંક્તિ જડી ન હોય ! એની માળા મોટા મોટા ચમકદાર મોતીઓની એક હારમાળા હતી જાણે કે ગંગાની ધારા હમણાં હમણાં યમુનાને રંગત ન આપતી હોય !

શરદ્ ઋતુની જેમ એણે પોતાના કમળ સદૃશ નય ખોલ્યાં. વર્ષા ઋતુના વાદળો જેવાં એનાં કાળા કાળાં વાળ, મલય પર્વતની શૃંખલાની જેમ ચંદનથી લદાયેલી હતી. શશિચક્રની જેમ તે મોતીઓથી જડાયેલી હતી, સરસ્વતીની જેમ એના હાથ કમળ જેવા સુદંર હતા. એને જોતાં જ મૂર્છા છવાઈ જાય તેમ હ્રદય પર તે અધિકાર કરનારી હતી. વનની જેમ એની પાસે જીવિત સૌંદર્ય હતું. દેવ કન્યાની જેમ એના પર કોઈનો અધિકાર નહોતો. નિંદ્રાની જેમ તે આંખો પર જાદુ કરનારી હતી. જે રીતે જંગલમાં એક કમળ સરોવર - હાથીઓથી ભરેલું રહે છે એ જ રીતે એના માતંગ જન્મને કારણે કંઈક આભાહીન હતી. દેવતાઓની જેમ એનો સ્પર્શ કરી શકાય તેમ નહોતો. યંત્રની જેમ તે કેવળ આંખોને સુખદાઈ હતી. વસંતના પુષ્પોની જેમ તે જાતિ પુષ્પવિહિન હતી. કામદેવના ધનુષ્યની જેમ એની પાતળી કમર હાથથી ખેંચી શકાય એવી હતી અને એના વાંકડિયાવાળ અલ્કાપુરીના યજ્ઞરાજની લક્ષ્મી સમાન હતા. એનું તારુણ્ય હજુ ખીલી રહ્યું હતું. તે અત્યંત સુંદર હતી. રાજાને આશ્ચર્ય થયું. તે વિચારવા માંડયો 'વિધાતા'એ આ સૌંદર્યને અ-સ્થાન (અનુચિત સ્થાન) પર ઉત્પન્ન કર્યું છે કારણ કે તે પોતાના ચાંડાલ રુપની મશ્કરી કરવા જ જાણે પેદા ન થઈ હોય ! અને સમગ્ર સંસારનું સૌંદર્ય રુપી ધનનો એના જ દ્વારા ઉપહાસ થઈ રહ્યો છે. તો પછી તે એવી એક જાતિમાં શા માટે પેદા થઈ ? કે કોઈ એનો ઉપયોગ જ ન કરી શકે. નિઃસંદેહ પ્રજાપતિએ પોતાની કલ્પનાથી જ એની રચના કરી છે.

એને ડર લાગ્યો હશે કે માતંગ- જાતિના સ્પર્શથી ક્યાંક એને દંડ ભોગવવો ન પડે. અન્યથા આ અછૂત સૌંદર્ય અને જો કે એનું રુપ સુંદર છે. તો પણ પોતાના જન્મની નીચતાને કારણ તે મર્ત્યલોકની લક્ષ્મીની જેમ દેવતાઓની નિરંતર નિંદાનું કારણ છે. તથા પોતાના સૌંદર્યની જેમ આ પ્રકારની વિચિત્ર રચના કરનાર બ્રહ્માના મનમાં ભયનો સંચાર કરે છે.

જે સમયે રાજા આ પ્રકારે વિચારી રહ્યો હતો, તે કન્યા અત્યંત વિશ્વાસની સાથે - જે તેના આયુષ્યની તુલનામાં અનોખી ચીજ હતી - તે રાજાની સામે ઝુકી, તે કાનો સુધી ફૂલોથી લદાયેલી હતી. જે સમયે તે પ્રણામ કરીને ચિત્રિત ભોંયતળિયા ઉપર આગળ વધી તો એનો સેવક તે પોપટને લઈ - જે હજુ પાંજરામાં જ હતો તે બે ચાર કદમ આગળ વધ્યો. કન્યાએ પોપટને રાજાને બતાવ્યો; અને બોલ્યો :

"શ્રીમાન ! આ પોપટનું નામ વૈશમ્પાયન છે. તે બધા જ શાસ્ત્રોનો અર્થ જાણે છે અને રાજનીતિના વ્યવહારમાં કુશળ છે . કથા, ઈતિહાસ અને પુરાણનો પંડિત છે. સંગીતના લય અને તાલથી સુપરિચિત છે. સુંદર, અદ્વિતિય, આધુનિક પ્રેમ કથાઓ, નાટકો અને કવિતાઓની રચના કરી શકે એવો છે અને રચના આપણને સંભળાવી પણ શકે છે. તે વાકપટુ છે અને વીણા, બંસરી તથા મૃદંગવાદનમાં અદ્વિતિય છે. આ નૃત્યકળાનો પંડિત અને ચિત્રકાળમાં ચતુર છે. તે ખેલકૂદમાં પણ પ્રવિણ છે અને પ્રેમ -કલહમાં ક્રોધિત તરુણીને શાંત કરવાના ઉપાયો શોધી કાઢવામાં પણ પંડિત છે. આ હાથીઓ, ઘોડાઓ અને સ્ત્રી પુરુષના લક્ષણોનો જાણકાર છે. આ પૃથ્વી ઉપરનું રત્ન છે. મારા સ્વામીની પુત્રી , એવો વિચાર કરીને કે જે પ્રકારે મોતીઓનું સ્થાન સમુદ્રમાં છે એવી જ રીતે આ પૃથ્વીનું ધન છે. તે આપને સમર્પિત કરવા લાવી છે. હે રાજન ! એનો સ્વીકાર કરો."[૧]

ચાંડાલ કન્યાનું આ વર્ણન જ્યારે આપણે વાંચીએ છીએ ત્યારે અનેક પ્રશ્નો પેદા થાય છે. પહેલી વાત તો એ કે ફાહિયાનના વર્ણન કરતાં તે કેટલું ભિન્ન છે. બીજું બ્રાણભટ્ટ એક વાત્સાયન બ્રાહ્મણો હતો. જેણે ચાંડાલ વસ્તીનું આવું

૧ કાદંબરી (રાઈડીંગ્સનું ભાષાંતર) પૃ. ૬-૮-૧૦.

વર્ણન કર્યું છે. પછી ચાંડાલ કન્યાના આવા કાઠ-બાઠ અને શાનનું વર્ણન કરવામાં કંઈ સંકોચ થયો નથી. શું 'અસ્પૃશ્યતા' સાથે જોડાયેલી પ્રથમ કથાની ઘૃણાની ભાવનાનો આ વર્ણન સાથે મેળ બેસે છે ? જો ચાંડાલ અછૂત હતા તો એક ચાંડાલ કન્યા રાજાના રાજમહેલમાં કેવી રીતે પ્રવેશી શકે ? એક અછૂત માટે બાણ આવી ભાષા કેવી રીતે પ્રયોજી શકે ?[૧] પતિત હોવાની વાત તો દૂરની, બાણના સમયમાં તો ચાંડાલો રાજવંશી પણ હતા. બાણ પોતે જ ચાંડાલ કન્યાને ચાંડાલ રાજકુમારી કહે છે. બાણની કાદંબરીનો સમય ઈ.સ. ૬૦૦ની આસપાસનો છે. એનો અર્થ એવો થયો કે ૬૦૦ ઈ.સ. સુધી ચાંડાલોને અછૂત ગણવામાં આવતા નહોતા. આ હકીકત પરથી એવું લાગે છે કે; સંભવત: ફાહિયાને જે અવસ્થાનું વર્ણન કર્યું છે તે જો કે 'અસ્પૃશ્યતા'ની સીમાને સ્પર્શ કરતું છે . પરંતુ તે 'અસ્પૃશ્યતા' નહોતી. (અસ્પૃશ્યતાની લગોલગની સ્થિતિ હતી). સંભવ તો એવો છે કે; 'અપવિત્રતા'ને અતિ સુધી ખેંચી જવાની આદત કારણભૂત હશે. આ વાત તો એથીય અધિક સંભવ લાગે છે. આપણે એ વાત યાદ રાખીએ કે ફાહિયાન ભારત આવ્યો હતો એ સમયે ગુપ્ત રાજાઓનું રાજ્ય હતું. ગુપ્તનરેશો બ્રાહ્મણવાદના સમર્થકો હતા. આ એ જ સમય છે જ્યારે બ્રાહ્મણવાદનો પુનરુધ્ધાર થયો અને બ્રાહ્મણો વિજયી થયા. એકદમ સંભવ વાત તો એ લાગે છે કે, ફાહિયાને જે અવસ્થાનું વર્ણન કરે છે તે 'અસ્પૃશ્યતા' નથી પરંતુ તે એક એવી સીમા છે જ્યાં બ્રાહ્મણો આ સંસ્કારગત અપવિત્રતાને ખેંચીને લઈ જવા માગતા હતા. આ સંસ્કારગત અપવિત્રતા કેટલીક જાતિઓ વિશેષરુપે ચાંડાલોની સાથે જોડાઈ ગઈ હતી.

બીજો ચીની યાત્રી જે ભારતમાં આવ્યો એનું નામ હ્યુએનસાંગ (Yuan - Chwang) હતું.[૨] તે ઈ.સ. ૬૨૯માં ભારતમાં આવેલો અને ૧૬ વર્ષ ભારતમાં રહેલો તથા લોકોના રીતરિવાજ અને દેશના એક ખૂણેથી બીજા ખૂણા સુધી કરેલી યાત્રાઓનું સાચે સાચું વર્ણન પોતાની પાછળ મૂકતો ગયો છે. ભારતના મકાનો અને શહેરોની સામાન્ય અવસ્થાનું વર્ણન કરતાં એણે લખ્યું છે;

૧ કાદંબરી (રાઈડીંગ્સનું ભાષાંતર) પૃ. ૨૦૪.
૨ વોલફર્સ : યુઆન-સાંગ. વો. ૧, પૃ. ૧૪૭.

"જે વસ્તીઓમાં અને શહેરોમાં તેઓ રહે છે, તે શહેરો અથવા પ્રદેશો ચાર ઊંચી પહોળી દિવાલો વચ્ચે છે. પરંતુ સડકો સાંકડી અને વાંકીચૂંકી છે. દુકાનો સડકો પર છે અને ધર્મશાળાઓ સડકોને કિનારે કિનારે છે. કસાઈ, ધોબી, નટ-નર્તક, બધિક અને ભંગીઓની વસ્તી એક નિશ્ચિત ચિહ્‌ન દ્વારા પૃથક કરવામાં આવી છે. તેમને શહેરોની બહાર રહેવા ફરજ પાડવામાં આવી છે અને જ્યારે એમને કોઈ ઘર પાસેથી પસાર થવાનું હોય છે તો તે ડાબી બાજુ દબાઈને ચાલે છે."

ઉપરનું ઉધ્ધરણ એટલું નાનું છે કે એના ઉપરથી નિશ્ચિતતાથી પરિણામ કાઢવું અસંભવ છે. પણ એમાં એક વાત મહત્ત્વની છે અને તે એ કે ફાહિયાને જે વર્ણન ચાંડાલોના સંબંધમાં કર્યું છે, અને હ્યુએનસાંગનું વર્ણન ચાંડાલો સિવાયની બીજી જાતિઓને પણ લાગુ પડે છે. આ એક મહત્ત્વની વાત છે. આ વર્ણની સામે કોઈ ગમે તેવો તર્ક કરી શકાય તેમ નથી કારણ કે તે ચાંડાલો સિવાય બીજી જાતિઓ પર પણ લાગુ પડે છે. એટલે મોટી સંભાવના તો એ છે કે જ્યારે હ્યુએનસાંગ ભારત આવ્યો ત્યારે અસ્પૃશ્યતાની ઉત્પત્તિ થઈ ગઈ હતી.

ઉપર જે કંઈ કહેવામાં આવ્યું છે, એના આધારે આપણે એટલું કહી શકીએ છીએ કે ઈ.સ. ૨૦૦ સુધી અસ્પૃશ્યતાનું અસ્તિત્વ નહોતું. પરંતુ ઈ.સ. ૬૦૦માં અસ્પૃશ્યતાનો જન્મ થઈ ચૂક્યો હતો.

અસ્પૃશ્યતાની ઉત્પત્તિનો નિર્ણય કરવા માટે આ ઉપરની અને નીચેની સીમાઓ છે. તો પછી આ ગાળા દરમિયાનની કોઈ ચોક્કસ તિથિ આપણે નિશ્ચિત કરી શકીએ, જે લગભગ સાચી હોય ! ગૌમાંસાહાર જ અછૂતપણાના મૂળમાં રહેલું છે જો આપણે ગૌમાંસાહાર નિષેધના સાથે આપણાં ચિંતનની આધારશિલા બનાવીએ તો એનો મતલબ એટલો જ થશે કે; અસ્પૃશ્યતાની ઉત્પત્તિને ગૌવધ તથા ગૌમાંસાહાર નિષેધની સાથે સીધો સંબંધ હોવો જોઈએ. જો આપણે એવું ચિંધી શકીએ કે ગૌવધ ક્યારે એક 'અપરાધ' બન્યો, અને ગૌમાંસાહાર ક્યારે 'પાપ' બન્યુ તો આપણે અસ્પૃશ્યતાની ઉત્પત્તિની એક તિથિ નિશ્ચિત કરી શકીએ. જે લગભગ ઠીક હોય !

ગૌવધને ક્યારે એક અપરાધ ઘોષિત કરવામાં આવ્યો ?

આપણે જાણીએ છીએ કે, મનુએ ન તો ગૌમાંસાહારનો નિષેધ કર્યો હતો કે ન તો ગૌવધને અપરાધ ગણ્યો હતો. તો પછી તે અપરાધ ક્યારે બન્યો ? ડૉ. ડી. આર. ભાંડારકરે સ્પષ્ટ કર્યું છે તે પ્રમાણે ઈ.સ.ની ચોથી સદીના કોઈ સમયે ગુપ્તનરેશોએ ગૌવધને પ્રાણ દંડનીય અપરાધ ઘોષિત કર્યો હતો.

એટલે આપણે વિશ્વાસની સાથે કહી શકીએ કે; અસ્પૃશ્યતા ઈ.સ. ૪૦૦ની આસપાસના કોઈક સમયે પેદા થઈ અને આ બૌધ્ધધર્મ અને બ્રાહ્મણ ધર્મના સર્વોપરિતા માટેના સંઘર્ષમાંથી પેદા થઈ. આ સંઘર્ષ ભારતના ઈતિહાસને પૂરેપૂરી રીતે બદલી નાખ્યો છે. ખેદ માત્ર એટલો જ છે કે; ભારતીય ઈતિહાસના વિદ્યાર્થીઓએ એના અધ્યયનની ઘોર ઉપેક્ષા કરી છે.

# શબ્દસૂચિ

અસ્પૃશ્યો કોણ હતાં ? અને તેઓ અસ્પૃશ્યો કેવી રીતે બન્યા ? ગ્રંથ -૧૪



અસમાનતા જેવી નરી સ્વાર્થી વસ્તુને પરંપરા બનાવવી તે જેટલુ સહેલુ છે તેટલી સહેલાઈથી સત્યને આદર્શ બનાવી શકાતુ નથી. માણસ જયારે પોતાના અંગત સ્વાર્થને આદર્શ (પરંપરા) બનાવે છે. અને આવા સ્વાર્થને પરંપરા બનાવી એ, અપરાધ સિવાય બીજુ કાંઈ નથી, અને આ અસમાનતા (સ્વાર્થ) પરંપરા છે, તેવો અભીપ્રાય પણ સદાચારનો વિરોધ કરે છે. સમ્યક સમજણ ધરાવતો કોઈપણ સમાજ આવી પરંપરાને સ્વીકારે જ નહી એટલુ જ નહી, પણ ઈતિહાસના પરીપ્રેક્ષમાં જોઈએ તો, વ્યક્તિ અને સમાજે જે પ્રગતી કરી છે તે માત્ર નૈતિક સિદ્ધાંત ને કારણે જ કરી છે. માટે જે કોઈ ખોટી પરંપરા પડી હોય તે, કદી પણ શાશ્વત પરંપરા હોતી નથી, પરંતુ તે પરંપરાને સત્યના પરિપ્રેક્ષમાં ફરીથી શાશ્વત બનાવવી જોઈએ.

**ડૉ. બી. આર. આંબેડકર**